ૐ

પ્રસિદ્ધવક્તા પૂજ્યપાદ મુનિમહારાજ
શ્રી શ્રી શ્રી ૧૦૦૮
ચારિત્રવિજય મહારાજ લિખિત

# લેખ સંગ્રહ.

(દ્વિતીય ભાગ.)

પ્રકાશક,
"જૈન" પત્રની ઑફીસ
ભાવનગર.

વીર સંવત્ ૨૪૪૩. વિક્રમ સંવત્ ૧૯૭૩.

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ગુલાબચંદ લલ્લુભાઇએ છાપ્યું.

પાકા પુંઠાનું મૂલ્ય ૧-૦-૦

# અનુક્રમણિકા.

## ( લેખોની )




પ્રસિદ્ધવક્તા મુનિમહારાજશ્રી ચારિત્રવિજયજી મહારાજના કેટલાક લેખોનો સંગ્રહ પ્રથમ ભાગ તરીકે આજથી પાંચ વર્ષ ઉપર મુંબઇ ખાતે મેસર્સ મેઘજી હીરજીની કુંપની તરફથી બહાર પાડવામાં આવ્યો હતો. અનુભવ ઉપરથી અમો જોઇ શકયા છીએ કે રસિક વાચકોએ તેનો બહુ સારો સત્કાર કર્યો હતો અને હજી પણ એ સત્કાર અખંડિત જ રહ્યો છે. મહારાજશ્રીના લેખોમાં તથા વ્યાખ્યાનોમાં કેવી ગંભીરતા તથા હૃદયંગમતા રહેલી છે, તે વિષે પ્રથમના પ્રકાશકે વિસ્તારપૂર્વક વિવેચન કર્યું છે તેથી અમારે પુનરૂક્તિ કરવાની અત્યારે આવશ્યકતા નથી. તોપણ એટલું કહ્યા વિના નથી ચાલતું કે આ લેખો કે જેનો સંચય અમે સામયિક પત્રોમાંથી જ કર્યો છે, તે અનેક દૃષ્ટિબિંદુઓથી વિચારતાં અત્યંત ઉપયોગી અને અકૃત્રિમ ચૈતન્યમય છે. અમારા આ મંતવ્યને સમાજના સુજ્ઞ વાચકોનો તથા સમાલોચકોનો ટેકો હોવાથી જ અમે નિઃસંકોચપણે અમારો અભિપ્રાય ઉક્ત શબ્દોમાં વ્યક્ત કર્યો છે. મહારાજશ્રીની લેખગત ભાવનાઓમાં ગતાનુગતિકતા કિંવા પરાધીનતાનો અંશ દૃષ્ટિગોચર થતો નથી. બીજા શબ્દોમાં કહીએ તો તેમાં એક પ્રકારની એવી સ્વાભાવિકતા તથા મહાપ્રાણતા રહેલી છે તે વાચકના હૃદયને અભિભૂત કર્યા વગર રહેતી નથી. વસ્તુતઃ જેઓએ લેખસંગ્રહનો પ્રથમ ભાગ અ-

લોકપ્રિય હશે તેમજ જેઓ આ દ્વિતીય ભાગનું સાદ્યંત અવલોકન કરશે તેઓ જોઇ શકશે કે, મહારાજશ્રી જેવા સ્પષ્ટ અને ઉદાર ભાવવાળા વક્તા છે, તેવાજ સ્પષ્ટ અને ગંભીરભાવવાળા એક લેખક પણ છે. જેઓ યથાર્થ વિચારક છે તેમને ખરી રીતે લેખક કે વક્તાનું વિશેષણ લગાડવું તે પ્રાયઃ નિરર્થક જ છે. મહારાજશ્રી ચારિત્રવિજયજીના લેખો તથા ભાષણોનું મનન કરવાથી જણાય છે કે તેમને પ્રસિદ્ધવક્તા કે પ્રસિદ્ધ લેખકની કોટીમાં મૂકવા કરતાં પ્રસિદ્ધ વિચારકની કોટીમાં મૂકવા એ વધારે બંધબેસતું છે. વિચારક-પ્રતિભાશીલપુરુષો અને તેમની ભાવનાઓ એજ સમાજનું કે રાષ્ટ્રનું વાસ્તવી ગૌરવ છે. એ ગૌરવ ચિરસ્થાયી રહી શકે તેટલા માટે આવા સંગ્રહની જરૂર છે. આજે પાંચ વર્ષે પછી પણ એવી જાતનો એક સંગ્રહ દ્વિતીય ભાગ તરીકે બ્હાર પાડતાં અને તે અમારા ઉદાર આદરોના કરકમળમાં અર્પતાં અમે ભારે આનંદ અનુભવીએ તે સ્વાભાવિક છે.

પ્રસ્તુતઃ લેખસંગ્રહમાં મુખ્યત્વે બે વસ્તુ અધિકપણે આપણું ધ્યાન આકર્ષે છે. એક વિષયવૈચિત્ર્ય અને બીજી સહાનુભૂતિ કિંવા મહાપ્રાજ્ઞતા. અનુક્રમણિકા જોવાથી જણાઇ આવશે કે સમાજધર્મ તથા આચાર-વ્યવહાર સંબંધી જે વિવિધ પ્રશ્નો આપણા નિત્યના જીવનમાં ખડા થાય છે, અને જે પ્રશ્નોનું નિરાકરણ સામાન્ય શક્તિથી બહાર હોય છે તે પ્રશ્નો મહારાજશ્રીએ હાથ ધરી લઇ તેનું બહુ કુશળતાથી સમાધાન કર્યું છે. તેમણે કયા કયા પ્રશ્નોનું કેવું સમાધાન કર્યું છે, તે આપણે સિંહાવલોકનરૂપે હજી જોવાનું બાકી છે તેથી અહીં અમે તે વિષે બોલતા નથી. તોપણ સ્પષ્ટતાને ખાતર કહીશું કે કેળવણી, જીવદયા, આચાર, પરસ્પરની પ્રશંસા આદિ વિષયો કે જે આપણને નિત્યના સહવાસને

લીધે સામાન્યવત્ થઇ ગયા છે, તે વિષયો ઉપર મહારાજશ્રીએ પોતાની પ્રતિભાનો પ્રકાશ નાંખી આપણને વિચાર ચલાવવાની સામગ્રી પુરી પાડી છે. પ્રતિભાના અનેક લક્ષણોમાં આ પણ એક મુખ્ય લક્ષણ છે કે તે એક સાધારણમાં સાધારણ ઘટના કિંવા વ્યવહારને પોતાનો દિવ્ય પ્રકાશ આપી તેનું ગૂઢ સ્વરૂપ વિશ્વ સંમુખ રજુ કરે છે. આ પુસ્તકમાં એવા અનેક વિષયો છે કે જેની આપણને સાધારણ રીતે ઉપેક્ષા જ કરવાને લલચાઇએ. પરંતુ મહારાજ શ્રી ચારિત્રવિજયજીએ પોતાની પ્રતિભાથી એ વિષયોને વિવિધ દૃષ્ટિબિંદુઓ દ્વારા એવા અલંકૃત કર્યા છે કે વિષયોના વાંચનનો તથા મનનનો શ્રમ નિષ્ફળ નીવડતો નથી એટલુંજ નહીં પણ રસોત્પત્તિ સુદ્ધાં કરાવે છે.

બીજી વસ્તુ મહારાજશ્રીના લેખોમાં જે તરી આવે છે તે સહાનુભૂતિ છે, એમ ઉપર કહેવાઇ ગયું છે. સહાનુભૂતિ કોને કહેવાય અને લેખમાં કયે સ્થળે લેખકની સહાનુભૂતિ અથવા વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો મહાપ્રાણુતા રહેલી છે તે દર્શાવવું સહજ સાધ્ય નથી. તો પણ એક અંગ્રેજ લેખકના શબ્દો સહાનુભૂતિનો ભાવ સમજાવવામાં કિંચિત્ અંશે સહાયક થશે એમ ધારી અહીં નોંધીએ છીએ. તે લેખક જેઓ લેખકપણાની ઉમેદવારી કરતા હોય અથવા પોતે સુયોગ્ય લેખક તરીકે ખપવાની મહત્વાકાંક્ષા ધરાવતા હોય તેમને માત્ર એક જ સલાહ આપે છે. તે પૂછે છે કે "શું તમે લેખક બનવા ઇચ્છો છો ? જો આ પ્રશ્નનો ઉત્તર હકારમાં આપતા હો તો સૌ પ્રથમ તમારી જાતિનો અથવા સમાજનો હજારો વર્ષ ઉપરનો ઇતિહાસ વિચારી જાઓ ! તમે પ્રથમ કેવી સ્થિતિમાં હતા અને અત્યારે કેવી સ્થિતિમાં છો તેની તુલના કરો. તમે વર્ત્તમાનકાળે કેટલા નિર્બળ, નિરૂત્સાહી તથા નિઃસત્વ થઇ ગયા છો તેનું મનન કરો.

આટલું કરવા પછી જો તમારાં નેત્રામાંથી આંસુનો સ્વાદ વહી ન નીકળે તો તમારી કલમને ફેંકી દો, શાહીનો ખડીયો ઉંધો વાળો અને લેખ લખવા તૈયાર રાખેલો કાગળનો જથ્થો સળગાવી દ્યો." અર્થાત્ પૂર્વની જાહોજલાલીના સ્મરણથી અને વર્તમાન અધઃપતનનાં દર્શનથી જે તમારૂં હૃદય ધ્રુજી ઉઠે નહીં, તમારા સમાજની આવી દુર્દશા નિહાળવાથી તમારો આત્મા દુઃખભારથી ત્રાસી ઉઠે નહીં તો તમારામાં લેશમાત્ર પ્રાણ નથી, લેશમાત્ર સહાનુભૂતિ નથી અને પ્રાણ તથા સહાનુભૂતિ વગરના શબ્દો કશી અસર ઉપજાવવાને સમર્થ નથી. જેનું હૃદય સમાજની દુર્દશા નીરખી દયા કરતું હોય, જેનો પ્રાણ ઉન્નતિ, સન્માર્ગ તેમજ સદાચાર અર્થે સર્વદા વ્યગ્ર રહ્યા કરતો હોય તેજ લેખક અથવા વક્તા એ બોલ લખવાનો તથા બોલવાનો યથાર્થ અધિકારી છે. મહારાજ શ્રીચારિત્રવિજયજીના લેખોમાં એવી સહાનુભૂતિ રહેલી છે તે વાંચકો પોતેજ આ ગ્રન્થમાં જોઇ શકશે. તેમના લેખોમાં આ દેશની પ્રજા શું ઇચ્છે છે, જૈન સમાજ કેવી આકાંક્ષા રાખે છે તથા સમાજના વિવિધ અંગોપાંગો કેવા પ્રકારની વ્યથાથી પીડાય છે તેનું સૂચન છે અને તે પણ કેવળ શુષ્ક સૂચનરૂપે નહીં પણ સહાનુભૂતિયુક્ત સૂચનરૂપે. પ્રત્યેક સૂચના સલાહ અને ઉપદેશમાં લેખકની મહાપ્રાણતા તરી આવે છે અને વાંચનારના આત્માને પણ અસર કરે છે. કોઇ કોઇ સ્થળે તેમનો ઉપદેશ જ્યોત્સ્નાના જેવો કોમળ તો કોઇ સ્થળે મધ્યાન્હના પ્રખર તાપ જેવો કઠોર, તો કોઈ સ્થળે સુંદર સ્વાભાવિક ઝરણ જેવો સરલ બન્યો છે તેનું કારણ પણ લેખકના અંતઃકરણમાં રહેલી સહાનુભૂતિ સિવાય બીજું કંઇ જ નથી.

આ સંગ્રહના લેખોનો પરિચય કરાવવાનું મુખ્ય કામ પડતું મુકી અમે વિષયાંતર કર્યો છે, એમ જો કોઇને લાગે તો તેને માટે ક્ષમા–યાચના

રૂપી વિવેકની જરૂર નથી. કારણ કે લેખોની તેમજ લેખકની વિશેષતા સમજાવ્યા પહેલાં તે વિષે વિવેચન કરવા બેસવું એ અમને ઉચિત લાગ્યું નથી. અમે આશા રાખીએ છીએ કે આ લેખોની ઉપયોગિતા તથા આદરણીયતા અમારા વાચકો સમજી ગયા હશે.

પ્રસ્તુત સંગ્રહનો **પ્રથમ લેખ "કેળવણીનું ઉદ્ભવસ્થાન"** નામે છે. તેમાં લેખકે વર્તમાનકાળે- કેળવણીના પ્રચાર માટે થતી વિવિધ હીલચાલોનું સ્વરૂપ સમજાવી કેળવણી એટલે શું અને તે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ઈત્યાદિ પ્રશ્નો રજુ કરી અધ્યાત્મદ્રષ્ટિએ તેનું નિરાકરણ કર્યું છે. મહારાજશ્રી યથાર્થ જ કહે છે કે બુદ્ધિને વિચિત્ર પ્રકારના સંસ્કારો-રૂપી પટોથી આચ્છાદિત કરી દેવી એનું નામ કેળવણી નથી. અર્થાત્ આત્માની સ્વાભાવિક તથા અપ્રતિહત જ્ઞાનધારાને રંગબેરંગી બનાવવી તે યથાર્થ શિક્ષણ નથી. પણ આત્માને નિર્મળ તથા નિરાવરણ બનાવવાનો પ્રયત્ન કરવો તેનું જ નામ કેળવણી છે. આ વાત આપણા યુનીવર્સીટીના સંચાલકો તથા પદવીધરોને રૂચશે કે નહીં તે અમે નથી જાણતા. તો પણ લેખકની ઉકત સૂચનામાં ભારતવર્ષની જે આકાંક્ષા છે તે તો ઉપાદેય અને આવકારદાયક છે એમાં કશો શક નથી. સ્વતંત્ર બુદ્ધિવાળા શોધકો-વિચારકો અને તત્ત્વજ્ઞાનીઓ પુનઃ આ દેશમાં જન્મે અને આપણું જાતીય ગૌરવ ટકાવી રાખે એ મૂખ્ય સૂર સમગ્ર લેખમાં અવ્ય-ભિચરિત રહ્યો છે અને તેથી મહારાજશ્રીનું વકતવ્ય બહુ સ્પષ્ટરૂપે બુદ્ધિ-ગમ્ય થાય છે. **બીજો લેખ "ધાર્મિક કેળવણી"** નામનો છે. જો કે પ્રથમ તે એક ભાષણરૂપે પ્રકટ થયો હતો, તો પણ તેમાં એક લેખ જેટલું જ મહત્ત્વ સચવાયેલું હોવાથી આ સંગ્રહમાં યથાસ્થાને યોજ્યો છે. આપણામાં બાહ્ય આચારોની ધમાલ જે વધી પડી છે તે કેટલી

અસ્થાને છે તે બતાવી મહારાજશ્રીએ સહેતુક ક્રિયાકાંડ ઉપર વાજબી ભાર મૂક્યો છે. લેખકની સાથે અમને એકમત થયા વિના નથી ચાલતું કે "હવે નવશિક્ષિત યુવકોમાં બુદ્ધિશક્તિ જાગૃત થઇ છે અને તેથી તેઓ અત્યારની જડ પ્રવૃત્તિનાં કારણ શોધી કહાડી તેને રસવાળી પ્રવૃત્તિ બનાવવા ઇચ્છે છે." ધાર્મિક કેળવણીના પ્રચારાર્થે સતત્ શ્રમ સ્વીકારનાર મુનિવરો તથા પાઠશાળાના વ્યવસ્થાપકો ધાર્મિક ક્રિયાના રહસ્યો વિવેકપૂર્વક સમજાવે અને તે પછી તે ક્રિયાઓ કરવાનો આગ્રહ નવશિક્ષિતોને કરે તોજ તે ફતેહમંદ થાય એમ અનેકવાર કહેવાઇ ગયું છે. મહારાજશ્રીએ એજ વાત બહુ આવેશ પૂર્વક અને યુક્તિપુરઃસર આ લેખમાં દર્શાવી છે. વર્તમાન જમાનાના યુવકો ધાર્મિક ક્રિયા પ્રત્યે રૂચી નથી ધરાવતા એ ફરીયાદનું નિદાન શોધી કહાડવામાં મહારાજશ્રીએ સફળતા મેળવી છે એમ અમારે નવશિક્ષિતો—કે જેમની ઉપર નાસ્તિકતાનો વિના કારણે આરોપ કરવામાં આવે છે તેમની તરફથી કહી દેવું જોઇએ. કહેવાની નાસ્તિકતાનો ચેપ વધારે આગળ ફેલાવા ન પામે એવી, ક્રિયાઓ પ્રતિ એકાંત આગ્રહ ધરાવનારાઓની, જો ઇચ્છા હોય તો તેમણે મહારાજશ્રી ચારિત્રવિજયજીનો આ આખો લેખ શાંતભાવે અવલોકી જવો અને પૂજા તથા તીર્થયાત્રાનું જેવું અસરકારક રહસ્ય મહારાજશ્રીએ સમજાવ્યું છે તેવીજ જાતનાં રહસ્યો અન્યાન્ય ક્રિયા પરત્વે પણ સમજાવવાની કૃપા કરવી. વિશ્વાસ અથવા શ્રદ્ધા એ જેમ ધર્મનું મૂળ છે તેમ વ્યવહાર મંદિરનો પાયો પણ વિશ્વાસ ઉપરજ નિર્ભર છે એ વાત બીજા લેખમાં મહારાજશ્રી દર્શાવે છે. પ્રપંચ, માયા, પ્રતારણા અને કેવળ કુટીલતાના દાવ–પેચમાંજ પોતાનાં સમસ્ત અંગોનો ઉપયોગ કરનાર અને તેને માટે મગરૂરી લેનાર કહેવાતા "પોલીટીસ્યનો"

કિંવા કુટિલ નીતિના હીમાયતીઓ સન્મુખ આ લેખ ઉપહાર રૂપે રજુ થવો જોઇએ. સરલતા અને વિશ્વાસ એજ ખરેખરી સફળતાની ચાવી છે એ વાત આ લેખમાં મહારાજશ્રીએ રસભરી રીતે વર્ણવી છે. અંગ્રેજીમાં જે કહેવત છે કે " પ્રમાણિકતા એજ સર્વોત્તમ રાજનીતિ " છે, તે કહેવત ઉપરજ લેખકે વિવેચન કર્યું હોય એવો ક્ષણવાર આભાસ થાય છે. પરંતુ એટલેથી જ નહીં અટકતાં સામાન્ય વ્યાવહારિક પ્રસંગોમાં પણ વિશ્વાસ અથવા પ્રમાણિકતાની પગલે પગલે જરૂર સ્વીકારવી જોઇએ એ સિદ્ધાંત પર્યંત લેખક આપણને દોરી જાય છે. આર્ય નરનારીઓનો વ્યહાર પણ ધર્મમય જ હોવો ઘટે છે. એવું સૂચન પ્રકારાંતરે યુક્તિ પૂર્વક લેખકે કર્યું છે અને તે યોગ્ય છે એટલુંજ નહીં પણ ભારતવર્ષનું તો એ સનાતન સત્ય છે. સમસ્ત આર્યાવર્તની આંતરિક જ્વલંત આકાંક્ષા જ જાણે મહારાજશ્રી પાસે લખાવતી હોય કે:—"વ્યવહારમાં ઉચ્ચ જીવન ગાળનારને છેતરનાર કોઇ છેજ નહીં " એમ શું નથી લાગતું ? આપણો પરસ્પરનો અવિશ્વાસ એજ આપણી દુર્દશાનું મૂળ છે એ કથનને શું આપણા અંતઃકરણનું અનુમોદન નથી ? મનુષ્ય જાતિમાં અવિશ્વાસનાં મૂળ કેવી રીતે રોપાયાં ? એ પ્રશ્નનો ખુલાસો પણ મહારાજશ્રીએ કરી દીધો છે. તેઓ કહે છે કે " મનુષ્ય બીજાથી પોતાને વ્યવહારમાં બનેલો દેખે છે માટેજ તે અણવિશ્વાસુ છે, તેથીજ તે દુઃખી અને દીન છે." બીજા શબ્દોમાં કહીએ તો અન્ય કોઇ તમારા પ્રત્યે નાલાયકી દર્શાવે તો તેથી તમે નાલાયક બનતા નથી, અન્યની શઠતા નીહાળી તમે પણ શઠ બનવાનો પ્રયત્ન કરો તો તમે દીન—દુઃખી થાઓ એટલુંજ નહીં પણ સંસારના સમસ્ત વ્યવહારોને વિષમય બનાવી દ્યો એમાં આશ્ચર્ય જ શું છે? આ આખો લેખ ઉપલક્ષ દ્રષ્ટિથી જ અવલોકવા યોગ્ય નથી. તેમાં વિચાર

[illegible]ની પણ જરૂર છે, એટલું કહી હવે આપણે "આચાર" નામના ચતુર્થ લેખ ઉપર દૃષ્ટિપાત કરીશું. આચાર શબ્દથી કોઈએ ગભરાવાનું નથી. કારણકે આ લેખમાં આચાર શબ્દ બહુ વ્યાપક અર્થ-માં વ્યવહરાયો છે. સ્પર્શાસ્પર્શના તેમજ સ્નાનભોજનાદિકના ક્ષુદ્ર આચારો કે જે વડે મનુષ્યનું મનુષ્યત્વ કેટલેક અંશે લુપ્ત થઈ ગયું છે એવી યોગ્ય ફરીયાદ કરવામાં આવે છે તે જ આચારોની આવશ્યકતા સિદ્ધ કરવાની મહારાજશ્રી જેવા દૂરદર્શી વિચારકો કોશેશ કરે એમ ધા-રવું તે જ અન્યાય છે. આ લેખમાં લેખકે વર્ણાશ્રમ વિષે સહેજ ઇસારો કરી વર્ણાશ્રમજન્ય આચારો કેવી સ્વાભાવિક રીતે અસ્તિત્વમાં આવ્યા તેનું દિગ્દર્શન કરાવ્યું છે. વર્તમાન કાળે એજ સ્વભાવજન્ય કુદરતી આ-ચારો કેટલા કૃત્રિમ અને ભારભૂત થઈ પડ્યા છે તે પણ નિરૂપ્યું છે. આ-ચારોમાં કૃત્રિમતા અને અસ્વાભાવિકતા કેવી રીતે પ્રવેશવા પામી તેના અનેક કારણો પૈકી ઉપદેશકો કિંવા સમાજના નેતાઓનો દુરાગ્રહ એ પણ એક કારણ છે એમ મહારાજશ્રી જણાવે છે. સ્પષ્ટ રીતે કહીએ તો મનુષ્ય પોતે આચારને અનુકૂળ બનવાને બદલે આચારને કૃત્રિમ તથા છિન્નવિચ્છિન્ન કરી સ્વાનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરે છે અને તેમાં ઉપદેશકો પ્રધાન પ્રેરણા કરે છે એથી જ આચારોની મહત્તા લુપ્તપ્રાય થઈ ગઈ છે, એવો લેખકના કથનનો આશય હોય એમ સંભવે છે. આ-ચારનો વાસ્તવિક અર્થ કેવો ઉદાર અને ઉત્તમ છે તે આપણે લેખકના પોતાના જ શબ્દોમાં વાંચીએ તો આ પ્રમાણે છેઃ—"કોઇ પણ રીતે મનને શાંત રાખવું, અશુભ વર્તનથી મનને અટકાવવું એ જ આચારનું કર્તવ્ય છે." આ દૃષ્ટિએ વિચારતાં મનુષ્યનું મનુષ્યત્વ જેથી ખીલવા પામે, મનુષ્યની માનસિક, શારીરિક અને આત્મિક શક્તિઓ વિકસવા

પામે એજ આચારના સુંદર અભિધાનને યોગ્ય છે. કોઇ પણ પ્રકારના આચારની ઉપયોગિતા વિષે નિર્ણય કરતાં પહેલાં ઉક્ત અર્થની સાથે આચારની કસોટી કરી જોવાની અને ત્યારબાદ તે આચારને વ્યવહારમાં મૂકવાની અમારી પાઠકવર્ગને ભલામણ છે. આ કસોટીનો જો સર્વદા ઉપયોગ કરવામાં આવે તો અમને ખાત્રી છે કે આચારના નામે જે કલેશો, કંકાસો અને ભેદોપભેદો પડી ગયા છે અદશ્ય થયા વિના રહે નહીં.

**પાંચમો લેખ "જૈન"** શિર્ષક છે અને તે જૈનત્વનું મિથ્યાભિમાન રાખનારાઓ માટે અત્યુપયોગી છે. આ લેખમાં વિશુદ્ધ ધાર્મિક દ્રષ્ટિએ તેમજ ન્યાયસંગત વિચાર દ્રષ્ટિએ "જૈન" પણાનું યથાર્થ સ્વરૂપ આલેખિત કરવામાં આવ્યું છે. આપણા જૈન સંપ્રદાયમાં અપેક્ષા શબ્દ બહુ બ્હોળા પ્રમાણમાં વ્યવહરાય છે, એટલું જ નહીં પણ એ શબ્દ જૈનોનો ધરગતુ થઇ પડ્યો છે એમ કહીએ તો પણ ચાલી શકે. અપેક્ષાદ્રષ્ટિ કે જે વસ્તુતઃ કલેશ અને વિવાદનું સમાધાન કરનાર છે તે જ અપેક્ષાનાં બ્હાના નીચે ધણા ગંભીર કલહો આપણા સંપ્રદાયમાં ઉત્પન્ન થયા છે. મહારાજશ્રી અપેક્ષાનો ખરો અર્થ આ લેખમાં રજુ કરતાં કહે છે કે— "સામાની બોલવાની કે લખવાની મતલબ ગમે તેટલી વિરૂદ્ધ ભાસતી હોય તો પણ લક્ષ્યને લક્ષમાં રાખવાનું શિક્ષણ અપેક્ષા આપે છે." જ્યાં અપેક્ષા હોય ત્યાં વિવાદ ટકી શકતો નથી. આપણે જૈનો અપેક્ષાનો ગમે તેટલો મિથ્યાડંબર ધરાવીએ તો પણ મહારાજશ્રી આ લેખમાં કહે છે તેમ "ભલેને મનને ફોસલાવવા અપેક્ષાઓ માનો પણ જ્યાં ભેદ છે જ્યાં વિવાદ છે ત્યાં વચન સાપેક્ષતા—વિચારસાપેક્ષતા કે વર્ત્તનસાપેક્ષતા ટકી શકતી નથી." આ લેખ જરા વિશેષ વિસ્તારવાળો છે તો પણ વિપથગામી જૈનોએ તો ખાસ ધૈર્ય રાખી તેનું અવલોકન કરી જવું

જોઇએ. તેમાં એવા અનેક મુદ્દાઓ છે કે જે સંબંધે વિસ્તાર કરવાનો લોભ મુશ્કેલીથી અમે કાબુમાં રાખી શકીએ છીએ. તોપણ મહારાજશ્રીના પોતાના જ વજ્રગંભીર શબ્દો આ સ્થળે ઉપયોગી થઇ પડશે એમ ધારી એક બે બાબતો ઉપર લક્ષ ખેંચીશું. જૈન કોણ ? એ પ્રશ્નના ઉત્તરમાં લેખક કહે છે કે જૈન શબ્દ નિરૂપાધિક અને અવિશિષ્ટ છે. છતાં કોઇ પૂછે કે તમે કેવા જૈન છો તો તરતજ તે નિરૂપાધિક જૈન શબ્દને શ્વેતાંબરપણાનું કે દિગંબરપણાનું કે એવું જ બીજી કોઈ જાતનું ઉપાધિમય પૂછડું આપણે વળગાડી દઇએ છીએ. જ્યાં ઉપાધિ છે ત્યાં રાગ-દ્વેષ અનિવાર્ય છે અને જ્યાં રાગ-દ્વેષ છે ત્યાં જૈનત્વ સંભવતું નથી." ઉપાધિ તો કદાચ ક્ષંતવ્ય ગણાઇ શકે પણ એ ઉપાધિના મોહે આપણા એક જૈન સંપ્રદાયમાં કેટલો વિખવાદ ઉત્પન્ન કર્યો છે એ વાતની પુનરૂક્તિ કરવાની જરૂર નથી. "જૈન"પણાના પવિત્ર વાવટા નીચે જૈનાભાસો કેવા અનર્થો કરે છે તે પણ લેખકે નિડરતાથી બતાવી દીધું છે.

આગળ વધતાં તેઓ જૈનત્વ પ્રાપ્તિનો ક્રમિક હેવાલ પુરો પાડે છે અને છેવટે વિચાર જૈન, ક્રિયા જૈન તથા વિચાર ક્રિયા જૈન એવા જૈનના ત્રણ ભેદો પાડી પ્રવર્તતી ગેરસમજને દૂર કરે છે. આ ત્રણ ભેદો બહુ જાણવા જેવા છે અને અમને આશા છે કે વાચકવર્ગ એકવાર તે પ્રતિ દૃષ્ટિપાત કરી જશે. સમગ્ર લેખ સહાનુભૂતિથી પરિપૂર્ણ છે. સમાજની શોચનીય સ્થિતિએ લેખકના હૃદયને ભારે આઘાત કર્યો હોય એવું પ્રકટપણે આ લેખથી જણાઇ આવે છે. છઠ્ઠો " अहिंसा परमो धर्मः " નામનો લેખ પણ જૈનોપયોગી છે. જો કે તેમાંની સૂચનાઓ જૈનેતરોને પણ

ઉપયોગી છે એમ નિઃશંકપણે કહી શકાય. કારણ કે જૈનેતર ગુરૂઓ કે જેઓ પોતાને અહિંસાપ્રિય તરીકે ઓળખાવે છે તેઓ પ્રકારાંતરે હિંસા ધર્મને કેવું ઉત્તેજન આપે છે અને તેજ ધર્મગુરૂઓ ધારે તો આ ભારતવર્ષને કેવો દયામય–સ્વર્ગીય દેશ બનાવી શકે તેનું સવિસ્તર વર્ણન આ લેખમાં છે. અહિંસા ધર્મના પાલનથી દેશ આબાદ રહે છે એવા ઉદ્દેશથી જ ગાય જેવા પ્રાણીઓનું રક્ષણ કરવાનો સંપ્રદાય ભારતવર્ષમાં ચાલ્યો આવે છે એમ કહેવું તે અખંડ સત્ય નથી તો પણ વર્તમાન યુગને તેવી યુક્તિ આપવાની જરૂર પડે તો નિઃસંકોચપણે આપી શકાય. જીવદયા પ્રત્યેનો આપણો અત્યાગ્રહ જોઈ પરધર્મી મુસલમાનો વિગેરે માત્ર વિરૂદ્ધાચરણ પ્રદર્શાવવા માટે જીવહિંસા કરવા લાગ્યા એમ આ લેખમાં મહારાજ શ્રી એક સ્થળે નિરૂપે છે. આ વાતને હજી પ્રમાણ મળ્યું નથી. એટલું તો ચોક્કસ છે કે જીવદયાની ઘેલછા પાછળ ઘણીવાર આપણું મનુષ્ય તરીકેનું કર્તવ્ય આપણે ભૂલી જઇએ છીએ. જીવદયા જ સર્વસ્વ છે એવું માનનારા ઝનુનીઓ મનુષ્યરક્ષાનું સર્વોત્કૃષ્ટ રહસ્ય સમજવાની ધીરજ રાખી શકતા નથી. જૈનો કે જેઓ અહિંસા ધર્મને મન–વચન–કાયાથી અનુમોદે છે તેઓ યથાર્થ અહિંસાધર્મી હોય તો તેમના સમાજમાં ઘણીવાર જે ચિત્તક્લેશના પ્રસંગો બને છે તે બનવા પામે નહીં. અહિંસાપ્રિય મનુષ્યો પાસે પશુ–પક્ષીઓ પોતાના સ્વાભાવિક વૈરો ભૂલી જાય છે તો પછી મનુષ્યો સર્વ પ્રકારની શત્રુતાને ભૂલી જાય એમાં આશ્ચર્ય જ શું છે ? છતાં આજે આપણે જોઇએ છીએ કે છટાદાર પ્રપંચી અસત્યભાષી અને કૂશળ માયા કપટી પુરૂષો જેવા અહિંસાપ્રિય જૈન સમાજમાંથી મળી આવશે તેવા ભાગ્યેજ અન્ય કોઈ સમાજમાં મળી આવશે. વણિક જાતિ જેવી પ્રપંચી જાતિ આપણામાં

વગર અમે રહી શકતા નથી. આજકાલ ખુશામત કિંવા પરસ્પર પ્રશંસા કરવાની ઢંગી રીતિ આપણામાં અધિકપણે દાખલ થઇ ગઇ છે. દુકાન ઉપર નોકરો દ્વારા શેઠની હાજરીમાં જ શેઠનાં યશોગાન થતાં આપણે જોઇએ છીએ, ઉપાશ્રયોમાં મુનિઓની હાજરીમાં તેમની જ દૃષ્ટિ સંમુખ તેમની કીર્તિનાં સ્તોત્રો ગાવાનાં નિત્ય સાંભળીએ છીએ. માનપત્રો, જીવનચરિત્રો તથા વાણીના સામાન્ય વ્યવહારોમાં પણ પ્રબળ પુરુષની ખુશામતના રણશિંગા એવા તો જોરથી ફૂંકવામાં આવે છે કે હવે એ *ખુશામતના ઢોલ ધ્વની સાંભળી આપણા કાન બહેર મારી* ગયા છે. આવી ખુશામતથી કેવું કુફળ જન્મે છે તે આ લેખમાં મહારાજશ્રીએ બહુજ અચ્છી રીતે દર્શાવી આપ્યું છે. એક વ્યક્તિનાં અમુક પ્રકારના છતાં ગુણો માટે તેની પ્રશંસા કરવામાં આવે તો તે કોઇ રીતે અઘટિત નથી એમ લેખક પોતેજ કહે છે અને તે વાજબી છે. પણ સ્વાર્થી માણસો હદ ઉપરાંતની પ્રશંસા કરી છેવટે પોતાનું સામાનું તથા સમસ્ત જગતનું એવું અધઃપતન કરાવે છે કે પુનઃ પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરતાં ઘણો કાળ નીકળી જાય છે. રાજાને, મુનિને, શેઠને તથા પતિને બગાડનાર આ જગતમાં જો કોઇ હોય તો અનુક્રમે તેમના આશ્રિતો ભાટો, નોકરો તથા અર્ધાંગનાઓ જ મોટે ભાગે છે, એમ અસરકારક રીતે મહારાજશ્રીએ આ લેખમાં દર્શાવી આપ્યું છે. લેખક પોતે એ વિષય એવા વિશદભાવે વર્ણવ્યો છે કે અમારે શિરે તો તે લેખપ્રતિ અંગુલીનિર્દેશ કરવા સિવાય અન્ય કંઇ કર્મ રહેતું નથી. દસમો લેખ "*લાઇબ્રેરી*" ની આવશ્યકતા દર્શાવનારો છે. પુસ્તકાલયો અથવા વાંચનાલયોની આપણા દેશમાં બહુ જરૂર છે એ વાત નિર્વિવાદ છે. મહારાજશ્રીએ એજ વાત ગંભીરતાથી આ લેખમાં દર્શાવી છે. લેખકનો

સહાનુભૂતિથી છલકાતો આત્મા, એક સ્થળે કહે છે કેઃ—" જિનમંદિરો અને ઉપાશ્રયોને માટે સેંકડો ટીપો મુંબઇ જેવા શહેરમાં ફરતી જોઇ શકશો પણ સમસ્ત ધર્મ-કર્મ-વ્યવહાર જેનાથી શોભી ઉઠે એવી લાઇબ્રેરી માટે કોઇ ટીપ કરતો કે ભરતો નજરે પડતો નથી. " લેખકનું આ કથન અયથાર્થ છે એમ કહેવાની કોઇથી હીમત થઈ શકે તેમ નથી. લેખકની સાથે આપણે પણ ઇચ્છીશું કેઃ—" વિદ્વાનો, શ્રીમંતો અને વિદ્યાવિલાસી યુવકો વગેરે દરેકના હૃદયમાં લાઇબ્રેરીની આવશ્યકતાની ઉર્મીઓ ઉછળો, અને તેનો પ્રવાહ વચનદ્વારા તથા ક્રિયાદ્વારા બહાર પડો કે જેના પરિણામે અનેક અનુભવી પવિત્રાત્માઓ આનંદ-શાંતિ-સુખ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય "

આ પછીનો **સ્વતંત્રતા** નામનો લેખ સ્વચ્છંદને જ સ્વાતંત્ર્ય માની બેસનારા ઉચ્છૃંખલ નવયુવકોને માટે એક ચાનકરૂપ છે. રાગ-દ્વેષાદિ આંતરિક રીપુઓથી સ્વતંત્ર થવું એજ ખરી સ્વતંત્રતા છે, એમ આ લેખમાં મહારાજશ્રીએ દર્શાવ્યું છે. જડવાદપ્રિય પ્રજાઓના સહવાસને લીધે આપણામાં જે કેટલાક દુર્ગુણો પ્રવેશ કરી ગયાછે તે પૈકી 'સ્વચ્છંદતા " નો દુર્ગુણ એક મુખ્ય છે, એમ કહેવાસાં અત્યુક્તિ નથી. યુરોપ અને ભારતવર્ષનો જે સંયોગ પ્રારબ્ધવશ થયો છે, તેના અનેક કારણો પૈકી આ પણ એક કારણ છે કે યુરોપ ભારતવર્ષ પાસેથી આત્મિક સ્વતંત્રતાનો દિવ્ય મંત્ર શીખી શકે. મહારાજશ્રી આ લેખમાં એજ મંત્રનો મૃદુ કંઠે ઉચ્ચાર કરે છે. આર્યતનુજોને માટે એ મંત્ર પરમ આદરણીય છે, એટલું જ નહીં પણ એ મંત્રનો સાક્ષાત્કાર કરાવવા અર્થે જ તેમનું અવતરણ છે. અંતિમ લેખ

પ્રતિક્રમણ* વિષયક છે. જો કે તે એક ચર્ચાત્મક લેખ છે અને તેમાં વચ્ચે પડી મધ્યસ્થ બનવાનું સાહસ ખેડવું એ અમને અવાસ્તવિક લાગે છે તો પણ મહારાજશ્રીનું વિચારસ્વાતંત્ર્ય તથા ઉગ્ર યુક્તિવાદ આ લેખની પ્રત્યેક પંક્તિમાં જણાઇ આવે છે એમ કહેવામાં અમે કોઇ જાતનો પક્ષપાત કરતા નથી. આવું વિચાર સ્વાતંત્ર્ય–ઉચ્ચાર સ્વાતંત્ર્ય અને તેની સાથે આવો સહૃદયભાવ આપણા સમાજના જે લેખકો તથા વક્તાઓ ધરાવતા હોય તેમને અભિનંદન આપી તેમની ભાવનાઓના પ્રચારાર્થે યથાશક્તિ ભોગ આપવાનું જૈનસમાજને ક્યારે સુઝશે?

અમારું કર્તવ્ય ગ્રંથગત ભાવનાઓનો કિંચિત્ પરિચય કરાવવાનું હતું. અને તે અમે આ ઉપોદ્ઘાત દ્વારા યથાશક્તિ બજાવ્યું છે. મહારાજશ્રી ચારિત્રવિજયજીની ઉજ્જ્વલ અને વિશાળ ભાવવાળી વાણીનો બહોળો ફેલાવો થાય, તેમના જેવા વિચારકો અને માર્ગદર્શકોને આપણો સમાજ પીછાને અને એ રીતે જૈનધર્મ, જૈનસાજ, તથા જૈનદર્શન ક્રમશઃ વિકાસક્રમમાં આગળ વધે એજ અમારી એક માત્ર ઉત્કંઠા છે.

પ્રકાશક.



* મૂળ વિષય માટે લેખસંગ્રહનો પ્રથમ ભાગ જુઓ.



પ્રસિદ્ધ વક્તા મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજી.

Anand P. Press–Bhavnagar

# પ્રસિદ્ધવક્તા મુનિ મહારાજ શ્રીચારિત્રવિજયજીના જીવનની કાર્યશ્રેણીનો પરિચય.



## જીવનચરિત્રોનો હેતુ

સમર્થ અને કર્તવ્યપરાયણ મહાપુરૂષોના જીવન ચરિત્રથી પરિચિત થવું એના જેવું મનુષ્યોનું મહાન્ સૌભાગ્ય ભાગ્યેજ બીજું કંઈ હશે. લોકોત્તર પુરૂષોના જીવન ચરિત્રો જગત્‌ને આદર્શરૂપ હોય છે. એ ચરિત્રોના યથાશકિત અનુકરણથી મનુષ્યો મહાન્ પદને સહેજે પ્રાપ્ત કરી શકે છે. બીકણને બહાદૂર બનાવવાને, નિરૂત્સાહીને કર્તવ્યતત્પર બનાવવાને તથા અવિચારીને સ્થિરબુદ્ધિ બનાવવાને મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો જેવું બીજું એકે ઉત્તમ સાધન નથી. આવાં ચરિત્રોમાં અને ઇતિહાસમાં કંઇ પણ ભેદ નથી. જેને આપણે ઇતિહાસ કહીયે છીએ તે વસ્તુતઃ મહાન્ પુરૂષોની કાર્યશ્રેણી સિવાય બીજું શું છે ? દરેક દેશનો ઇતિહાસ પોતાના મહા પુરૂષોનાં જીવન ચરિત્રોને બહુ સંભાળથી સંઘરી રાખે છે એટલુંજ નહીં પણ દરેક સમાજ કે સંપ્રદાય પણ પોતાના મહાનુભાવોની કર્તવ્યશ્રેણીને સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કરે છે. કારણ કે એવા અલૌકિક પ્રતિભાવાળા, શૌર્યવાળા પરોપકારી મહાત્માઓ પોતાના જીવનના પ્રકાશથી ભવિષ્યકાળની પ્રજાના જીવન ઉપર પ્રકાશ નાખે છે અને એ રીતે તેમનાં જીવન ચરિત્રો તેમના અનુયાયીઓને મહાન્ કીમતી વારસારૂપ થઇ પડે છે. પરંતુ એવા મહાન્ પુરૂષોને શોધી કહાડવા અને તેમના જીવનની મહત્ત્વવાળી ઘટનાઓથી પરિચિત થવું એ કંઇ સરલ વાત નથી. ઘ-

ઘણીવાર એવું બને છે, કે સામાન્ય મનુષ્યો સંસારની પ્રપંચજાળમાંથી માથું ઉંચું નહી કરી શકવાના કારણે પોતાની નજરમાં જ વસતા અને વિહરતા મહા પુરૂષના જીવન ચરિત્રથી છેક જ અજાણ રહી જાય છે અને તેથી ઉક્ત મહાન પુરૂષના જીવનમાંથી ઉપજેલા બોધ પાઠો લગભગ તેમને માટે નિરર્થક અને નિષ્ફળ નીવડે છે. સમાજનું હિત ચાહનારાઓ આવી સ્થિતિ પસંદ કરતા નથી. તેથી તેઓ ગમે તેવા એકાંતમાં રહેલા મહાપુરૂષોના જીવન પ્રસંગોથી પણ પ્રજાને પરિચિત કરે છે, અને એ રીતે પ્રજાનું કલ્યાણ સાધે છે.

મહાન પુરૂષો બનતા સુધી પોતાના બાહ્ય આચારો કે રીતિ–નીતિ સિવાય વિશેષ કંઇ અંગત પરિચયઆપવ નું પસંદ કરતા નથી. આપણા ભારતવર્ષના ઇતિહાસમાં એવાં અનેક દ્રષ્ટાંતો મળી આવે છે. મહાકવિ કાળીદાસ કયે સ્થળે કયા વંશમાં ઉત્પન્ન થયા તેના સંબંધમાં કોઈ એકમત થઇ શકતું નથી. કોઇ કોઇક કહે છે કે કાળીદાસનો જન્મ સંકાશમાં હોવો જોઇએ, કોઇ કહે છે કે કાળીદાસની જન્મભૂમિ મેવાડમાં જ છે. જ્યાં જન્મનોજ નિર્ણય નથી થતો ત્યાં વંશનો કે માત–પિતાનો નિર્ણય તો થઇ જ કેમ શકે? શ્રીહર્ષના સંબંધમાં પણ એવીજ મતભિન્નતા જોવામા આવે છે. કોઇ કહે છે કે તે કાશ્મીરનો રાજા હતો, અને તેના નામના ગ્રંથો વસ્તુતઃ તેણે પોતે રચેલા નથી. આ બધા મતભેદોમાં શું સત્યાંશ હશે તે કહી શકાય તેમ નથી. પણ એટલું તો ચોક્કસ છે કે પ્રતિભાશાળી નરરત્નો બહુધા પોતાનો પરિચય આપતા નથી. આવા સુયોગોમાં કઇ માતા આવા પુત્રરત્નને જન્મ આપી જગવંદ્ય થઇ છે, કયો પિતા આવા દેવાંશી પુત્રના પ્રતાપે યશસ્વી થયો છે, કઇ પત્નિ આવા પતિદેવની સહધર્મિણી બનવા ભાગ્યવતી બની છે, કયા પુત્ર

એવા મહાન્ પિતાની પ્રજા હોવાનું અભિમાન ધરાવે છે, અને ટુંકામાં કહીએ તો કયા સહોદરો, કયું કુટુંબ, કયું ગામ અને કયો દેશ એ દેવોપમ નરના અવતરણથી ગૌરવપૂર્ણ બન્યો છે એ વૃતાંત જાણવાની આકાંક્ષા અતૃપ્ત જ રહી જાય છે.

## ચરિત્ર—રેખા.

આ પ્રસંગે જે મહાનુભાવના જીવન તથા કાર્યકલાપ વિષે યત્કિંચિત્ પરિચય અમે આપવા માંગીએ છીએ તે આપણા જૈન શ્વેતાંબર સંપ્રદાયના વિદ્યા, સંયમ, જપ, તપ, વૈયાવચ્ચ ઇત્યાદિ મુનિજનોચિત સદ્ગુણોથી ઓપતા એક મુનિરાજ છે. તેઓશ્રી પ્રસિદ્ધ વકતા મુનિમહારાજશ્રી ચારિત્રવિજયજીના નામથી વિખ્યાત છે. તેઓની સુંદર આકર્ષક અને છટાદાર વકતૃત્વશક્તિ માટે આ સ્થળે વિસ્તાર કરવો નિરર્થક છે. કારણ કે જૈન પ્રજામાં ભાગ્યેજ એવો કોઈ હશે કે જે ઉક્ત મહારાજશ્રીના નામથી પરિચિત નહીં હોય. તેઓશ્રીના પૂર્વાશ્રમ સંબંધી કેટલીક હકીકત મેળવવાનો આ લેખકે ઘણો પ્રયત્ન કર્યો છે, પરંતુ તેમાં જોઇએ તેટલી સફળતા મેળવી શકાએલ નથી. માત્ર શ્રીયુત્ કાનજી કરમશી માસ્તર કે જેઓ એક કચ્છી ગૃહસ્થ છે અને મુંબઇની કેટલીક જાહેર જૈન હિલચાલમાં અગ્રભાગ લે છે, તેમણે પુછેલા એક પ્રશ્નના જવાબમાં મહારાજશ્રીએ જે કાવ્ય લખ્યું હતું તે ઘણું અર્થસૂચક હોવાથી હું તે અક્ષરશઃ અત્ર ઉતારી લઉં છું. મહારાજશ્રીએ એ પ્રશ્નના ઉત્તરરૂપે કહેલું કેઃ—

( વૈતાલીય. )

"વપુ ધાર્યું ન હોય વિરતિ, સ્મિતહાસ્યે જ ભરી મુખાકૃતિ;
ફરી હું મતિ જે લખું બધા, વચનો શાંત વિરાગનાં વધાઃ— ૧

"ક્યમ કાનજી બૂઝ આગ્રહે, તમને મોદ થયો દીસે અતે;
સુખ અજાણ્યો ન સંભવે, ક્યમ એ વાત પૂછો તમે મને. ૨
શું હતા પ્રિય જન્મપૂર્વ, તમને યાદ તમો તણું લવ ?
અમને ત્યમ પૂર્વ એ ભવ, સમજન્ત યાદી તણો ન સંભવ. ૩
મુણી જે તણી ઓળખાણને, હવે હો ક્યાંથકી એની જાણને;
સ્મૃતિ આકૃતિ આવી ના ચડે, નયનો એ ન નિહાળી ઓળખે. ૪
પિતુ માત સુકામ નામને, વળી પૂછી કૂળથી શું કામ છે ?
સમજો યદિ એ અદ્દાય હો, ખપ જેનો મુજથી તમે અહો. ૫
હઉ સ્યો દીસ મધ્ય રાખશો, ભગનો પંકજ પૂપનો ભલો;
કુલ કર્દમ અંબુ ઉતપતિ, ન જુએ ભૃંગ પરાગ લે રતિ. ૬
મુનિને વળી ગામ ધામ શાં, મુનિઓને બદનામ નામ શાં;
સમજો હદ ધામ જે વસું, ન ચિન્હો જય આશ્રિ નામ શું. ૭
પિતુમાત મહાવીર અંશું, પ્રિય ભક્તિ પ્રભુની ગણ્યો વધુ;
મુનિવર્ગ સહુ સહોદર, સુત પરિવાર સહુ શ્વેતાંબર. ૮
પૂર્વાશ્રમ વારતા તજી, પ્રિય વાર્તા જ નમે કરો બીજી;
સ્મરવું અમને ન એ ગમે, કરતા વિસ્મૃતિના ઉદ્યમે. ૯

(શિખરિણી)

મહા એવું મેં છે કર્યું પણ હજી કાર્ય ન કર્યું,
સુણેથી જે કહેવા સતત મનમાં મોદ જ ધર્યું;
અતિ આવશ્યકના પ્રિયના જગાવે જ તમને,
બીજાથી સ્યો તણો નહીં ઉચિત એ કહેવું અમને. ૧

વળી એ કહેવામાં અડચણ બીજી એક હું કહું,
તમે જ્ઞાતા તેથી સુણી સમજી જાશો મન સહુ;
અને તે આ જેથી મુખ નવ લહી મૌન જ રહું,
કહેવા તે યોગ્યો મહદ્ પુરૂષો ભ્રાત નહીં હું. ૨
મહાનો તે કેવા ઉચિત અધિકારી કહી શકે,
કૃતિ ઉંચી જેની મહદ્ ઉપકારી બધી જગે;
લઇ સંસારેથી સકળ દિશી જેઓની સરખી,
હુંમાં તે ના હોયે કવણ વિધિ કૌભ્રાત હરખી. ૩
ગયો નેષ્ટોમાંથી સુકૃતિ કરી કો શ્રેષ્ટ પદને,
કહે તો તે સુષ્ટુ નિજ કરણીને આણી વદને;
લઇ જેનું ધ્યાને ભવિજન જ દ્રષ્ટાંત મનથી,
સુધારે જન્મારો ઉચિત ગણું તે એ કથનથી. ૪
બધી રીતે જોતા પ્રિયતમ કહું વાત મનની;
ન સંસારી કે આ મુનિસ્થિતિ પછી હોય જ બણી;
કશી એવી ભાળું મહદ્ કૃતિ એવી અવરને,
મળે લાભો જેથી કથનહિત લોભાઉં હું મને." ૫

જેઓ ઉક્ત કાવ્યનો સરળ અર્થ સમજી શક્યા હશે તેમને માટે વિશેષ ટીકાની જરૂર નથી તો પણ વક્તાનો આશય બરાબર સમજાય તે અર્થે તેનો ભાવાર્થ નીચે આપ્યો છે:—

"મહાનુભાવ જ્ઞાનજીભાઇ! તમે સુજ્ઞ થઇને આવી ભૂલ કેમ કરો છો? મને લાગે છે કે તમે પણ કાંઇક વ્યામોહમાં પડ્યા છો. હું તમને માત્ર એટલુંજ પૂછું છું કે તમે પૂર્વભવમાં કોણ હતા તે વિષે તમને કંઇ સ્મ-

રણુ છે ? અમારો પૂર્વઆશ્રમ એ અમારો પૂર્વભવ છે, તો પછી અમે તેનું વર્ણન કેવી રીતે કરી શકીએ ? વળી જે આશ્રમની અમે પોતે જ ઓળખાણ મુકી દીધી તેની ઓળખાણ તમને આપવાની હિંમત અમે કેવી રીતે કરી શકીએ ? વળી મારો બીજો પ્રશ્ન એ પણ છે કે અમારા પિતા–માતાનું તથા સ્થળ વિશેષનું નામ જાણવાથી તમને શું વિશેષ લાભ થવાનો હતો ? તે ગમે તેમ હો. તમને જેનો ખપ હોય તે તમે અમારામાંથી લ્યો. દાખલા તરીકે કમળ પુષ્પ કયાંથી ઉત્પન્ન થયું, તેને કોણે પોષણ આપ્યું, એ બાબત વિષે ભ્રમરે કદી તપાસ કરી હોય તેમ તમારા જાણવામાં છે ? અમારે મુનિઓને તે વળી નામ ધામ કે બદનામ કેવાં ? છતાં તમને સંતોષ થતો ન હોય તો હું કહું છું કે જ્યાં હું અત્રે બેઠો છું તેજ મારૂં ધામ છે. મારૂં નામ તો તમે જાણો છો જ, મારા માતપિતા મહાવીર પ્રભુજી છે, પ્રભુભક્તિ તે બંધુ અને સકળ શ્વેતાંબર મારો પરિવાર છે. મુનિએ તો પૂર્વાશ્રમનું વિસ્મરણ કરવાનો જ ઉદ્યમ સેવવો એ યોગ્ય છે. વળી મેં એવું કંઇ મહાન્ કાર્ય પણ કર્યું નથી કે જેથી મારે પોતાને આત્મશ્લાઘા કરવાની જરૂર પડે. યથાર્થ કર્તવ્યશીલ મહાપુરૂષો જ પોતાનો કર્તવ્ય–ઇતિહાસ કહેવાને યોગ્ય છે. હું તેટલી યોગ્યતા ધરાવતો નથી. મારી સાંસારિક કે મુનિ સ્થિતિમાં એવો કોઇ પ્રસંગ નથી બન્યો કે જે અન્યને દષ્ટાંતરૂપ તથા અનુકરણીય થઇ શકે. ”

જો કે ઉક્ત વાર્તાલાપમાં સામાન્ય વાચકોને નિરાશા સિવાય બીજું કંઇ પ્રાપ્ત થાય તેમ નથી, તો પણ એ વાર્તાલાપ એક તેજસ્વી આત્માના અંતરંગ ભાવોને સ્પષ્ટ કરતો હોવાથી મેં આ સ્થળે લખી લીધો છે.

ગમે તેટલા ઘનઘોર વાદળામાં છુપાયેલો સૂર્ય જેવી રીતે છુપો રહી શકતો નથી તેવી રીતે મહારાજશ્રી ચારિત્રવિજયજી મહારાજનું ચરિત્ર પણ વિસ્મૃતિના પડોને ભેદી બહાર આવ્યા વગર રહ્યું નથી. અર્થાત્ પ્રસંગોપાત વાર્તાલાપ કરતાં તથા તપાસ કરતાં મને જે કંઇ ઉલ્લેખ કરવા યોગ્ય મળી આવ્યું છે તે આ સ્થળે શબ્દરૂપે રજુ કરૂં છું.

## બાલ્યકાળ–દીક્ષા અને અભ્યાસ.

આપણા ચરિત્ર–નાયક શ્રીમન્ મહારાજ શ્રી ચારિત્રવિજયજીનો જન્મ બ્રાહ્મણકૂળમાં થયો છે. આ કૂળ પ્રથમથી જ જૈનત્વના સંસ્કારોવાળું લેખાતું હતું એટલું જ નહીં પણ દિગંબર સંપ્રદાયના ગુરૂ તરીકેનું પણ માન ધરાવતું હતું.

સ્વર્ગસ્થ પૂજ્યપાદ પંન્યાસજી શ્રી ગંભીરવિજયજી મહારાજનું નામ કોઇથી અજાણ્યું નથી. તેઓ આપણા ચરિત્ર–નાયકના પૂર્વાશ્રમના કાકા થતા હતા. સંવત્ ૧૯૩૬ માં શ્રીમાન્ ચારિત્રવિજયજી મહારાજ પોતાના એક કાકા સાથે પૂજ્યપાદ શ્રી ગંભીરવિજયજનાં દર્શનાર્થે બોટાદ ( કાઠીઆવાડ ) માં પધાર્યા. ચારિત્રવિજયજી મહારાજ જો કે તે વખતે બાલ્યાવસ્થામાં હતા તો પણ જ્ઞાન–વૈરાગ્ય તરફ તેમને સ્વાભાવિક રીતે જ આકર્ષણ રહ્યા કરતુ હતું. તેમને મનમાં લાગ્યું કે— “ જો આવા ઉપયોગી સંયોગોમાં મને રહેવાનું થાય તો અંતઃકરણની ભાવના ફળીભુત થયા વગર રહે નહીં. ” આવો વિચાર કરી તેમણે પોતાની સાથે આવેલા પોતાના કાકાશ્રીને એ હકીકત સ્પષ્ટરૂપે નિવેદન કરી. કાકાશ્રી પણ આવા સુયોગનું ગૌરવ વિચારી શકે તેવા હતા. તેથી તેમણે તેમ કરવાની વાત્સલ્યભાવથી દ્રવતા હૃદયે હા પાડી. જેવી રીતે

રસવની અને ફળદ્રુપ ભૂમિમાં પડેલું બીજ પોતાની આસપાસના સંયોગોમાંથી રસ ખેંચી જોતજોતામાં ફળ-ફુલથી લચી પડે છે તેવી રીતે મહારાજ શ્રી ચારિત્રવિજયજીના સુવાસિત-નિર્મળ અને રસમય અંતઃકરણમાં નિક્ષેપાયેલા વિદ્યા-જ્ઞાન-વૈરાગ્યનાં બીજો પણ સ્વાભાવિક રીતેજ વૃદ્ધિ પામવા લાગ્યા. આત્મા જે વસ્તુની પ્રાપ્તિ અર્થે ઘણા લાંબા કાળથી પુકારી રહ્યો હોય છે, તે વસ્તુ જ્યારે તેને પ્રાપ્ત થાય છે ત્યારે તેને સંસારની બીજી કોઇ વાતમાં રસ પડતો નથી. મહારાજશ્રી ચારિત્રવિજયજીનો ઉન્નત આત્મા જે વસ્તુની પ્રબળ આકાંક્ષા રાખતો હતો તે વસ્તુ તેમને સહેજે મળી ગઇ. હવે તે સંસારના આપાતરમ્ય નિર્માલ્ય આકર્ષણોથી ખેંચાય તેમ નહોતું. જે સંસારી કાકા તેમને બોટાદ મુકામે અમુક મુદત રહેવાનું કહી ગયા હતા તેઓ નિર્ણિત સમયે પાછા ફર્યા અને મહારાજશ્રીને પાછા ફરવાનો આગ્રહ કર્યો. એ આગ્રહ વ્યર્થ હતો એમ મહારાજશ્રીએ પોતાની વિવેકભરી વાણી અને કૃતિથી બતાવી આપ્યું. કાકાએ જાણ્યું કે સંસારનું એક માત્ર અવલંબન છુટું થઇ જતાં મારૂં જીવન શૂન્યવત્ થઇ પડશે. આવો વિચાર કરી તેમણે પોતાના ભત્રિજની આગમચ જ દીક્ષા લઇ લીધી.

સંવત્ ૧૯૩૭ માં ચૈત્ર માસના શુક્લપક્ષીય દિવસે મહારાજશ્રી ચારિત્રવિજયજીએ ધોલેરા બંદર ખાતે દીક્ષા અંગીકૃત કરી. ત્યાં થોડો વખત રહી તેઓશ્રી પંન્યાસજી શ્રી ગંભિરવિજયજીની સાથે વળા મુકામે પધાર્યા. શ્રીમાન્ વૃદ્ધિચંદ્રજી મહારાજ તે વેળા વળામાં વિરાજતા હતા. શ્રીમદ્ વૃદ્ધિચંદ્રજી મહારાજ ટુંક સમયમાં જ શ્રી ચારિત્રવિજયજી મહારાજની શક્તિ વિષે બહુ ઉંચો અભિપ્રાય દર્શાવવા લાગ્યા અને તેઓ ઉપર અથાગ પ્રીતિ રાખવા લાગ્યા. મહારાજશ્રી ચારિત્રવિજય-

જીની સ્મરણશક્તિ બાળવયથી જ બહુ ઉગ્ર હતી. પાક્ષિકસૂત્ર કે જે સાડાત્રણસો ગાથાનું કહેવાય છે તે તેમણે માત્ર ચાર દિવસમાં કંઠાગ્ર કરી લીધું હતું. વળામાં રહી તેઓએ **સિદ્ધાંતકૌમુદી**નો આરંભ કર્યો હતો. તે સાલનું ચોમાસું તેમણે પંન્યાસજી શ્રી ગંભીરવિજયજીની સાથે ઘોઘા મુકામે કર્યું. સંવત ૧૯૩૮ માં શ્રી શત્રુંજય તથા તળાજા વગેરે તીર્થોની યાત્રા કરી તેઓશ્રી અમદાવાદ પધાર્યા. ત્યાં તેમણે યોગોદ્વાહનની ક્રિયા સંપૂર્ણ કરી વડીદીક્ષા સ્વીકારી. ત્યારબાદ સૂત્રોની યોગોદ્વાહનની ક્રિયા કરવાનો આરંભ કર્યો. જો કે તે વખતે અત્યારની જેમ સારા શાસ્ત્રીઓ કે શિક્ષકોનો જોગ મળતો નહોતો, છતાં મહારાજશ્રીએ એક તરફ તપશ્ચર્યા કરવા સાથે બીજી તરફ પાણીનીય અષ્ટાધ્યાયી તથા હેમી નામમાળા સાથે સાથે મુખપાઠ કરી લીધી. આંતર–બાહ્ય તપશ્ચર્યા એકી સાથે કેવી રીતે સાધિત થઇ શકે તે તેમણે બાળવયમાં જ સિદ્ધ કરી આપ્યું.

સંવત્ ૧૯૩૮ નું ચાતુર્માસ અમદાવાદમાં વ્યતીત કરી મહારાજ શ્રી ચારિત્રવિજયજી પૂજ્યપાદ મહારાજશ્રી મૂળચંદ્રજી સાથે વડોદરા ખાતે પધાર્યા. અહીંઆ ચાતુર્માસ કરવાનો તેમનો ઉદ્દેશ માત્ર એટલોજ હતો કે શાસ્ત્રીય અભ્યાસ કરવાની સુગમતા થાય. ઉપર એકવાર કહેવાઇ ગયું છે કે તે વખતે અભ્યાસનાં સાધનો બહુ જૂજ હતાં. શાસ્ત્રીઓ થોડા પગારથી મળી શકતા નહીં એટલુંજ નહીં પણ શાસ્ત્રીઓના પગાર જેટલા રૂપીઆ શ્રાવકો પાસેથી કઢાવવા એ પણ બહુ અનુચિત માનવામાં આવતું. આવા સંજોગોમાં મહારાજશ્રીને બહુ મુશ્કેલીથી અભ્યાસ કરવો પડ્યો હતો. ત્યાં તેમણે સિદ્ધાંત કૌમુદિનો અભ્યાસ સંપૂર્ણ કર્યો.

સંવત્ ૧૯૩૯ નું ચાતુર્માસ વડોદરામાં સમાપ્ત કરી સંવત્ ૧૯૪૦ માં તેઓશ્રી અમદાવાદ આવે પધાર્યા. અહીંઆ તેઓએ ભોળાનાથ શાસ્ત્રી પાસે કૌમુદીની ટીકા તથા વ્યાકરણના અન્યાન્ય ગ્રંથો અવલોક્યાં.

સંવત્ ૧૯૪૧ માં તેઓશ્રી શ્રીમદ્ વૃદ્ધિચંદજી મહારાજ પાસે ભાવનગર આવ્યા. અહીંઆ લગભગ ત્રણ વર્ષ પર્યંત રહી પંચ કાવ્યો (સટીક) ઉપરાંત સાહિત્યની અન્ય શાખાઓનો સારો અભ્યાસ કર્યો. પોતાના અભ્યાસ ઉપરાંત અન્ય સાધુઓને પણ અવકાશના પ્રસંગે શિક્ષણ આપવાનું તથા સહાય કરવાનું ચૂકતા નહીં. સંવત્ ૧૯૪૪ માં પંન્યાસજી મહારાજ શ્રી ગંભીરવિજયજી પાસે ઘોઘે આવે તેમણે ચાતુર્માસ નિર્ગમ્યું. આ સ્થળે તેઓશ્રીએ શ્રીમાન્ હરિભદ્ર સૂરિકૃત આવશ્યક નિર્યુક્તિની ટીકાનો બહુ ઉંડો અભ્યાસ કર્યો. તે પછી જૈન સિદ્ધાંતોનું યથાયોગ્ય સ્વરૂપ સમજવાની ઇચ્છાથી તેઓશ્રી પુનઃ ભાવનગર આવે પધાર્યા. આ વખતે વૃદ્ધ તપસ્વી પૂજ્યપાદ મહારાજ શ્રી શાંતિવિજયજી, પૂજ્યપાદ મહારાજ શ્રી વૃદ્ધિચંદજી મહારાજ તથા પંન્યાસજી મહારાજ શ્રી ગંભીરવિજયજી પાસે રહી તેમણે જૈન સિદ્ધાંતોનું અવલોકન કર્યું.

## કાઠીયાવાડ ઉપર મહારાજશ્રીનો ઉપકાર.

હવે સંવત્ ૧૯૪૭ માં ધોરાજીના શ્રીસંઘના આમંત્રણને વશીભૂત થઇ તેમણે ચાતુર્માસ ધોરાજી મુકામે કર્યું. મહારાજશ્રીના ચાતુર્માસ પહેલાં ત્યાંના શ્રાવકોમાં દેરાસરની મીલકત સંબંધે કેટલીક અવ્યવસ્થા ચાલતી હતી. જેઓની પાસે દેવદ્રવ્ય હતું તેઓ તે દ્રવ્ય કાઢવાની તત્પરતા ધરાવતા નહોતા. આથી કલેશ પણ વધી પડ્યો હતો. મહારાજશ્રીના

સદુપદેશથી દેવદ્રવ્યની સુવ્યવસ્થા થઇ અને શ્રીસંઘમાં શાંતિ તથા સુલેહ પથરાઇ.

સંવત્ ૧૯૪૮ માં તેઓશ્રી પુનઃ ભાવનગર પધાર્યા, ત્યાંથી કેટલાએક સાધુઓને લઇ પોતે વળે આવ્યા; ત્યાં થોડો વખત રહી તુરત જ તેમણે ગોંડળ તરફ વિહાર કર્યો. હવે ગોંડળમાં તેઓશ્રીની પ્રતિભાના તથા સહૃદયતાના ચમત્કારાએ સ્વાભાવિક રીતે બ્હાર આવવા લાગ્યા. મહારાજ શ્રી ચારિત્રવિજયજી, જેઓ અત્યાર પર્યંત એક વિદ્યાર્થી-જીવન ગુજારતા હતા અને જેમની સૂક્ષ્મ વિચારશીલતાનો—સહૃદયતાનો અનુભવ માત્ર ગણ્યાગાંઠયા મનુષ્યોને જ મળ્યો હતો તેઓશ્રીના ગંભીર, રહસ્યપૂર્ણ વિચારોને બ્હાર નીકળવાની હવે તક મળી. સનાતન સત્યોનો અભ્યાસી અને અનુભવી પુરૂષ કોઇપણ ધર્મ કે સંપ્રદાય તરફ કટાક્ષ કે આક્ષેપ—વિક્ષેપ નહીં કરતાં પોતાના આત્મામાંથી ઉદ્ભવતા સંગીન વિચારો જનસમાજ સમ્મુખ રજુ કરી પોતાનું કર્તવ્ય પૂર્ણ કરે છે. મહારાજ શ્રી ચારિત્રવિજયજી પણ સનાતન સત્યોના પરમ અભ્યાસી અને અનુભવી હોવાથી તેમણે ગોંડળની પ્રજા સંમુખ નિષ્પક્ષપાતપણે ગંભીર વિચારો રજુ કરવા માંડ્યા. મહારાજશ્રીની આવી સમદર્શિતા તથા વ્યાખ્યાન—કૂશળતા નીહાળી અન્ય ધર્માવલંબીઓ પણ છુટથી તેમની વાણીનો લાભ લેવા આવવા લાગ્યા. ક્રમે ક્રમે મહારાજશ્રીની સત્કીર્ત્તિનો ડિંડિમનિનાદ રાજ્યના અંતઃપુર પર્યંત પ્હોંચ્યો અને ખુદ રાજમાતા મોંઘીબા મહારાજશ્રીનાં દર્શનાર્થે તથા વ્યાખ્યાન—શ્રવણાર્થે નિત્ય ઉત્સાહથી આવવા લાગ્યા. ત્યારબાદ શ્રીસંઘના આમંત્રણથી તેઓશ્રીએ સંવત્ ૧૯૪૮ માં વેરાવળ ખાતે ચાતુર્માસ કર્યું.

મહારાજશ્રીના આગમનથી વેરાવળની સાત્વિકપ્રજામાં એટલો બધો આનંદ અને ઉત્સાહ વર્તી રહ્યો કે તેટલા અલ્પ સમયમાં શ્રીસંઘે ચાર તો અઠ્ઠાઇ મહોત્સવો કર્યા અને તે ઉપરાંત બે વાર સમોસરણની રચના સાથે બે ઉજમણાં પણ થયાં. આ સ્થળે મહારાજશ્રીની ખાસ પ્રેરણાથી " પ્રતિક્રમણ ગર્ભહેતુ " તથા " ચુંદડી સંગ્રહ " એ બે ગ્રંથો બહાર પડ્યા.

સંવત્ ૧૯૪૯ માં શ્રીસંઘની વિનંતીથી મહારાજશ્રીએ માંગરોળ મુકામે ચાતુર્માસ કર્યું. મહારાજશ્રીની હાજરીનો લાભ લઇ શ્રાવકોએ સમેતશિખરની રચના કરાવી હતી અને લગભગ તે મહોત્સવ નિમિત્તે ૧૫-૨૦ હજાર રૂપીઆનો વ્યય કર્યો હતો. તેજ અરસામાં એક જૈન શાળા કે જે અમુક એક વ્યક્તિની અંગત શાળા ગણાતી હતી તે શાળાને શ્રીસંઘની જાહેર શાળાનું રૂપ અપાવ્યું. તે ઉપરાંત માંગરોળની જૈન પ્રજામાં જે કેટલોક આંતરવિરોધ ચાલતો હતો તે પણ મહારાજશ્રીની કુનેહને લીધે શાંત થયો. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે " અહિંસા પ્રતિષ્ઠાયાં વૈરત્યાગઃ " આ સૂત્રની સચોટ ઝાંખી મહારાજશ્રીના ઉપદેશમાં અનેક ગામના સંઘોએ અનુભવી છે. અર્થાત મહારાજશ્રી ચારિત્રવિજયજીના ચાતુર્માસ દરમીયાન અનેક સંઘોએ લાંબા કાળથી ચાલ્યા આવતા વૈર-વિરોધોને તિલાંજલી આપી છે. જ્યાં જ્યાં તેઓશ્રીએ પુનિત પગલાં કર્યાં છે ત્યાં ત્યાંના કલહો દૂર થયા વગર રહ્યા નથી. તેઓ સંપ અને શાંતિના પરમ હિમાયતી છે. ઐક્ય વિષેની તેમની ભાવનાઓ ઘણીજ ઉદાર અને આદર્શક છે, પરંતુ બહુ વિસ્તાર થાય એવા ભયથી અમે આ સ્થળે તે વિષે વિવેચન કરતા નથી. ચોમાસું ઉતર્યા પછી ધોરાજી પાસે આવેલી મોટી મારડમાં મહારાજશ્રીના પવિત્ર હસ્તે પ્રતિષ્ઠા થઇ

હતી. સંવત્ ૧૯૫૭ નું ચોમાસું પોરબંદર મુકામે થયું હતું. મહાત્માઓના માંગલ્યમય ચરણોના સ્પર્શથી સર્વત્ર આનંદ ફેલાય તે સ્વાભાવિક છે. મહારાજશ્રીના આગમનથી પ્રફુલ્લ બનેલી પોરબંદરની શ્રાવક પ્રજાએ સત્કારના પ્રકારાંતરરૂપે સમોસરણની રચના કરાવી મહોત્સવ કરાવ્યો હતો. તે ઉપરાંત મહારાજશ્રીના સ્મરણાર્થે એક જૈન શાળા પણ સ્થાપિત કરાવી હતી. અત્રે મહારાજશ્રીએ વ્યાખ્યાન- દરમીયાન, ભગવતીસૂત્રનું શ્રોતાઓને શ્રવણ કરાવ્યું હતું. ચાતુર્માસ પુરૂં થયેથી તેઓશ્રી જુનાગઢ ખાતે પધાર્યા. ત્યાં પણ સમોસરણની રચના થઇ હતી અને શ્રીગિરનાર ઉપર એકવીસ દેરીઓની પોતે સ્થાપના કરાવી હતી.

સંવત્ ૧૯૫૧—૫૨ ના ચોમાસાં શ્રીસંઘના ખાસ આગ્રહને માન આપી મહારાજશ્રીએ વંથળીમાં કર્યાં. તે બે ચોમાસામાં શત્રુંજયગિરિની રચના, ભગવતી સૂત્રનું વ્યાખ્યાન, શાંતિસ્નાત્ર તથા ઉજમણાં વિગેરે અનેક પ્રકારના મહોત્સવો થયા, જે સર્વમાં લગભગ ૧૭-૧૮ હજાર રૂપીયાનો શ્રાવકોએ સદ્વ્યય કર્યો હતો. વચમાં ૫૨ ની સાલમાં મહારાજશ્રી છત્રાસા નામના ગામના દેરાસરનો જીર્ણોદ્ધાર કરવા તથા પ્રતિષ્ઠા કરવા તે તરફ પધાર્યા હતા. છત્રાસાના ગીરાસીઆઓને સમજાવી તેમની પાસેથી મુક્ત જમીન તથા યોગ્ય દ્રવ્ય કઢાવી દેરાસરની વ્યવસ્થા કરાવી એટલુંજ નહીં પણ ગીરાસીઆઓ કે જેઓ માંસાહાર કરવાને ટેવાઇ ગયા હતા, તેમને સદ્બોધ આપી માંસાહારથી મુક્ત કર્યા અહીંઆ છત્રાસામાં જે એક બહુ હેરત પમાડનારો પ્રસંગ બનવા પામ્યો હતો તે પણ જાણવાજોગ હોવાથી આ સ્થળે નોંધી લઉં છું. એમ કહેવાય છે કે છત્રાસાના શ્રાવકોને અનેકવાર વિઘ્નો તથા અડચણો ભોગવવી પડતી

હોવાથી તેમને જુના દેરાસર સંબંધે બહુ વહેમ રહ્યા કરતો હતો. આ વહેમ તે બીજી કોઇ જાતનો નહીં પણ એને પ્રતિષ્ઠા વખતે બરાબર મુહૂર્ત સચવાયું ન હોય કે યથાર્થ યોગ ન સચવાયો હોય એવી શંકા સૌને રહ્યા કરતી હતી. શ્રાવકોએ પોતાના વિઘ્નની તથા વહેમોની સર્વ વિગત મહારાજશ્રી પાસે રજુ કરી. મહારાજશ્રીએ ઉત્તરમાં જણાવ્યું કે તમારી હકીકત સાંભળતા મને ખાત્રી થાય છે કે પ્રતિમાના પબ્બાસન નીચે હાડકાં જેવા કોઇ પણ પ્રકારની અશુચી હોવી જોઇએ અને એટલા જ માટે તમોને વિઘ્નો સહેવાં પડ્યાં છે. શ્રાવકોએ તપાસ કરી અને પબ્બાસન નીચે ખોદાણકામ કરાવ્યું તો તેમને ખાત્રી થઇ કે મહારાજશ્રીના વચનો યથાર્થ જ હતા. અર્થાત્ પબ્બાસન નીચેથી ખરેખર જ હાડકાંઓ નીકળ્યાં! કેટલાક તો આ દેખાવ જોઇને છેક વિસ્મિત જ થઈ ગયા. પરંતુ મહારાજશ્રીએ પોતાથી બની શકે તે રીતે તેમને સુધાર્યા અને સર્વત્ર શાંતિ પ્રસરાવી. આ વાત પોરબંદર તથા વંથળીના શ્રાવકોમાં બહુ પ્રસિદ્ધ છે. ઉક્ત બનાવ બની ગયા પછી મહારાજશ્રીએ તેજ દેરાસરમાં નવેસરથી પ્રતિષ્ઠા કરાવી લોકોને સંતોષ આપ્યો હતો.

સંવત્ ૧૯૫૩ માં શ્રીસંઘના આમંત્રણને માન આપી તેઓશ્રીએ માંગરોળ મુકામે ચાતુર્માસ કર્યું. ચાતુર્માસ દરમીયાન સમેતશીખરની રચના તથા શાંતિસ્નાત્ર જેવા અનેક મહોત્સવો થયા હતા. આજ સાલથી મહારાજશ્રીએ જાહેર સભાઓમાં જાહેર વ્યાખ્યાન આપવાની પહેલ કરી. આપણા સમગ્ર જૈન સમાજમાં મહારાજશ્રી ચારિત્રવિજયજી જેવા પ્રસિદ્ધ વક્તા ભાગ્યે જ બીજા કોઇ મળી શકશે. જેમ તેઓશ્રીની વ્યાખ્યાનશૈલી અતિ મધુર છે તેવીજ રીતે તેમના વિચારો પણ તેટલા

જ ગંભીર અને તલસ્પર્શી છે. મહારાજશ્રીનું જાહેર વ્યાખ્યાન એકાદ-વાર પણ સાંભળવાનું જેમને સૌભાગ્ય પ્રાપ્ત થયું હશે તેઓ જોઇ શક્યા હશે કે ઉંડા અભ્યાસ અને અવલોકન સિવાય તેમજ કુદરતી બક્ષિસ સિવાય એવી વ્યાખ્યાન-કુશળતા અનુકૂળમાં સંભવતી નથી.

ત્યારબાદ તેઓશ્રી રાજકોટ ખાતે પધાર્યા, અને સંવત્ ૧૯૫૪ નું ચોમાસું સંઘના આગ્રહથી ત્યાં જ કર્યું. તત્રત્ય વકીલ તુલસીદાસ ડાહ્યાભાઇના નવા બંધાવેલા દેરાસરમાં તેઓશ્રીએ પ્રતિષ્ઠા કરાવી. મહારાજશ્રીના ઉપકારોનું રાજકોટની જૈન પ્રજાને ચિરસ્મરણ રહ્યા કરે એટલા માટે તેઓશ્રીની હાજરીમાં એક જૈનશાળા સ્થાપિત કરવામાં આવી અને એ શાળાને મહારાજશ્રી ચારિત્રવિજયજીના મુબારક નામ સાથે જોડી દીધી. આ શાળા હજુ પણ ચાલુ છે. તે પછી તેઓ પુનઃ ગોંડળ ખાતે પધાર્યા, અને પોતાની વ્યાખ્યાનશ્રેણી પૂર્વવત્ ચાલુ કરી. આગલા એક પ્રસંગ દરમીયાન જ મહારાજશ્રીએ ગોંડળની જૈન તો શું પણ જૈનેતર પ્રજાનાં અંતઃકરણો આકર્ષી લીધાં હતાં, તેમાં આ વખતે ઘણો વધારો થાય એમાં નવાઇ નથી. એમ કહેવાય છે કે તે મહોત્સવ વખતે પ્રતિષ્ઠા નિમિત્તે એક વરઘોડો ચડાવવામાં આવ્યો ત્યારે મહારાજશ્રી ચારિત્રવિજયજીની હાજરીને માન આપી ખુદ ઠાકોરસાહેબ શ્રી ભગવતસિંહજી બહાદૂરે તેમજ અન્ય અમલદારોએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. સ્થાનકવાસી બંધુઓ કે જેઓ આવા સમારંભમાં જોડાવાની કદિ કલ્પના પણ કરે નહીં તેઓ પણ મહારાજશ્રીની સમદર્શિતાને લક્ષમાં લઇ લગભગ સાડાચારસોની સંખ્યામાં હાજર થયા હતા. "સંપબળ" સિવાય કોઇ પણ સમાજની, રાષ્ટ્રની કે ધર્મની ઉન્નતિ થઈ

કામની નથી એમ મહારાજશ્રી અંતઃકરણ પૂર્વક માને છે અને તેમની એ માન્યતાના તેમના પ્રાયઃ પ્રત્યેક વ્યાખ્યાનમાં પ્રકટ થઇ આવે છે. જૈન જૈનેતર કે મુસલમાન જે કોઇ એકવાર મહારાજશ્રીના પરિચયમાં આવે છે તે, મહારાજશ્રીની સ્નેહભીની દૃષ્ટિમાંથી ઝરતો ઐક્યબોધનો રસ પીધા વિના કદાપિ પાછો ફરતો નથી. મહારાજશ્રી ઘણી વાર મુક્ત-કંઠે કહે છે કેઃ—

### સવૈયા.

પાડોશી અન્ય જાતિના કલહ મુકતિ મધ્ય મધ્યસ્થ થૈએ,
તે કાળે કાં ન જોતાં? જરૂર મન બુદ્ધિ જ્ઞાન કે ભાન દૈએ;
જો બહાલા રીત એવી હશી મળી નહી કાં લાજ લૈએજ દૈએ,
હું જૈની હું વેદાની વદી વચન નહી ધર્મમાં કલેશ ગ્રહીએ.

અર્થાત્ જ્યારે આપણા પાડોશીઓમાં કે મિત્રોમાં કોઇ જાતનો કલેશ થાય છે, ત્યારે તેનું સમાધાન કરવા આપણે પંચની સ્થાપના ક-રીએ છીએ અને એ પંચમાં આપણે જોગી, શામેઃ માણસ કોળી છે, સુનાર છે કે સુતાર છે તેનો વિચાર નહીં કરતાં તેના કલેશનું સ-માધાન કરવાને પ્રવૃત્ત થઈએ છીએ. જો વસ્તુ-સ્થિતિ આવી છે, તોપછી એક માત્ર ધર્મની બાબતમાં હું જૈન છું, હું બ્રાહ્મણ છું કે હું શૈવ છું એવા વ્યર્થ બોલોને વશમાં સારી શામાટે કલેશ કરવો જોઇએ? મહારાજશ્રી ચારિત્રવિજયજીના જીવનમાંથી શીખવા યોગ્ય અને આદરવાયોગ્ય અનેક ઉપદેશોમાંથી આ ઐક્યનો ઉપદેશ પણ વાચકોએ સદાને માટે સ્મરણમાં રાખી લેવા જોઇએ એમ પ્રસંગોપાત કહ્યા વગર ચાલતું નથી. સંવત્ ૧૯૫૫ માં મહારાજશ્રીએ માંગરોળ મુકામે ચાતુર્માસ કર્યું હતું.

તે પ્રસંગે ભોંયરામાંથી જે એક પ્રતિમા નીકળ્યાં હતાં તેની મોટા સમારોહપૂર્વક દેરાસરમાં પ્રતિષ્ઠા કરાવી. સંવત્ ૧૯૫૬ માં તેઓશ્રી વંથળી મુકામે પધાર્યા. આ સ્થળે ગામના એક ઘાંચીને પોતાના ખેતરમાં કૂવો ખોદાવતાં ભારે આશ્ચર્ય વચ્ચે એક મહા તેજસ્વી પ્રતિમાનાં દર્શન થયાં. ધીમે ધીમે ખોદાણકામ કરાવી જેમ બને તેમ સહીસલામતી પૂર્વક શ્રી શીતળનાથજીની પ્રતિમાને બહાર કાઢવામાં આવ્યાં. વંથળી ગામ જુનાગઢ સ્ટેટમાં આવેલું હોવાથી અને ત્યાં મુસલમાન બંધુઓની પ્રબળતા હોવાથી જૈનભાઇઓને એ પ્રતિમા મળે એવો સંભવ નહોતો. છતાં મહારાજશ્રીની બહોળી લાગવગના પ્રતાપે એ પ્રતિમાજી વંથળીના જૈન સંઘને પ્રાપ્ત થયાં અને જે પ્રતિમાજી હાલ પણ શેઠ દેવકરણ મૂળજીએ હાલમાં નવા બંધાવેલા દેરાસરમાં વિરાજી રહ્યાં છે. વંથળીની જૈનપ્રજા મહારાજશ્રીના અનેક ઉપકારોથી પોતાને દબાએલી માને છે, એટલુંજ નહીં પણ ત્યાંના મુસલમાન આગેવાનો પણ મહારાજશ્રી પ્રત્યે બહુ માન ધરાવે છે. આ સઘળો મહારાજશ્રીની ઉદારતાનો—સમભાવનો તથા નિઃસ્વાર્થતાનો જ પ્રતાપ છે એમ કહીએ તો ખોટું નથી. સંવત ૧૯૫૭ નું ચાતુર્માસ મહારાજશ્રીએ ત્યાંજ નિર્ગમ્યું હતું.

સંવત્ ૧૯૫૮ ની સાલમાં કાળવડ પાસે આવેલા વડાળા ગામમાં મહારાજશ્રીના મુબારક હસ્તે પ્રતિષ્ઠા કરાવવામાં આવી હતી. ત્યારબાદ તેઓ જામનગર ખાતે પધાર્યા હતા અને ત્યાં ચટાઇવાળા દેરાસરની પ્રતિષ્ઠા કરાવી હતી. સંવત્ ૧૯૫૮–૫૯ નાં બે ચોમાસાં જામનગરમાંજ થયાં હતાં. આ બે ચોમાસાં દરમીયાન ભગવતિ—સૂત્રનાં વાંચન ઉપરાંત ત્રણ શ્રાવીકાઓને તથા એક શ્રાવકને દીક્ષા આપવાનાં ધર્મકાર્યો પણ થયાં

હતાં અને એમ કહેવાય છે કે તન્નિમિત્તે જામનગરના ભાવિક શ્રાવકોએ લગભગ ૧૭–૧૮ હજાર રૂપીઆ ખર્ચ્યા હતા. એક જૈન શાળા પણ તેજ અરસામાં સ્થાપિત થઈ હતી, અને તે શાળાના ભવ્ય મકાનમાં મહારાજશ્રીની પ્રભાવપૂર્ણ પ્રતિમૂર્તિ ખુલ્લી મુકવામાં આવી હતી. તે સિવાય એક સંસ્કૃત પાઠશાળા તથા શ્રીમદ્ ખાંતિવિજયજી જૈન લાઈબ્રેરીની પણ મહારાજશ્રીના સદુપદેશ પ્રતાપે સ્થાપના થઇ હતી. મહારાજ શ્રીખાંતિવિજયજી તે વખતે જો કે કાળધર્મ પામી ગયા હતા તો પણ પોતાના વિદ્યાગુરુનું સ્મરણ રાખવાને મહારાજશ્રી ચારિત્રવિજયજીએ શ્રીમદ્ ખાંતિવિજયજી મહારાજના પગલાંની પ્રતિષ્ઠા કરાવી ઉપકારનો યત્કિંચિત્ બદલો વાળા આપ્યો હતો.

ફળભારથી પ્રફુલ્લિત થયેલાં આમ્રવૃક્ષો અહંકારથી ઉન્મત્ત થવાને બદલે જેવી રીતે વિનમ્ર થઇ જાય છે તેવીજ રીતે મહાપુરૂષો પણ વિદ્યાના ભારથી જેમ જેમ ગૌરવાન્વિત થતા જાય છે, તેમ તેમ વિશેષ વિશેષ નમ્ર અને વિદ્યાનુરાગી થયા વગર રહેતા નથી. મહારાજશ્રી ચારિત્રવિજયજીના સંબંધમાં પણ તેમજ બનવા પામ્યું છે. તેમની વિદ્વત્તા અને વિચારશીલતાનો પ્રભાવ અત્યાર આગમચ દિગંતમાં પ્રચાર પામી ચૂકયો હતો છતાં અંતઃકરણથી તેઓ અત્યંત નમ્ર તથા વિદ્યાવિલાસી હતા અને છે. તેઓએ જામનગરની જાહેર ધર્મપ્રવૃત્તિઓમાં અગ્રગણ્ય ભાગ લેવાની સાથે પૂજ્ય શ્રીહાથીભાઇ શાસ્ત્રી તથા કાળીદાસ શાસ્ત્રી અને રાજારામ દીક્ષિત વગેરે નૈયાયિકો પાસે ન્યાયના ગ્રંથોનું પણ અવલોકન કરવાનું ચાલુ રાખ્યું હતું. સંવત્ ૧૯૬૦ ની સાલમાં તેઓશ્રીએ લાલપુર ખાતે પ્રતિષ્ઠા કરાવી હતી. ત્યાંથી તેઓ વંથળી તરફ પધાર્યા હતા.

એ સાલ વંથળીમાં પ્લેગ ચાલતો હોવાથી ૧૯૬૦ નું ચાતુર્માસ બે સ્થળે વ્યતિત કરવાની ફરજ પડી હતી. અર્ધું ચાતુર્માસ વંથળીમાં અને અર્ધું માંગરોળમાં. સંવત્ ૧૯૬૧ નું ચોમાસું તેઓએ શ્રીસંઘના આગ્રહથી પોરબંદર ખાતે કર્યું હતું. ત્યારબાદ સં. ૧૯૬૨ માં મહારાજશ્રીના ઉપદેશથી ભાવિક શ્રાવિકા બાઇ રામકોરે શત્રુંજયનો સંઘ કહાડયો હતો, એ સંઘની સાથે મહારાજશ્રી પોતે પણ પાલીતાણા ખાતે પધાર્યા હતા, અને ચાતુર્માસ પણ પાલીતાણામાંજ વ્યતીત કર્યું હતું. આ ચાતુર્માસ દરમીયાન પાલીતાણામાં સર્વત્ર ઉત્સાહ અને આનંદ પ્રવર્ત્તી રહ્યો હતો. શેઠ નરશી કેશવજીની ધર્મશાળામાં મહારાજશ્રીના ખાસ ઉપદેશથી શ્રી સમેતશીખરની બહુ સુંદર રચના કરાવવામાં આવી હતી, અને તે નિમિત્તે ઉજમણું તથા શાંતિસ્નાત્ર વગેરે અનેક મહોત્સવો થયા હતા. મહારાજશ્રીનાં દર્શનનો તથા વ્યાખ્યાન–વાણીનો લાભ લેવા તે પ્રસંગે મુંબઇથી તથા આસપાસના શહેરોમાંથી અનેક ગૃહસ્થો પાલીતાણા ખાતે પધાર્યા હતા અને ચાતુર્માસ પણ રહ્યા હતા. અનેક ઉત્સવોમાં ભાગ લેવા છતાં મહારાજશ્રી વિદ્યાવૃદ્ધિનાં તથા જ્ઞાન પ્રચારનાં કાર્યોમાં પણ તેટલો જ રસ તથા ઉત્સાહ લે છે એ તેમના જીવનચરિત્રની એક ખાસ વિશેષતા છે, એમ કહીએ તો અયોગ્ય નથી. પાલીતાણાના ચાતુર્માસ પ્રસંગે તેઓશ્રીએ વિદ્યાપ્રસારક વર્ગને શ્રાવિકાભૂષણના ચાર ભાગો રચવામાં તથા જૈનધર્મની પહેલી, બીજી અને ત્રીજી ચોપડીઓ તૈયાર કરાવવામાં અમૂલ્ય સહાય આપી હતી. પાલીતાણા ખાતે ચાલતા બાળાશ્રમને પણ તેઓશ્રીએ પગભર કરવામાં તે પ્રસંગે શ્રમ ઉઠાવ્યો હતો. યથાર્થ ધર્મોદ્યોતકારકોનું જીવન કેવાં વૈવિધ્યોથી વિભૂષિત હોય છે તેનો સહેજ ખ્યાલ આવા ઉલ્લેખોથી વાચકોને આવી શકશે.

## મુંબઈમાં ચાતુર્માસ.

સંવત્ ૧૯૬૮ માં મુંબઈના કોટના સંઘના આગ્રહથી મહારાજશ્રી ચાતુર્માસ અર્થે મુંબઈ પધાર્યા. આ ચાતુર્માસ દરમિયાન મુંબઈની વિવેકી પ્રજાને ખાત્રી થઈ કે મહારાજશ્રીની વ્યાખ્યાન-કુશળતાના સંબંધે જે કીર્તિકહાણી અત્યારપૂર્વે સાંભળવામાં આવી હતી તે ઘણીજ અપૂર્ણ હતી. વ્યાખ્યાનના રસ સાથે સુહૃદયતા અને વિચાર-વિશાળતાનો અણધાર્યો લાભ મુંબઈની પ્રજાને મળ્યો. તે ઉપરથી મહારાજશ્રીને માટે શત્રુમિત્રમાં એક સરખો ઉત્તમ અભિપ્રાય બંધાયો અને જે હજુપણ જેવો ને તેવોજ રહી ગયો છે. ગમે તેવો ઉદાર વક્તા કે કદાચિત્ પણ સુયોગ્ય શ્રોતાઓના અભાવે પોતાનું યથાર્થ હૃદય ખાલી કરી શકતો નથી. મુંબઈમાં એ દુર્લભ સુયોગ પ્રાપ્ત થયો. અર્થાત્ મહારાજશ્રી ચારિત્રવિજયજી જે નવીન અને અપૂર્વ ભાવનાઓ પોતાની સાથે લાવ્યા હતા તે ભાવનાનું યથાયોગ્ય મૂલ્ય સમજી શકે એવા હજારો શ્રોતાઓ નિત્ય મહારાજશ્રી પાસે આવવા લાગ્યા. મહારાજશ્રીએ પણ પોતાના હૃદયનો રસ અસ્ખલિતપણે વહેવડાવવાનો પ્રારંભ કર્યો. મહારાજશ્રીનાં વ્યાખ્યાન ધ્વનીઓથી મુંબઈની દિશાઓ ગાજવા લાગી. હજારો રસિક જીજ્ઞાસુઓ એક ચિત્તે વ્યાખ્યાન વાણીનો આતુરતાપૂર્વક લાભ લેવા લાગ્યા. મહારાજશ્રીએ માંગરોળ જૈન સભાની આગેવાની નીચે એક ભાષણ શ્રેણી પણ ચાલુ કરી હતી. આ ભાષણોના રીપોર્ટો તે વખતના સામયિક પત્રોમાં આવી ગયેલા હોવાથી તેમજ તે પુસ્તકરૂપે પણ બહાર પડી ચૂકયા હોવાથી આ સ્થળે પિષ્ટપેષણ કરવાનું ઉચિત ધાર્યું નથી. તો પણ ન્યાયની ખાતર એટલું કહેવું જોઈએ કે

"હવે તો ચેતો" એ એકજ વ્યાખ્યાનની અંદર એકવાર માત્ર થોડીજ ક્ષણોમાં વીસ હજાર રૂપીયાની ટીપ ભરાઇ ગઈ હતી, તેમજ મુંબઇના દૈનિક અને અઠવાડીક પત્રોમાં મહારાજશ્રીની વ્યાખ્યાન શૈલીની પ્રશંસા કરનારા અનેકાનેક લેખો જયઘોષરૂપે બ્હાર પડયા હતા.

વસ્તુતઃ એક નિઃસ્વાર્થ સહૃદય પુરૂષની વાણી શું નથી કરી શકતી ? જે શૂરવીરના હૃદયને ભેદવાને એક તિક્ષ્ણ શસ્ત્ર નિષ્ફળ નીવડે છે, જે કૃપણનું હૃદય સેંકડો–હજારો અને લાખો અનાથોને દુઃખથી રીબાતા જોવા છતાં પાષાણ જેવું જ કઠોર રહે છે, જે દુરાચારીઓને સત્તાધિકારીઓના સખ્ત શરાઘાતો પણ ઠેકાણે લાવી શકતા નથી તે દુરાચારીઓને, તે કૃપણોને તથા તે શૂરવીરોને એક સાચા મુનિવરના હૃદયના અંતસ્તમ પ્રદેશમાંથી ઉદ્ભવેલી સરળ અને સહજ વાણી ભેદી શકે છે, તેમને કાયમને માટે સન્માર્ગ ઉપર લાવી મુકે છે, તો પછી મહારાજશ્રી ચારિત્રવિજયજી જેવા પ્રખર વક્તાઓના ઉપદેશથી એકાદી ટીપ ભરાય કે એકાદ બે સંસ્થાઓ સ્થપાય એમાં બહુ આશ્ચર્ય નથી.

ઉકત ચાતુર્માસ પૂર્ણ થયે કોટના દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવી તથા પ્રતિષ્ઠા કરાવી મહારાજશ્રી ઘાટકોપર પધાર્યા. ત્યાં પણ મહારાજશ્રીના હાથથી એક પ્રતિષ્ઠા કરાવવામાં આવી. ઘાટકોપરમાં શારીરિક અસ્વસ્થતાને લીધે તેમને થોડો વખત રોકાઇ રહેવાની ફરજ પડી, ત્યારબાદ મુંબાઇમાંજ સંવત ૧૯૬૪ નું ચોમાસું તેઓશ્રીએ માંડવીબંદર ઉપર આવેલી શ્રી કચ્છી દશા ઓસવાલની વાડીમાં કર્યું. આ ચાતુર્માસ દરમીયાન પણ અનેક શ્રાવકો તથા શ્રાવિકાઓને મહારાજશ્રી પાસેથી ધર્મોપદેશનો અવર્ણનીય લાભ મળ્યો હતો. તે પછીનું ચોમાસું એટલે કે

૧૯૬૫નું ચોમાસું મહારાજશ્રીએ શ્રી કચ્છી વીસા ઓસવાળની વાડીમાં કર્યું. એકંદરે આ ત્રણ વર્ષમાં મહારાજશ્રીએ ભગવતી સૂત્રનું વ્યાખ્યાન પૂર્ણ કર્યું તેમજ (૧) જૈન વિદ્યા ઉદ્યોગ વર્ધક મંડળ, (૨) પુસ્બાઇ કન્યાશાળા (૩) જૈન જ્ઞાન ભંડાર એમ ત્રણ મહત્ત્વની સંસ્થાઓ સ્થાપિત કરી. તે ઉપરાંત એક દીક્ષા–મહોત્સવ પણ થયો હતો. આ પછી તે જ સાલમાં વાલકેશ્વર ખાતે પૂજ્યપાદ મોહનલાલજી મહારાજની પાદુકાની સ્થાપના કરવામાં તથા અષ્ટાપદની રચના વગેરેમાં પણ મહારાજશ્રીએ આગેવાન ભાગ લીધો હતો.

સંવત ૧૯૬૬ની સાલમાં શ્રીમાન્ મોહનલાલજી જૈન સેંટ્રલ લાઇબ્રેરીની સ્થાપના થઇ તેમાં પણ મહારાજશ્રીએ પોતાથી બનતી દરેક પ્રકારની સહાય અર્પી. એજ અરસામાં યોગ્ય જૈન લેખકોને શોધી કહાડી મહારાજશ્રીએ અમૂલ્ય સૂચનાઓ આપી, “ ચોસઠ પ્રકારી પૂજાના અર્થ, સામાયક, પ્રતિક્રમણ, જીન દેવ દર્શન, શ્રી વિનય વિજયજી ચરિત્ર, બાર વૃત્તની ટીપ, નવકર્ણિકા તથા જૈનધર્મની પહેલી–બીજી ચોપડી ઇત્યાદિ ગ્રંથો તૈયાર કરાવ્યા હતા, અને જે હજી પણ વિદ્વાનોનું ધ્યાન આકર્ષી રહ્યાં છે.

સંવત ૧૯૬૬નું ચાતુર્માસ મહારાજશ્રીએ ઘાટકોપર ખાતે જ વ્યતિત કર્યું હતું. મહારાજશ્રી ચારિત્રવિજયજીએ ત્યાં ત્યાં પોતાના પુનિત પગલાં કર્યાં છે, ત્યાં ત્યાંના ગચ્છ–મમત જન્ય વૈર–વિરોધો ટકી શક્યાં નથી એ વાત એકથી અધિકવાર અમે પ્રસ્તુત વિષયમાં કહી ચુક્યા છીએ; ઘાટકોપર ખાતે બરાબર એવોજ આનંદદાયક દ્રશ્ય, પર્યુષણ પર્વના પ્રસંગે નીહાળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. અર્થાત્ મહારાજશ્રીનાં

ચાતુર્માસ દરમીયાન સ્થાનકવાસી. તપગચ્છી તથા અંચળ ગચ્છાનુયાયી વગેરે વગેરે સર્વ "અમે મહાવીર પિતાના પુત્રો છીએ" એમ અંતઃકરણ પૂર્વક માની ધર્મ કાર્યમાં અભિન્ન ભાવે પ્રવર્ત્યા હતા; આ દેવદુર્લભ દૃશ્ય જેઓએ એકવાર નીહાળ્યો હશે તેઓ તે કદાપિ વિસરી જશે નહીં એમ કહ્યા વગર ચાલતું નથી. મહારાજશ્રીના સદુપદેશથી ઘાટકુપર ખાતે એક લાયબ્રેરી સ્થાપવામાં આવી હતી, અને "જીવદયા" સંબંધી એક વ્યાખ્યાન વખતે અનાયાસે રૂપીયા પંદરસેથી બેહજાર એકઠા થયા હતા. આ ચાતુર્માસ પુરૂં થયેથી કોટના સંઘના આગેવાન શેઠ મોતીચંદ દેવચંદ તથા મોહનલાલ પુંજાભાઇએ કોટમાં પુનઃ ચોમાસું કરવાનો આગ્રહ કર્યો હતો. પણ મુંબઇમાં બહુ વર્ષો વ્યતિત થવાના કારણે તેમજ હવાપાણી-ની પ્રતિકૂળતાને લીધે મહારાજશ્રીએ ત્યાંથી સૌરાષ્ટ્ર ભણી વિહાર કરી જવાની ઇચ્છા જણાવી હતી. મુંબઇમાં કે ઘાટકોપરમાં મહારાજશ્રીને રહેવાની ઇચ્છા ન હોય તો દાદર ખાતે પોતાનો એક બંગલો ઉઘાડી આપી ચાતુર્માસ કરવાની મુંબઇના એક પ્રસિદ્ધ ભાટીઆ ગૃહસ્થ રાવ-બહાદૂર વીસનજી ખીમજી જે. પી. એ વીનંતી કરી હતી, પણ મહારાજ-શ્રીએ પોતે વિહાર કરી જવાનો દૃઢ નિશ્ચય દર્શાવી તેમના મનનું સાંત્વન કર્યું હતું. મહારાજશ્રી ચારિત્રવિજયજીનું અંતઃકરણ જૈનેતરો પ્રત્યે પણ કેવા પ્રેમભાવથી દ્રવે છે તેનું એકજ ઉદાહરણ આપવું આ સ્થળે બસ થઈ પડશે કે જ્યારે મહારાજશ્રીએ વિહાર કરી જવાનો દૃઢ નિશ્ચય જ-ણાવ્યો ત્યારે પાસે બેઠેલા રા. બ. વસનજી ખીમજી, કે જેઓ એક ભા-ટીઆ ગૃહસ્થ છે એમ ઉપર કહેવાઇ ગયું છે તેઓની આંખમાંથી અશ્રુ-ધારા વહી નીકળી હતી ! એક સુહૃદય મુનિવર સ્વસમાજના કે પર સમા-

જના વ્યક્તિઓના અંતઃકરણને કેવા અપૂર્વ ભાવથી આકર્ષી શકે છે તેનું આ એક જ્વલંત ઉદાહરણ માત્ર છે.

## સૌરાષ્ટ્રમાં પુનઃ પદાર્પણ-વંથલી પરિષદ્.

મુંબઈથી વિહાર કરી સં. ૧૯૬૭ નું ચોમાસું કેટલાક કચ્છી ગૃહસ્થોના આગ્રહથી મહારાજશ્રીએ પાલીતાણા ખાતે કર્યું. આ ચાતુર્માસમાં પણ અનેક પ્રકારનાં ધર્મ કાર્યો થયાં. તેમાં મુખ્ય ઉજમણાનો પ્રસંગ નોંધવા લાયક છે. શેઠ કોરશી કેશવજીનાં વિધવા પત્ની બાઇ પુરબાઇએ એક ઉજમણું કરવાની મહારાજશ્રીને ઇચ્છા દર્શાવી. મહારાજશ્રી પોતે જ્ઞાનવૃદ્ધિના પરમ હીમાયતી હોવાથી સૌ પ્રથમ તેમણે જ્ઞાનોન્નતિ માટે બાઇને આગ્રહ કર્યો. પરંતુ બાઇએ એને તપનિમિત્ત ઉજમણાનો ઉત્સવ કરવો એવો દૃઢ નિશ્ચય કરી રાખેલો હોવાથી મહારાજશ્રીનો આગ્રહ ધારવા જેટલો ફળીભૂત થયો નહીં. તો પણ તેઓશ્રીએ ઉજમણામાં મૂકવા શ્રીહરિભદ્રસૂરિ કૃત "ધર્મબિન્દુ" ગ્રંથ ભાષાંતર સહિત પ્રકટ કરાવી જૈન સંઘોવાળા ગામોમાં વિના મૂલ્યે મોકલી આપ્યો અને તપની સાથે જ્ઞાનની પ્રભાવના કરી એક પંથ દો કાજની કહેવત ચરિતાર્થ કરી. તે ઉપરાંત મહારાજશ્રીના ખાસ ઉપદેશથી રૂ. ૧૦૦૦ની રકમ પુરબાઇએ પાલીતાણા સ્ટેટને કેળવણીના પ્રચારાર્થે અર્પણ કરી. આ રકમના વ્યાજમાંથી જૈન બાળિકાઓને મફત ચોપડીઓ કેળવણી ખાતા તરફથી પુરી પાડવામાં આવે છે. પાલીતાણા ખાતેના જૈન વિધવાશ્રમને, કચ્છી જૈન બોર્ડીંગને તથા બાળાશ્રમને ઉજમણા નિમિત્તે અમુક રકમ મહારાજશ્રીએ અપાવી હતી.

સંવત્ ૧૯૬૮ ની સાલના માગશર માસમાં પાલીતાણાથી વિહાર

ફરી શ્રીસંઘના આગ્રહથી મહારાજશ્રી માંગરોળ ખાતે પધાર્યા. મહારાજશ્રીના આગમન પૂર્વે માંગરોળમાં જ્ઞાતિ અને સંઘ વચ્ચે જે આંતર્‌વિગ્રહ સળગી ઉઠયો હતો અને જે વિગ્રહનો વરઘોડો કોર્ટની દેવડી પર્યંત પહોંચ્યો હતો તે વિગ્રહનું મહારાજશ્રીએ ભારે શ્રમ લઇ સમાધાન આણ્યું. સંઘ અને જ્ઞાતિ તથા મહાજન વચ્ચેનો કલેશ નિર્મૂળ થયો. આ રીતે મહત્ત્વની સંસ્થાઓને ખરાબે ચઢી જતી મહારાજશ્રીએ અટકાવી દીધી. ત્યારબાદ શેઠ દેવકરણ મૂળજીના આગ્રહથી મહારાજશ્રી વંથલી મુકામે પધાર્યા. ત્યાં શેઠ દેવકરણભાઇની પુત્રીનાં લગ્ન થતાં હોવાથી તે પ્રસંગે એક અઠ્ઠાઇમહોત્સવ કરવાનો મહારાજશ્રીએ ઉપદેશ કર્યો. એ મહોત્સવ વખતે મહારાજશ્રીએ પ્રસંગોપાત "વાંચનથી થતા ફાયદા" એ વિષે એક જાહેર ભાષણ આપ્યું. આ ભાષણની શ્રોતાવર્ગ ઉપર બહુ સારી અસર થઇ અને શેઠ દેવકરણ મૂળજી તથા અન્યાન્ય ગૃહસ્થોની ઉદારતા સ્વરૂપ "શ્રીમચ્ચારિત્રવિજયજી લાઇબ્રેરી" નામની એક જાહેર લાઇબ્રેરી સંસ્થાપિત થઇ. આ લાઇબ્રેરી હાલમાં શહેરના પ્રમાણમાં બહુ સારી આવકાર પામી ચૂકી છે. લાઇબ્રેરીનું મકાન શેઠ કોરશી કેશવજીનાં વિધવા પત્ની બાઇ પુરબાઇએ બંધાવી આપવાની ઉદારતા દર્શાવી છે. તેમજ વંથળીમાં એક જાહેર જૈનધર્મશાળા નહીં હોવાથી અનેક યાત્રીઓને બહુ હેરાનગતી ભોગવવી પડતી હતી, આ ખામી મહારાજશ્રીના લક્ષમાં આવવાથી તેઓશ્રીએ ઉપદેશ આપવાથી લગભગ રૂપીયા ૨૦ હજારના ખર્ચે એક સુંદર ધર્મશાળા બંધાઇ છે. અત્યાર સુધી વંથળીમાં એકે અંગ્રેજી સ્કુલ નહોતી તેથી વંથળીના વિદ્યાર્થીઓને અંગ્રેજી કેળવણીથી પ્રાયઃ કમનસીબ જ રહેવું પડતું. મહારાજશ્રીએ તુરત જ એ દિશામાં પોતાનું લક્ષ રોકયું અને ગામના અમલ-

દારો વગેરેને બોલાવી એક અંગ્રેજી સ્કુલ સ્થાપવાનો ઉપદેશ કર્યો. મહારાજશ્રીએ પોતે પરિશ્રમ લઇ પ્રસિદ્ધ ધનિક ગૃહસ્થો પાસેથી દ્રવ્ય સંબંધી ચોક્કસ મદદો અપાવી સ્ટેટ તરફથી એક અંગ્રેજી સ્કુલની સ્થાપના કરાવી.

સંવત્ ૧૬૬૮ નું ચાતુર્માસ માંગરોળમાં જ કરવાનું નક્કી થયું. આ પ્રસંગે પણ અઠ્ઠાઇ મહોત્સવ તથા શાંતિસ્નાત્ર આદિ અનેક પ્રકારનાં ધર્મકાર્યો થયાં. માંગરોળમાં ચાલતી શ્રી આત્મારામજી જૈન પાઠશાળાના શિક્ષણક્રમમાં તેઓશ્રીએ ઘણો અગત્યો સુધારો-વધારો કરાવ્યો, એટલું જ નહીં પણ સંસ્કૃત શિક્ષણને ઉત્તેજન મળે એવી વ્યવસ્થા કરાવી. ચોમાસું પરિપૂર્ણ થયે શેઠ સુંદરજી દેવચંદે એક જીનમંદિર બંધાવવાનો પ્રારંભ કર્યો, અને એની પ્રતિષ્ઠા મહારાજશ્રી આત્મવિજયજીના પવિત્ર હસ્તે કરાવવી એવો શેઠ શ્રી સુંદરજીભાઇએ તથા માંગરોળના સંઘે આગ્રહ કર્યો. આ આગ્રહને માન આપવા મહારાજશ્રીએ પુનઃ માંગરોળ ખાતે આવવાનો મુનિયોગ્ય શબ્દોમાં સ્વીકાર કર્યો. ત્યારબાદ તેઓશ્રી માંગરોળથી વિહાર કરી ગયા અને આસપાસના સ્થળોમાં વિચરી પ્રતિષ્ઠા નિમિત્તે પુનઃ માંગરોળ પધાર્યા. માંગરોળમાં હજી પ્રતિષ્ઠાના કાર્યને વિલંબ થાય એમ લાગવાથી વચમાં તેઓશ્રી જુનાગઢ તાબે માળીયા પાસે આવેલા અજાબ ગામના દેરાસરની પ્રતિષ્ઠા કરવા પધાર્યા. ત્યાં પ્રતિષ્ઠાનું કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત કરી માંગરોળ પહોંચ્યા, અને શેઠ સુંદરજી દેવચંદ તરફથી બંધાયેલા જીનાલયમાં ભારે ધામધુમ પૂર્વક પ્રભુની પ્રતિષ્ઠા કરાવી. આ સઘળાં ધર્મકાર્યોમાં બહુ વખત નીકળી જવાથી અને ચોમાસાનો પ્રસંગ નજીક આવી પહોંચવાથી સંવત્ ૧૬૬૯

નું ચાતુર્માસ પણ માંગરોળ મુકામે જ કરવાની મહારાજશ્રીને ફરજ પડી. ચોમાસું પુરૂં થયે સ્ફટીક રત્નની પ્રતિમાઓ મંદીરમાં શ્રી સંઘ તરફથી પધરાવવામાં આવી. ત્યારબાદ વંથળીવાળા પ્રસિદ્ધ ગૃહસ્થ શેઠ શ્રી દેવકરણ મૂળજીએ વંથળી મૂકામે શ્રી શીતલનાથજી પ્રભુનું એક મંદીર બંધાવવાની અને તેમાં પ્રતિષ્ઠા કરાવવાની આંતર્ ઇચ્છા મહારાજશ્રી પાસે વ્યકત કરી. મહારાજશ્રીએ પોતાના સ્વાભાવિક નિયમ પ્રમાણે સૌ પ્રથમ કેળવણી અર્થે અમુક પ્રકારની ઉદારતા દર્શાવવાનો ઉપદેશ કર્યો. શેઠશ્રીએ મહારાજશ્રીના ઉપદેશને માન આપી જુનાગઢ ખાતે ચાલતી "સૌરાષ્ટ્ર શ્રીમાળી જૈન બોર્ડીંગમાં" એક ગંજાવર રકમ આપવાનું કબુલ કર્યું. આ પ્રમાણે નિશ્ચય થયા પછી મહારાજશ્રીએ વંથળી ખાતે પધારી પ્રતિષ્ઠાનું કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત કરવામાં યોગ્ય સહાય કરી. આ પ્રતિષ્ઠા પ્રસંગે આસપાસના શહેરો તથા ગામોમાંથી હજારો માણસો વંથળી ખાતે એકત્ર થયા હતા એટલું જ નહીં પણ પ્રાસંગિક પ્રાંતિક પરિષદ્ ભરવાની યોજના મહારાજશ્રીએ જાહેર છાપાઓમાં પ્રકટ કરેલી હોવાથી પંડિત લાલન, સાક્ષર કવિ ન્હાનાલાલભાઇ દલપત્તરામ વગેરે જાણીતા વિદ્વાનોએ પણ હાજરી આપી હતી. એક તરફ પ્રતિષ્ઠાના કાર્યમાં રોકાવા છતાં બીજી તરફ પરિષદ્‌માં પણ મહારાજશ્રીએ હાજરી આપવા સાથે પોતાના ઉદાર વિચારો મુખ્ય ભાષણ દ્વારા પ્રગટ કરી પ્રજા ઉપર ભારે ઉપકાર કર્યો હતો. મહારાજશ્રીના ભાષણોના અહેવાલો તે વખતના સામયિક પત્રોમાં પ્રકટ થયેલા હોવાથી અને એક ભાષણ પ્રસ્તુત ગ્રંથમાં પણ મુદ્રિત થયેલું હોવાથી એ વિષે વિસ્તાર કર્યો નથી. કવિવર ન્હાનાલાલ-

તે બાઇને દીક્ષા આપવાનો ભારે સમારોહ થયો. દીક્ષા લેતા પહેલાં મહારાજશ્રીના ખાસ ઉપદેશથી તે બાઇએ શ્રી શાંતિનાથ પ્રભુ ઉપર રૂપાની એક છત્રી બનાવવા રૂપીયા એક હજાર અર્પણ કર્યા, ત્યારબાદ કુંતીઆણા, વંથળી, જુનાગઢ, જેતપુર, ચીતળ તથા અમરેલી વગેરે સ્થળે વિહરતાં અને પોતાની નિરૂપમ વ્યાખ્યાન વૃષ્ટિને વરસાવતાં મહારાજશ્રીએ પાલીતાણા ખાતે ભારે ધામધુમ અને સામૈયા સાથે નગર પ્રવેશ કર્યો. સં. ૧૯૭૨ નું ચાતુર્માસ મહારાજશ્રીએ પાલીતાણામાં જ પસાર કર્યું છે. આ વખતે પણ અનેક જાહેર ભાષણો સાંભળવાનો, ધર્મચર્ચા સાંભળવાનો તથા અઠ્ઠાઇ મહોત્સવમાં ભાગ લેવાનો લાભ ભવિક જનોને મળ્યો છે એમ આ સ્થળે કહ્યા વગર ચાલતું નથી.

હવે અમે મહારાજશ્રીના જીવનચરિત્રના પ્રાયઃ વર્ત્તમાન પ્રસંગ પાસે આવી પહોંચ્યા છીએ. અમે ઉપર જે કાંઇ લખી ગયા છીએ તેમાં અમે તેઓશ્રીનું યથાર્થ જીવન લિપિબદ્ધ કર્યું છે એમ કહેવાની હીમત કરતા નથી. કારણ કે કોઇપણ મહાપુરૂષનું આંતરજીવન સ્થૂળરૂપે આવા ટુંકા ઉલ્લેખમાં પ્રરૂપાય એ અમને તો અસંભવિતપ્રાય જ લાગે છે. છતાં દૃષ્ટિ જેને જોઇ શકે અને કર્ણ જેને સાંભળી શકે એવા પ્રસંગો એકત્ર કરી અનુક્રમે સંક્ષિપ્તરૂપે આ જીવન–કાર્ય–શ્રેણીમાં ગુંથવાનો પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન સફળ થયો છે કે નિષ્ફળ એનો નિર્ણય અમે કરીએ તેના કરતાં વાચકો પોતે જ કરી લે એ વિશેષ ઇચ્છવા યોગ્ય છે, અમે તો માત્ર એટલું જ કહી શકીએ તેમ છીએ કે મહારાજશ્રીની જીવનઘટનામાંથી ધર્મભાવ, જ્ઞાનપ્રેમ, સહૃદયભાવ તથા નિસ્વાર્થતાના બોધદાયક સૂત્રો છે. આવા પુરૂષના ચરિત્રનો ટુંક ઉલ્લેખ કરવા આ લેખિની સમર્થ થઇ

છે તે જ આ લેખકનું અને લેખિનીનું સદ્‌ભાગ્ય છે. વિશેષ શું કહીએ?

પૂજ્યપાદ મહારાજ શ્રીચારિત્રવિજયજી અત્યાર પર્યંત જેવી રીતે જૈન તથા જૈનેતર પ્રજા ઉપર ઉપકાર કરતા આવ્યા છે તેવી રીતે ભવિષ્યમાં જનસમાજને સન્માર્ગે સ્થાપિત કરવા ચિરાયુઃ હો એવી શ્રી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ, અને એટલું વિશેષમાં જણાવવાની અમે અમારી ફરજ વિચારીએ છીએ કે જે વિચારશીલ વાચકોને આ સંક્ષિપ્ત જીવનરેખાઓના અવલોકનથી સંતોષ ન થાય તેમણે મહારાજશ્રીનું આંતરજીવનચરિત્ર દર્શાવનારા લેખો તથા વ્યાખ્યાનોનું* શાંતભાવે મનન કરવું. અમને ખાત્રી છે કે જેઓ સૂક્ષ્મદર્શી અને ભાવના જ રસિક છે તેમને મનગમતું પોષણ ત્યાંથી મળ્યા વગર નહીં જ રહે. આ ચરિત્ર તો અમે ઉપર એકવાર કહી ગયા તેમ માત્ર રેખારૂપ જ છે, એમ પુનઃ કહી લઇ વિરમીએ છીએ.

પ્રકાશક.

---

* મહારાજશ્રીએ રચેલા ઉપયોગી ગ્રંથોઃ—

(૧) પદ્મ પુરૂષ ચરિત્ર (ભાષાંતર)
(૨) પ્રદ્યુમ્ન ચરિત્ર (ભાષાંતર)
(૩) પ્રેમમયી મુક્તિ.
(૪) પ્રવૃત્તિ-નિવૃત્તિ.
(૫) લેખસંગ્રહ. બે ભાગ.
(૬) આત્મશક્તિનો ઉદય.
(૭) અષ્ટપ્રકારી પૂજાના અર્થ તથા [વિવેચન]
(૮) વ્યાખ્યાન સંગ્રહ.
(૯) ચોસઠ પ્રકારી પૂજાના અર્થ.



# લેખસંગ્રહ.

## દ્વિતીય ભાગ.

### કેળવણીનું ઉદ્ભવસ્થાન.

સાંપ્રતકાળમાં "કેળવણી" શબ્દ બહુ સામાન્ય થઈ પડ્યો છે. કેળવણીની આવશ્યકતા દર્શાવનારાં ભાષણો અને લેખોમાં પણુ જો પાંડીત્ય ન હોય તો કેળવણીની આવશ્યકતા લોકોના ગળે ઉતરવી મુશ્કેલ થઇ પડે છે. કેળવણીનો પ્રચાર કરવા વિદ્વાનોની પરિષદો ભરાય છે. શિક્ષકો અને અધ્યાપકોની સમિતિઓ સ્થપાય છે. લેખકો અને વકતાઓ લેખિની તથા વાણીથી વર્તમાનપત્રો તથા પ્લેટફોર્મોને ધ્રુજાવે છે. ટેકસ્ટબુક કમિટીઓ નવાં નવાં પુસ્તકો શોધી બહાર પાડી કેળવણીનો ધમધોકાર પ્રચાર કરવા કટીબદ્ધ રહે છે. આટલું છતાં-આટલી

આટલી જહેમત ઉઠાવવા છતાં જનસમાજમાં પ્રતિભાનો-શોધકબુદ્ધિનો તથા ઉદ્‌ભાવિની શક્તિનો અભાવ શા માટે રહ્યા કરતો હશે ? એ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર હજી સુધી મળી શક્યો નથી.

સામાન્ય રીતે કેળવણીના બે પ્રકાર પાડવામાં આવ્યા છે. એક વ્યવહારિક અને બીજી ધાર્મિક. જાણે કે એ બંને કેળવણીઓ જુદાં જુદાં વૃક્ષનાં જુદાં જુદાં ફળ હોય એમ માની, ધાર્મિક અને વ્યવહારિક કેળવણીની સંસ્થાઓને પણ જુદી જુદી પાડી દેવામાં આવી છે. વ્યવહાર અને ધર્મના શિક્ષકો પણ જુદી જુદી પદ્ધતિએ પોતપોતાનું કાર્ય કર્યે જાય છે. કેળવણીના ઉપભેદો તપાસીએ તોપણ તેની સંખ્યા ઠીક નક્કી છે, એમ કહી શકાય નહિં. સ્ત્રીકેળવણી, બાળકેળવણી, કન્યાકેળવણી, હુન્નરઉદ્યોગ કેળવણી, કૃષિકેળવણી, એવી રીતે કેળવણીના અનેક ભેદોપભેદો વિષે નિત્ય ચર્ચાઓ થાય છે. આવા ભેદો અને ઉપભેદોના પ્રતાપે જો કોઇ એમ કહે કે કેળવણીનું અંગ પરિપુષ્ટ અને મોહક બન્યું છે, પણ ખરું જોતાં વિચારક દૃષ્ટિએ તેમાં સુધારાને માટે ઘણું સ્થાન રહેલું છે.

"કેળવણી" એટલે શું ? કેળવણીનો કેવો ગુણ છે ? તે સ્વાભાવિક છે કે વિભાવિક ? તે સંયોગજન્ય છે કે સંયોગાભાવજન્ય છે ? આ પ્રશ્નનો જો વિચાર કરવામાં આવે તો મને

લાગે છે કે, યથાર્થ કેળવણી શું અને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તેનો સરળ માર્ગ અનાયાસે મળી જાય. પ્રસ્તુત લેખમાં એજ વિષે આપણે વિચાર કરવાનો છે.

ઉક્ત પ્રશ્નોના સંક્ષિપ્ત ઉત્તરો પ્રથમ મેળવી લઈએ, અને તે પછી તેની વિગતમાં ઉતરીએ તો નિર્ણય ઉપર આવવામાં વિશેષ વિટંબના નહીં પડે. કેળવણી એટલે બુદ્ધિનો વિકાસ એજ અર્થ આપણને આ સ્થાને ઇષ્ટ છે. બુદ્ધિ એ શું છે? બુદ્ધિ આત્માનો ગુણ છે. આત્માના ગુણને પરકૃત અથવા વિભાવિક માનવાની ભૂલ કોઇ સુજ્ઞ તો નજ કરી શકે.

હાલની કેળવણીની પદ્ધતિ સામે મોટામાં મોટી ફરિયાદ એજ લાવવામાં આવે છે કે વિદ્યાર્થીવર્ગ ઉપર પુસ્તકોનો અને ઉપકરણોનો એટલો બધો બોજો લાદવામાં આવ્યો છે કે તેઓની માનસિક શક્તિ અને શારીરિક શક્તિઓ નિર્બળ અને પ્રાય: નિષ્કર્મ થઇ જાય છે. આ ફરિયાદમાં સત્યનો અંશ છે એમ બુદ્ધિને આત્માનો સ્વાભાવિક ગુણ માન્યા પછી સિદ્ધ કરવાની જરૂર જણાતી નથી. પુસ્તકોનો કે ઉપકરણોનો ભાર છેક વ્યર્થ છે એમ કહેવાનું સાહસ કરવું એ પણ ઉપહાસ્યને પાત્ર બનવા જેવું છે એમ પણ હું સ્વિકારૂં છું; પરંતુ વિચાર કરતાં અને અત્યાર પર્યંતનું પરિણામ જોતાં એટલું તો ચોક્કસ કહી શકાય તેમ છે કે પુસ્તકોનો ભાર વિદ્યાર્થી-

ઓની બુદ્ધિને વિકસાવવામાં જેટલે અંશે સફળ નથી થયો તેટલો કિંવા તેથી પણ અધિક અંશે વિદ્યાર્થીઓની બુદ્ધિને અમુક દિશામાં બાંધી રાખવામાં વિશેષ સફળ થયો છે. બુદ્ધિ પોતે જ વ્યાપક છે અને તેથી કેળવણી અપાતી નથી પણ કેળવણી પ્રાપ્ત કરી શકાય છે, એમ કહેવું વધારે બંધબેસતું છે. પુસ્તકો કિંવા બાહ્ય સંજોગો જો ઉક્ત વ્યાપકતાને કેળવી શકે તોજ તે પુસ્તકો અને સંજોગો સાર્થક છે અને જો તે પોતાનું કાર્ય ન કરી શકે તો તે નિષ્ફળ છે એમ કહેવું તે અયુક્ત નહીં ગણાય. પુસ્તકોના અઘટિત ભાર સામે જે ફરીયાદો વારંવાર રજુ કરવામાં આવે છે તેનું કારણ પણ એજ છે કે બુદ્ધિની વ્યાપકતાને તે બાહ્ય સંજોગો સહાયક થવાને બદલે ઉલટા આવરણમાં ઉમેરો કરનારા થઈ પડે છે. વિદ્યાર્થી અભ્યાસ કરતી વખતે બુદ્ધિ ઉપરનાં આવરણો ખસેડવાની જે વખતે સાધના કરતો હોય તે વખતે તેની બુદ્ધિ ઉપર નવા નવા પડો ચ્હડતા જતા હોય તો તે સાધના તેને કેવળ વિડંબનારૂપ જ થઈ પડે એમાં સંશય નથી. ટૂંકમાં કહું તો બુદ્ધિની વ્યાપકતાને વિસરી જવાથી પરિણામ એ આવ્યું કે વિદ્યાર્થીઓ યથાર્થ વિદ્વાન્ બનવાને બદલે પુસ્તકના કીડા વધારે બને છે. એક વિદ્વાને યથાર્થ જ કહ્યું છે કે 'વર્તમાન કેળવણી મનુષ્યને, મનુષ્ય બનાવવાને બદલે પુસ્તક જ બનાવવાનો પ્રયત્ન કરે છે, અર્થાત્ મનુષ્ય પોતે જ પુસ્તકરૂપ થઇ જાય છે.'

વર્ત્તમાનકાળના એક કેળવાયલા વિદ્વાન્ સાથે જો તમે વાર્ત્તાલાપ કરશો તો પ્રસંગોપાત તે દેશી તથા વિદેશી જ્ઞાની પુરૂષોના પ્રમાણભૂત વાક્યો સડસડાટ બોલી જશે. તેની જીંહા-કેન્ટ, હેગલ, ટેનીસન, શેક્સપીઅર તથા વ્યાસ, વાલ્મિકી, કપીં-જલ તથા કાલીદાસ તેમજ હરિભદ્ર, હેમચંદ્રઆદિના સંખ્યા-બંધ વાક્યોનો ઉચ્ચાર કરી શકશે. પણ તેણે પોતે પોતાની સ્વતંત્ર બુદ્ધિથી શું નિર્ણય કર્યો છે એવો જો તમે પ્રશ્ન કરશો તો તેનો ઉત્તર આપતાં તેને અચકાવું પડશે, અને આમ બને તે વર્ત્તમાન સંજોગોમાં સ્વાભાવિક જ છે. જેમની બુદ્ધિને વિવિધ પટોથી રંગબેરંગી કરવામાં આવી હોય તેમની પાસેથી બીજી શી આશા રાખી શકાય? એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે–'વિદ્યા વગરના મનુષ્યો સભામાં શોભતા નથી,' પણ અત્યારે આપણી મુશ્કેલી એજ છે કે વર્ત્તમાનકાળના કેળવાયલાઓ સભામાં શોભે છે, સભામાં તેઓ આશ્ચર્ય પમાડે તેવા ફકરાઓ બોલી દિગ્મૂઢ કરી શકે છે, પણ વ્યવહારક્ષેત્રના સ્વતંત્ર કાર્યમાં તેઓ તેવા શોભતા નથી.

આપણું પૂર્વકાળનું શિક્ષણ આવું ઉપાધિમય નહોતું. વિદ્યાર્થીવર્ગ પોતે સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ કરી શકે અને તેનો આત્મિક ગુણ વિકૃત થવાને બદલે સ્વાભાવિક રીતે જ બ-હાર આવે તેવો દરેક પ્રયત્ન કરવામાં આવતો. અત્યારે પારકા જ્ઞાનવડે મનુષ્યોને જ્ઞાની બનાવવામાં આવે છે, તેવી પદ્ધતિ

આપણા પૂર્વકાળના શિક્ષકોએ સ્વીકારી નહોતી. પ્રાચિન સાહિત્યમાં મુનિઓના, આચાર્યોના અને ઋષિ-મહર્ષિના મતોની જે ભિન્નતા પદે પદે પ્રગટ થાય છે તે માત્ર એકજ વાતની સાક્ષી પૂરે છે કે તેઓની બુદ્ધિ કોઈ ખાસ દિશામાં ખાસ સંસ્કારોને લીધે દોરાયલી નહોતી, પણ તેઓ પોતાની સ્વતંત્ર બુદ્ધિથી કિંવા દિવ્ય દૃષ્ટિથી વિચાર કરી શકતા અને છેવટે પોતાને જે યોગ્ય લાગે તે લિપિબદ્ધ કરી રાખતા. આ અમૂલ્ય વારસો જે આપણને પૂર્વ પુરૂષો તરફથી મળ્યો છે તે આપણી યથાર્થ જાતીય સંપત્તિ છે. તેજ આપણું યથાર્થ ગૌરવ અને સદ્ભાગ્ય છે.

બુદ્ધિને સ્વતંત્ર તથા નિર્મળ બનાવવાનો લક્ષ આપણને રહેવો જોઇએ એજ મારો આશય છે. નિર્મળ બુદ્ધિ જ્ઞેયને પોતે પોતાની મેળે જ સહેજમાં જાણી શકશે. કારણકે સત્ય જ્ઞાતાથી જ્ઞેય કદાપિ વિખુટું પડી શકતું નથી. બુદ્ધિની વ્યાપકતા વિસારી મૂકવાથી આપણને જે કેળવણીના વિભિન્ન ભેદોપભેદો કરવા પડ્યા છે તેની પણ પછી તો જરૂર નહીં રહે. કેળવણીના ભેદોપભેદો ખરૂં જોતાં શું છે? મને તો લાગે છે કે એ બધા કેળવાયલા મનુષ્યોની ક્રિયાના જ ભેદો છે. જેવી રીતે એક દ્રવ્યવાન મનુષ્ય દ્રવ્યથી વ્યાવહારિક તથા ધાર્મિક કાર્યો સહેલાઈથી કરી શકે છે, તેવી રીતે એક ખરો પ્રતિભાશીલ મનુષ્ય પોતાની પ્રતિભાના ચમકારાથી વિદ્યાની અનેક શાખા-

ઓને પ્રકાશિત તથા ઉજ્વલ કરી શકે છે. પ્રતિભારૂપી પ્રદીપ જેમની પાસે છે તેમને તો ઉક્ત ભેદોપભેદો માત્ર ઉપાધિમય જ જણાય છે. વર્ત્તમાનકાળે પ્રતિભાને ખીલવવાના પ્રયત્નો ઓછા થાય છે અને તેની વિવિધ સંજ્ઞાઓ દ્વારા બાહ્ય આડંબરને અણુછાજતું મહત્વ આપી દેવાય છે.

આત્મા એ બુદ્ધિનું ઉદ્‌ભવસ્થાન છે. આત્મા જેટલે અંશે નિર્મળ અને નિરાવરણુ હોય, તેટલે અંશે બુદ્ધિ પણુ સતેજ અને તળભેદી બને છે. યથાર્થ બુદ્ધિમાન બનવા ઇચ્છનારાઓએ આત્મવિશુદ્ધિ પ્રત્યે બહુ સાવચેત રહેવું ઘટે છે. વિશુદ્ધ આત્મામાંથી જ્ઞાનનો જે વિશુદ્ધ ઝરો વહે છે તે કદાપિ શૂષ્ક થતો નથી, એટલું જ નહીં પણુ હજારો અને લાખો વરસ પછી પણુ એ ઝરાનું અમૃતપાન કરી મનુષ્યજાતિ પોતાનું કલ્યાણુ કરી શકે છે. પૂર્વાચાર્યોનાં જે પુસ્તકો આજે વિશ્વવીદ્યાલયોમાં પણુ આદર પામ્યાં છે અને જેમની જ્ઞાનશકિત જોઇ આપણે ક્ષણુભર મુગ્ધ થઇએ છીએ, તેઓએ યુનીવર્સીટીની ડીગ્રીઓ મેળવી નહોતી, તેમણે પોતાની બુદ્ધિ ઉપર અનેકરંગી આવરણો ચ્હડાવ્યાં નહોતાં, છતાં તેઓ પોતાનું નામ અમર કરી ગયા તેનું શું કારણુ? એજ કે તેમણે કેળવણીનું યથાર્થ ઉદ્‌ભવસ્થાન શોધી કહાડયું હતું, અને તેમાંથી પોતાને જે કાંઇ યોગ્ય જણાય તે તેમણે સંગ્રહી રાખ્યું હતું. અધ્યાત્મજ્ઞાન એ એવી ઉંચી કેળવણી છે કે આત્મા

તે દ્વારા મન અને શરીર તેમજ મન અને શરીરના પોષક પદાર્થો સાથે તેને અનુકુળ થઇ પડે, એવી અનેક સામગ્રી શોધી શકે છે. અધ્યાત્મમાં પવિત્ર થયેલું મન પણ ગમે તેવા અપવિત્ર પરમાણુને પવિત્ર બનાવી શકે છે. આ ઉપરથી આત્મશકિતનું સ્તોત્ર ગાવા હું આ સ્થળે બેઠો હુઉં એવો કદાચ કોઇને ભાસ થશે પણ વસ્તુતઃ તેમ નથી. કેળવણીનું યથાર્થ ઉદ્દભવસ્થાન બતાવ્યા વગર વર્તમાન કેળવણી પદ્ધત્તિનો દોષ કહાડીને જ બેસી રહું તો હું કર્તવ્યવિમુખ રહી જાઉં; એમ માનીને જ મેં આત્મ સામર્થ્યનો ઉલ્લેખ કરવાનું સાહસ કર્યું છે. નહીંતર કેળવણીના વિષયમાં આત્મા જેવી વસ્તુને વચ્ચે લાવવાની બીલકુલ જરૂર નહોતી એ વાત હું બહુ સારી પેઠે સમજું છું.

વર્તમાન કેળવણી પદ્ધતિ સામે બીજી જે એક ફરીયાદ લાવવામાં આવે છે તેનો પણ પ્રસંગોપાત આ સ્થળે વિચાર કરી લઇશું. એમ કહેવાય છે કે વર્તમાન કેળવણી બહુ ખરચાળ થઈ પડી છે. આ ફરીઆદ પણ પાયા વગરની નથી. હું ઉપર જ કહી ગયો છું કે વર્તમાન કેળવણી આપણને આવરણો તથા ઉપકરણો પુરાં પાડવા સિવાય અધિક કાંઈ કરી શકતી નથી. હું પુછું છું કે, સંસારમાં એવું કયું આવરણ તથા ઉપકરણ છે કે જે વિના મૂલ્યે મળી શકે ? આવરણ ખરીદનારાઓએ આવરણની કીંમત ભરવી જ જોઇએ ! તેમાં

પણ આ મોંઘવારીના વખતમાં કે જ્યારે વસ્તુ માત્રના ભાવ ચ્હડી ગયા છે તેવે વખતે બુદ્ધિનાં આવરણો સસ્તા મૂલ્યે મળી શકે એવી આશા રાખવી એ શું અજ્ઞાનતા નથી ? અધ્યાત્મદ્વારા—સાધનાદ્વારા બુદ્ધિ ખીલવનારાઓને આવરણોની જરૂર રહેતી નથી અને તેથી ભારે કીમતના જણાતાં આવરણો પણ તેમને નિર્માલ્ય જેવા જણાય છે. જો કે વસ્તુસ્થિતિ આવી છે તો પણ વર્તમાન દેશ કાળ તરફ દ્રષ્ટિપાત કરતાં કંઇક વહેવારૂ સુચના કરવાની મને જરૂર જણાય છે. ખરી રીતે કેળવણીની આપ—લેમાં દ્રવ્યની દરમ્યાનગીરી રહેવા દેવી એ ઇચ્છવાજોગ નથી એમ તો મારે કેળવણીના પ્રચારની સાથે સંબંધ ધરાવતા હોય તેમને સરળ ભાવે કહી દેવું જોઇએ. જે વસ્તુ પૂર્વે વિનય, સદ્‌ગુણ અને સાધનાદ્વારા મળી શકતી તેમાં દ્રવ્યરૂપી અંતરાય નાખવો એ અસ્વાભાવિક છે એટલું જ નહીં પણ તે અગવડભર્યું પણ છે.

અધ્યાત્મદ્વારા બુદ્ધિને કેવી રીતે કેળવી શકાય એ વિષય જરા ગંભીર છે. તેથી આ ટુંકા લેખમાં તે વિષે વિસ્તારથી બોલી શકાય તેમ નથી. તથાપિ ચારિત્રભાવનાવડે અધ્યાત્મનું અનુશીલન બહુ સારી પેઠે થઇ શકે છે એ વાત તો આ પ્રસંગે સ્પષ્ટરૂપે કહી દેવી જોઇએ. પ્રાચીન ગુરૂકુળોમાં તેમજ વર્તમાનકાળના બ્રહ્મચર્યાશ્રમો અને હરદ્વાર ગુરૂકુળ જેવાં સ્થળોમાં ચારિત્ર્યને જે મહત્વ આપવામાં આવ્યું છે, તે કેટલું સાર્થક

થયું છે તેનો એકવાર વિચાર કરી જોવાથી ચારિત્રભાવના કંઇક સ્પષ્ટરૂપે પ્રતીયમાન થશે. અત્યારસુધીમાં જે જે નવ શોધકો, નવા વિચારકો તથા નવીન માર્ગદર્શકો થઇ ગયા છે, તેમણે વસ્તુતઃ ચારિત્રભાવના દ્વારા જ દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરી હતી, અને ભવિષ્યમાં જો કોઇપણ સ્થળેથી નવીન શોધકો તથા વિચારકો મળી આવે એવી આશા આપણે રાખતા હોઇએ તો ઉક્ત સ્થળો પ્રત્યે જ આપણને આપણી દ્રષ્ટિ વાળી રાખવી પડશે. અત્યારે કોલેજોમાં તથા શાળાઓમાં જે શીક્ષણ અપાય છે તેને બહુ બહુ તો કળાની કેળવણી કહી શકાય. અલબત્ત કળાની કેળવણી પામેલા શીક્ષિતો એક માર્ગે પોતાની નૌકાને સહીસલામતીથી હંકારી જાય, પરંતુ પ્રશ્ન એ છે કે એકમાર્ગીય જીવન એજ શું મનુષ્યના જીવનની પરમ સાર્થકતા છે? મનુષ્યજીવનનું સર્વાંગી પરિણામ સાધવામાં જે કેળવણી સહાય ન કરે તે યોગ્ય કેળવણી કહેવાય નહીં. મગજમાં અમુક કળાનો બાહ્ય બોજો ઉંચકનારાઓ કરતાં તો ગામડાના પગીઓ અને પટેલો કે જેઓ પોતાના અનુભવથી વિવિધ વ્યક્તિઓનાં પગલાં બહુ સારી રીતે પારખી શકે છે, અને ભુસ્તર તથા ખગોળ વિદ્યાનું પૂર્વે આપણે ન સાંભળ્યું હોય એવું અદ્ભુત જ્ઞાન ધરાવતા હોય છે તેઓ પણ વધારે માનને પાત્ર છે એમ કહીએ તો શું ખોટું છે? આપણા દેશના અનેક ખેડુતો ઋતુના ફેરફારો તથા ખેતીવાડી સંબંધી શીક્ષણ પ્રાપ્ત કરવા માટે

બાહ્ય સંજોગોનું શરણુ પ્રાયઃ સ્વીકારતા નથી. છતાં ઘણીવાર તેઓ તે વિષયનું આશ્ચર્યકારક જ્ઞાન ધરાવતા હોય છે તેનું શું કારણુ? એજ કે તેમણે કાંઈક સ્વતંત્ર વિચારથી–અનુભવથી અમુક વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવા સાધના કરેલી હોય છે. આ સ્થળે ગેરસમજુતી ઉત્પન્ન ન થાય તે માટે મારે કહેવું જોઇએ કે આપણે કોઇએ પણ કળાની કેળવણી પ્રાપ્ત કરવાની જરૂર નથી; એવો મારા આ કથનનો ખોટો અર્થ ન થવો જોઇએ. મારા કહેવાનો આશય એટલો જ છે કે ભલે કળાની કેળવણી આપવામાં આવે તેની સામે મારે વાંધો નથી, પણ એ કેળવણી મનુષ્યની સ્વાભાવિક પ્રતિભાને લેશ માત્ર આઘાત ન પહોંચાડે, એટલું જ નહીં પણ પ્રતિભાના વિકાસને તે સહાયક થાય, એવી પ્રત્યેક ક્ષણે સાવચેતી રાખવી જોઇએ. બીજા શબ્દોમાં કહૂં તો બુદ્ધિનો વિકાસ સ્વતંત્ર શોધમાં છે, અમુક સંસ્કારો પ્રાપ્ત કરવામાં નહીં; એ એક વાતનું વિસ્મરણુ ન થવું જોઇએ. એટલી જ માત્ર કેળવણીની સાથે જેમને લાગતું-વળગતું હોય તેમને મારી નમ્રભાવે સૂચના છે.

---

## *ધાર્મિક કેળવણી.

ધાર્મિક કેળવણીમાં મુખ્યત્વે બે શબ્દો છે. અર્થાત્ ધાર્મિક અને કેળવણી, એમ બે શબ્દોના સંયોગથી ધાર્મિક કેળવણી બોલાય છે. ધાર્મિક કેળવણી એટલે ધર્મની કેળવણી. તે સીવાય તેનો બીજો અર્થ થઇ શકતો નથી. ધાર્મિક કેળવણી વિષે હું બોલવાનો પ્રારંભ કરૂં તે પહેલાં ધર્મ સંબંધે મારે કેટલુંક સ્પષ્ટીકરણ કરી જવું જોઇએ કે જેથી આજનો વિષય સમજવામાં અને સમજાવવામાં સરલ થઇ પડે. ધર્મના અર્થની સ્પષ્ટતા થયા પછી ધાર્મિક કેળવણી સંબંધી બોલીશ. ધર્મ વિના ધર્મી કોઇ કાળે રહી શકતો નથી. એ વાત એટલી બધી સ્પષ્ટ છે કે તેને વિસ્તારથી વર્ણવવાની જરૂર નથી. જુદાં જુદાં દર્શનકારોએ મુખ્યત્વે બે પદાર્થોનો જ સ્વીકાર કર્યો છે, અને તે બન્ને પદાર્થોના અમુક અમુક ધર્મો સ્વીકાર્યા છે. આ બે પદાર્થોમાં એક તો જડ અને બીજો ચેતન એમ બે પદાર્થો છે. તે બન્નેના ધર્મો પણ ભિન્ન ભિન્ન પ્રકારના છે. જડ પદાર્થના ધર્મો સંબંધે પ્રત્યેક દર્શનકારે વિવિધ વ્યાખ્યાઓ બાંધી છે, અને આ વીસમી સદીમાં આપણે જોઇએ છીએ કે એ જડના ધર્મો આપણને વિશેષરૂપે પ્રત્યક્ષ થતા જાય છે. જડ

---

* સંવત ૧૯૭૨માં વંથલી(સોરઠ) પરિષદ્ પ્રસંગે પ્રસિદ્ધવક્તા ચારિત્રવિજયજી મહારાજે આપેલું ભાષણ.

ઓતપ્રોત થઈ રહેલા છે, તે આચારવિચારો તથા વિધિનિષેધો એ યુગમાં જ બહાર પડેલા છે. મતલબ કે પૂર્વકાળમાં જ્ઞાનના આધારે જ કિંવા બુદ્ધિ–વિવેકશક્તિના મૂળમાંથી જ આ આચારવિચારોની ઉત્પત્તિ થઈ હતી. આચારવિચારોને નિરર્થક ગણી કાઢનારાઓ અને તેની નીંદા કરનારાઓ જો પૂર્વકાળમાં પ્રવેશી તેના હેતુઓ તથા તેના મૂળભૂત રહસ્યોનો વિચાર કરશે તો તેમને પણ જણાઇ આવશે કે કોઇપણ આચાર, હેતુ વિનાનો કે અમુક અપેક્ષા વિનાનો તો નથીજ. એ કાળ ધીમે ધીમે પરોક્ષ થતો ગયો. પૂર્વકાળે જે અદૃશ્ય હેતુઓની પ્રબળતા હતી, અથવા સાધ્યને સાધવાની જે પ્રબળ ઉત્કંઠા હતી, તે ક્રમેક્રમે શિથિલ થતી ગઇ અને તેને બદલે દૃશ્ય પ્રવૃત્તિ–બાહ્યઆચારોની મુખ્યતા વધી પડી. જમાનો હમેશા બદલાયા જ કરે છે. ધીમે ધીમે અત્યારે એવો સમય આવ્યો છે કે હવે નવશીક્ષિત યુવકોમાં બુદ્ધિશક્તિ જાગૃત થઇ છે અને તેથી તેઓ અત્યારની શુષ્ક પ્રવૃત્તિનાં કારણો તથા હેતુઓ શોધી તેને રસવાળી પ્રવૃત્તિ બનાવવા ઇચ્છે છે. જો તેઓને તેના યોગ્ય કારણો અથવા હેતુઓ બતાવવામાં ન આવે તો તેઓ એવી શુષ્ક પ્રવૃત્તિ સામે અનાદર બતાવે તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. આજકાલ નવીન યુવકો આપણને બાહ્યક્રિયાઓના હેતુઓ બતાવવાની પ્રાર્થના કરે છે, આપણે તેમને સંતોષકારક ખુલાસાઓ આપી શકતા નથી, તેથી તેઓ આ-

પણી સાથે ક્રિયાઓમાં ભાગ લઇ શકતા નથી; એટલા માટે આપણે તેમને નાસ્તિક કહી તેમની અંગ્રેજી કેળવણી ઉપર ખોટો આરોપ મુકવા તૈયાર થઇ જઈએ છીએ. હવે આપણી ફરજ એજ છે કે તેમને ક્રિયાઓના હેતુઓ તથા રહસ્યો સમજાવવાં જોઈએ. કારણ કે તેઓ માત્ર પરંપરાને જ વળગી રહે એ તેમને પોતાને ઇષ્ટ નથી લાગતું. બુદ્ધિની સહાયથી તેઓ જે કાંઈ સમજવા માગે તે તેમને આપણે સમજાવવું જ જોઇએ. ખાલી આપખુદી અથવા બળજોરી હવે કામ આવે તેમ નથી; એટલુંજ નહીં પણ નવયુવકો રહસ્ય જાણ્યા વિના ક્રિયાઓમાં ભાગ ન લે તો તેમાં તેમનો દોષ કહાડવા જેવું પણ નથી. સુશિક્ષિત જૈન યુવકો આપણી પાસેથી ધાર્મિક કેળવણીના રૂપમાં એટલી જ પ્રાર્થના કરે છે કે પૂર્વકાળની બુદ્ધિ યુગવાળી પ્રવૃત્તિ પુનઃ ચાલુ કરો અને આ શૂષ્ક પ્રવૃત્તિનો અંત આણો તો બહુ સારૂં. રહસ્યો સમજાવ્યા સિવાય આત્મગુણનો કોઇ કાળે વિકાસ થઈ શકે નહીં. "અમે અમુક ક્રિયા કરીએ છીએ, માટે તમે પણ કરો" એમ સત્તા વાપરવાથી કશું સારૂં પરિણામ આવે એમ મને લાગતું નથી, એટલા માટે મારે કહેવું પડે છે કે જે કેળવણીથી યુવકોની આત્મવિચારણા જાગૃત થાય, આત્મિકગુણો વિકસે એવા પ્રકારની જ કેળવણી મળવી જોઇએ. પૂર્વકાળે જ્ઞાનની–બુદ્ધિની પ્રબળતા હતી અને તેમાંથી જ વિવિધ આચારો તથા ક્રિયાઓનો ઉદ્‌ભવ થયો છે, એ વાત

ભૂલવી ન જોઇએ. ત્યારપછી મધ્ય યુગમાં આપણે જોઈશું તો જણાશે કે ત્યાં કેવળ પ્રવૃત્તિ પ્રચાર જ હતો. અમુક પ્રકારની જ ક્રિયાઓ કરવી જોઇએ, અમુક પ્રકારની જ પદ્ધતી રાખવી જોઈએ, એવો આગ્રહ તે કાળે બળવાનપણે પ્રવર્ત્તતો હતો. આને પરિણામે આપણે સંકુચિત વૃત્તિવાળા બનતા ગયા. ક્રમે ક્રમે ગચ્છો-ભેદો તથા ઉપસંપ્રદાયો બંધાતા ગયા. ધર્મની સુલભતાને બદલે દુર્લભતા વધતી ગઇ. અત્રે એક વાત આપણે ખાસ કરીને લક્ષમાં રાખવી જોઇએ કે જ્યાં ક્ષુદ્રતા હોય ત્યાંજ વસ્તુની દુર્લભતા હોય છે. એક દ્રષ્ટાંત લઈએ. એક નાનકડો દીવો સળગાવતાં પહેલાં દીવાને માટે આપણને કેટલો પ્રયત્ન કરવો પડે છે? તલમાંથી તેલ કઢાવવું, રૂની વાટ બનાવવી, કુંભારને ત્યાંથી કોડીયું મંગાવવું, દીવાસળી મંગાવવી, પવનના ઝપાટાથી સુરક્ષિત રાખવા કાચના વાસણો તૈયાર કરાવવા વિગેરે પ્રકારની કેટલી બધી માથાકુટો કરવી પડે છે, અને છતાં તેનો પ્રકાશ કેટલો બધો ક્ષુદ્ર હોય છે? દીવો માત્ર ગૃહમાં જ પ્રકાશ ફેલાવી શકે છે, કારણકે તે કૃત્રિમ છે, અને તેથી તેનો પ્રકાશ દુર્લભ છે. સૂર્ય સ્વાભાવિક છે, અને તેથી તેનો પ્રકાશ પ્રાપ્ત કરવા માટે આપણને કશો પરિશ્રમ કરવો પડતો નથી. માત્ર આંખો ઉઘાડી આપણે આપણા ગૃહનાં દ્વાર ખુલ્લાં મુકી દેવા જોઇએ! સ્વાભાવિકતા ત્યાંજ સુલભતા અને કૃત્રિમતા ત્યાંજ દુર્લભતા છે, એ વાત આ ઉદાહરણ ઉપરથી આપ

સમજી શક્યા હશો. આપણામાં વાડાઓ બંધાતા ગયા, તેમ સંકુચિતતા વધતી ગઇ, અને તેની સાથે ધર્મની દુર્લભતા પણ વધતી ગઇ. જૈનોનો મુખ્ય સિદ્ધાંત " मित्तिमे सव्वभूएसु "– સર્વ જીવો પ્રત્યે મારો મૈત્રીભાવ હો, એ સિદ્ધાંત દુર્લભ થઇ ગયો અને જૈનોમાં–પરસ્પરમાં જ કલેશો–કુસંપો પ્રવર્તવા લાગ્યા, તેનું કારણ માત્ર સંકુચિતતા સિવાય બીજું કશું નથી. અત્યારની જૈનશાળાઓમાં બાળકો 'नमुथ्थुणं' નો પાઠ કડકડાટ મોઢે બોલી જાય છે, પરંતુ તેમાં તે શું સમજ્યો, એવો જો કોઈ પ્રશ્ન કરે, તો તેનો સંતોષકારક ઉત્તર મળે એ અસંભવિત થઈ પડયું છે. માત્ર ગોખી જવાથી બાળકના મગજમાં બોજાના વધારા સિવાય બીજુ કાંઇ પરિણામ આવતું હોય એમ હું ધારતો નથી. હેતુ વિનાનું શીક્ષણ કેવળ ભારરૂપ જ થઇ પડે છે, એમ આપણે અનેક પ્રસંગે અનુભવ્યું છે. કારણ સ્પષ્ટ છે અને તે એજ કે સ્મૃતિના બોજાને લીધે તેની બુદ્ધિ મંદ પડી જાય છે, તેથી તે વધારે વિચાર કરી શકે એવી સ્થિતિમાં રહેતો નથી. આપણા જૈનોમાં એમ કહેવાય છે કે પૂર્વે આપણામાં લબ્ધિ ઉત્પન્ન થતી હતી. લબ્ધિ એટલે શું ? ક્ષાયોપશમિક શકિત. આ શકિત પૂર્વે ઉત્પન્ન થતી અને વર્ત્તમાનકાળે તે નથી ઉત્પન્ન થતી તેનું શું કારણ ? શું કાળમાં એવું કાંઇ સામર્થ્ય છે કે તે મનુષ્યના આત્માની શક્તિઓને આવરિત કરી

શકે ? મને ખરું પુછો તો મારે કહેવું જોઇએ કે પૂર્વે ગુરૂઓ તત્વનું એવું દિગ્દર્શન કરાવતાં કે શિષ્યો એક વસ્તુનું તાત્પર્ય સમજવાની સાથે બીજી અનેક વસ્તુઓનો રહસ્યાર્થ પણ સાથે સાથે જ સમજી શકતા. એમ કહેવાય છે કે આપણા પૂર્વાચાર્યો એક હાથી જેટલી શાહીથી લખાયલાં પુસ્તકોનું જ્ઞાન માત્ર ૭૫-૧૦૦ વરસ જેટલી ઉમરમાં જ પ્રાપ્ત કરી શક્તા. ચૌદ ચૌદ પૂર્વનું જ્ઞાન પૂર્વાચાર્યો ધારણ કરી શક્તા તે શું માત્ર તેમના બુદ્ધિવિકાસને જ આભારી છે ? શું તે પૂર્વાચાર્યોના અમુક વરસો બાલ્યાવસ્થામાં, અમુક વરસો વૃદ્ધાવસ્થામાં પસાર નહીં થયા હોય ? છતાં તેઓ આટલી બધી દૈવી શક્તિઓ પ્રકટાવી શકતા તેનું શું કારણ ? એજ કે તેઓની ધાર્મિક કેળવણીજ એવા પ્રકારની હતી કે તેમની આત્મિક શક્તિઓ જાગ્રત થયા વિના રહેતી નહીં. અત્યારે પણ આપણે એવી રીતની ધાર્મિક કેળવણીનો પ્રચાર કરવો જોઇએ કે જેથી યુવકોની ધર્મ ઉપરની શ્રદ્ધા દૃઢ થાય, રૂચી જાગ્રત થાય, એટલુંજ નહીં પણ તેમના આત્મા ઉપરનાં આવરણો દૂર થાય. બળજોરીથી શુષ્કપ્રવૃત્તિ કરાવવી તેનું પરિણામ હું તો શૂન્યજ સમજું છું. બળાત્કારે બાધા આપી લોકોને ધાર્મિક બનાવવાનો દંભ કરવો એ તો વ્યર્થ વિડંબના માત્રજ છે. હેતુઓ અથવા રહસ્યો સમજાવવાથી ધર્મનો નાશ થશે, એમ જેઓ કહેતા હોય તેમની સાથે હું એકમત થતો નથી. બલ્કે સમજણપૂર્વકના

શિક્ષણુથીજ ધર્મની વૃદ્ધિ થવા યોગ્ય છે, એમ હું ખાત્રીપૂર્વક માનું છું. આપણે આજકાલ ધર્મના સાધનોનેજ ધર્મ માની બેઠા છીએ, પણ એ ભૂલ છે. સામાયક અથવા પ્રતિક્રમણુની ક્રિયા કરવી એમાંજ ધર્મ સમાઇ જાય છે, એવી સમજણુ ઠીક નથી. સામાયક અને પ્રતિક્રમણુ આદિ ક્રિયાઓ દ્વારા આપણે આત્મધર્મ પ્રાપ્ત કરવાનો છે, એ વાત આપણે ખાસ કરીને લક્ષમાં રાખી લેવી જોઇએ. સાધનોને સેવવા માત્રથીજ જો ધર્મની પ્રાપ્તિ થઇ જતી હોત તો અત્યારે લાખો મનુષ્યો ધર્મ પામી ગયા હોત; પરંતુ વસ્તુતઃ તેમ નથી. સાધનોને સાધ્ય માની લેવું એ એક પ્રકારની છેતરપીંડી–આત્મપ્રતારણા માત્ર છે. આપણે ધર્મનાં સાધનો સેવતી વખતે નિરંતર એવી વિ-ચારણા જાગ્રત રાખવી જોઇએ કે " હું અમુક ક્રિયા તો કરૂં છું, પરંતુ તેનાથી મને કાંઈ આત્મધર્મ પ્રાપ્ત થયો કે નહીં ?" જો આ પ્રકારની વિચારણા નિરંતર આત્મામાં જાગૃત ન રહે તો તે ક્રિયાઓ કોઇરીતે ફળદાયક થઈ શકતી નથી. પ્રતિક્રમ-ણુનો અર્થ વસ્તુતઃ એવો છે કે " **स्वस्थानात् परस्थानं प्रमादस्य वशात् गतः तत्रैवक्रमणं भुय प्रतिक्रमणमुच्यते.** " અર્થાત્—આત્મ–ઉદ્યોગ ભુલી જવાથી અથવા કોઇ માનસિક લાલચમાં ફસાઇ જવાથી અમુક પ્રકારની દુષ્પ્રવૃતિ થઈ ગઇ હોય તો તે ભૂલ સુધારી પુનઃ પોતાના સ્વસ્થાને આવવું તેનું નામ પ્રતિક્રમણુ. અમુક પ્રવૃત્તિ કર્મબંધનનાં કારણુરૂપ છે, એમ

ધારી પ્રમાદનો ત્યાગ કરી અપ્રમત્ત બનવું તેજ પ્રતિક્રમણનો ઉદ્દેશ છે. આપણે રોજ પ્રતિક્રમણ કરીએ છીએ, પણ તેમાં કયા કયા આચારોની શુદ્ધિ થાય છે, તેનો ખ્યાલ આપણામાંના કેટલા વીરલાએ કર્યો હશે? ધાર્મિક કેળવણીમાં પ્રતિક્રમણનો સમાવેશ કરતી વખતે પ્રતિક્રમણથી કયા આચારોની વિશુદ્ધિ થાય છે, તે સર્વ સમજાવવાની અગત્ય છે. આ વાત જરા વધારે સ્પષ્ટતાથી કહું. પુખ્ખરવરદીથી જ્ઞાનાચારની, લોગસ્સથી દર્શનાચારની, વંદીતા સૂત્રથી ચારિત્રાચારની, કાયોત્સર્ગથી તપાચારની તથા પ્રતિક્રમણની સ્થિરતાને લઇને તેમજ પ્રત્યાખ્યાનને લઇને વીર્યાચારની શુદ્ધિ થાય છે. આવી રીતે જો હેતુઓ સમજાવવામાં આવે તો અત્યારે કેટલાક સુશિક્ષિત યુવકો પ્રતિક્રમણથી ડરીને દૂર ભાગે છે, તેમ બનવા પામે નહીં;–બલકે તેઓ વધારે ઉત્સાહથી તે ક્રિયામાં ભાગ લે. તમે અંગ્રેજી ભણેલાને ગમે તેટલી ગાળો દો, અને ગમે તેટલા તિરસ્કારો કરો તોપણ તેઓ કાંઇ ડરી જઇને ધર્મક્રિયા કરે, એમ માની લેશો નહી. તમે તમારી આપખુદીને મુકી દો. હેતુ સમજાવ્યા વગર બળ વાપરવાની અઘટિત નીતિનો ત્યાગ કરો. નહીંતર જૈનોની મોટી સંખ્યા થીઓસોફીસ્ટ કે આર્યસમાજીસ્ટ બન્યા વિના નહિ રહે. પછી એક વખત એવો આવશે કે જૈનોમાં કોઇ વિદ્વાન્ પુરૂષ જ મળવો અશક્ય થઈ પડશે. ધાર્મિક દ્રષ્ટિએ પૂજાનો શું ઉદ્દેશ હોઈ શકે? તેનો વિચાર ક-

રીએ. પૂજા એટલે ધ્યાતા-ધ્યેય-અને ધ્યાન એવી ત્રિપુટીનો યોગ. આપણી બુદ્ધિ-શક્તિ જેવી જોઇએ તેવી સુસ્થિર તથા દૃઢ નહીં હોવાથી આપણે અવલંબન રહિત ધ્યાન કરી શકીએ નહીં-એટલા માટે એક આલંબનની જરૂર છે, એમાં શક નથી. એવા આલંબનની તાદૃશ્ય ભાવનાથી પૂજા કરવી, એ વસ્તુતઃ પોતાની જ પૂજા કરવા બરાબર છે. દાખલા તરીકે તમે પ્રભુનું પ્રક્ષાલન કરો છો. એ પ્રક્ષાલન કરતી વખતે પ્રભુનો દ્રવ્યમળ દૂર થતો હોય તે વખતે આપણે આપણો અંતરમળ દૂર થાય એવી ભાવના રાખવી જોઇએ. ચંદન શીતળ છે, તેથી પ્રભુને ચંદન ચહડાવતી વખતે આપણામાં ભાવ શીતળતા પ્રવેશ કરે એવી ભાવના રાખવી જોઇએ. પુષ્પનું બીજું નામ સુમનસ્ છે. પુષ્પ ચહડાવતી વખતે આપણું મન નિર્મળ થાય તેવી સબળ ભાવના સેવાવી જોઇએ. નૈવેદ્ય ચહડાવવાનો ઉદ્દેશ એવો નથી કે આપણને સારૂં સારૂં ખાવાનું પ્રાપ્ત થાય, પરંતુ તે વખતે એવીજ ભાવના રાખવાની છે કે " હે પ્રભુ ! હે ત્રીલોકનાથ ? આવા પદાર્થોની લાલસાથી હું અનંત ભવો ભમી વળ્યો, અનેક નીચ કર્મો કર્યાં, પેટને માટે મેં અનેક કુકર્મો કર્યાં, હવે આ ઇષ્ટ વસ્તુઓને આપની સમક્ષ મૂકી એવી પ્રાર્થના કરૂં છું કે પ્રભુ, મને એવું અણાહારી પદ આપો કે આવી ખાનપાનની ક્ષુદ્ર લાલચોથી હું સ્વતંત્ર-મુક્ત બની જઇ શકું, હું સદાને માટે અશરીરિ બની શકું. " પ્રભુ પાસે

આપણે દીપક પ્રગટાવીએ છીએ. દીપક પ્રગટાવવાનો ઉદ્દેશ એવો નથી કે પ્રભુને કાગળ વાંચવામાં સગવડતા મળે. પ્રભુનું જ્ઞાન સૂર્ય સમાન જ્વલંત છે, પણ સૂર્યને તો આપણે નીચે ઉતારી પ્રભુ પાસે મુકી શકીએ તેમ નથી, તેથી એક સંપલ તરીકે પ્રભુ પાસે આપણે એક દીપક પ્રકટાવી એમ પ્રાર્થવું જોઇએ કે, " પ્રભુ ! આ પ્રકાશના જેવીજ બીજી એક વસ્તુ મને આપો, અને તે એજ કે કેવળજ્ઞાનનો પ્રકાશ." અક્ષત એટલે ચોખા. અક્ષત ચઢાવવતી વખતે પ્રાર્થવું જોઈએ કે "પ્રભુ ! મને અક્ષત વસ્તુ પ્રાપ્ત થાઓ." આવા પ્રકારની આધ્યાત્મિક પૂજા સાથે દ્રવ્ય પૂજા કરવાથી લાભ નથી, એમ કહેવાની હીમત કોણ કરી શકે તેમ છે ? વિધિ-નિષેધના ટોપલા ભરી ભરીને ખાલી કરવા એજ આપણે આજકાલ સમજીએ છીએ. સત્તાથી લોકો કદાપિ વશ થતા નથી. પછી આપણે પંચમ કાળનો દોષ કાઢીએ છીએ. કાળ બીચારો જડ છે, અરૂપી છે. તમે તમારી ભૂલને તો કબુલ કરતા નથી, અને તમારી ભુલ કાળ ઉપર નાંખી દ્યો છો, એ કેટલો બધો બુદ્ધિભ્રમ કહેવાય ? સામાયક વિષે વિચાર કરીએ. સમ એટલે સમતા અને આય એટલે લાભ. જે ક્રિયા વડે સમતાનો લાભ થાય. તેનુંજ નામ સામાયક. અનેક મનુષ્યો અનેક વાર સામાયકો કરે છે, પરંતુ સામાયકમાંથી ઉઠયા પછી તેઓની પ્રવૃત્તિ તપાસો તો તમને આશ્ચર્ય થયા વિના રહે નહી. જે ક્રિયા વડે આપણે સમતા,

શાંતિ અને નિર્મળતા પ્રાપ્ત કરવાની છે; તેજ ક્રિયા કેટલીકવાર ક્લેશો કંકાસો તથા વિવાદોના સ્થાનરૂપ થઇ પડે છે. સામાયક કરતી વેળા “મારા મનની કેટલી સ્થિરતા રહી” એનો પ્રત્યેકે સતત્ ખ્યાલ કરવો જોઇએ. તીર્થના સંબંધમાં જરા વિચાર કરી લઇએ. જેનાથી તરી શકીએ તેનું નામ તીર્થ. આપણાં ઘણા-ખરાં તીર્થો પર્વત ઉપર આવેલાં છે. પર્વત ઉપર ચઢવાથી સ્વાભાવિક રીતેજ યોગ સધાય છે. પૂરક–રેચક તથા કુંભક એવી ત્રણ પ્રક્રિયાઓ યોગમાં ગણાવવામાં આવી છે. તીર્થારોહણ કરતી વખતે આ ત્રણે પ્રક્રિયાઓ અનાયાસે સધાય છે. પર્વત ઉપર ચઢતાં મલીન વાયુ બહાર નીકળી જાય છે અને પવિત્ર પરમાણુ આપણામાં દાખલ થાય છે. પૂર્વાચાર્યોના મનના પવિત્ર આણુઓ, શ્વાસોશ્વાસના પરમાણુઓ હજારો વરસ પર્યંત ત્યાં રહી જાય છે અને આપણામાં તે વખતે તે દાખલ થાય છે. આપણું મન પવિત્ર હોય તો એ પવિત્ર પરમાણુઓ આપણને બહુ સહાયક થઈ પડે છે; પરંતુ આજકાલ બને છે એવું કે આપણે આપણી મલીનતાથી ઉલટાં તીર્થોને મલીન બનાવી દઇએ છીએ. અનેક સામાયકો–પ્રતિક્રમણો તથા પૂજાઓ કરવા છતાં આપણી સ્થિતિ હજુ કેવી રહી ગઇ છે, તેનો વિચાર કરતાં મને એક હાસ્યાસ્પદ દૃષ્ટાંત યાદ આવે છે. એક વખને રામો અને રત્નો અનેક તીર્થો કરતાં કરતાં ઘણા કાળે સ્વગૃહે પાછા ફર્યા. રસ્તામાં તેમણે એક ખાબોચીયામાં અનેક માછલાં ખદબદતાં જોયાં. તે

અને તીર્થાટન કરનારાઓ રસેન્દ્રીયની લાલચાને રોકી શકયા નહોતા તેથી પેલા આચાર્યોઆંથી એક લાંબો લીટો કર્યો અને પોતાના ઘર સુધી નીશાની કરી લીધી. પછી ઘરે આવીને ભજન કરતી વેળા શ્રોતાઓને જણાવ્યું કે:—

કાશીએ જઈને દર્શન કીધાં, નાથ માધવને નીરખ્યા,
પાપ ગયાં લાં પડતાં મૂકી, ગુરુના વચનોને પાળ્યાં રે–
લીટે લીટે ચાલ્યો રે, ખાડામાં છે ખદબદીયાં હો જી.
ગંગા ને જમુની સરસ્વતી રેવા, તીર્થ ન્હાયા ત્રીવેણી,
પાપ તજી ત્યાં કીધી પ્રતિજ્ઞા, વદીએ ન એવી મુખે વાણીરે–
લીટે લીટે ચાલ્યારે—

પુત્રે કહ્યું કે—

સમસ્યા ગયી અમે સમજ્યા કીધો બાપા, હૃદય વાત અમે જાણી,
મનમાંહી કશુ ફીકર ન કરશો, જરૂરી વાત અમે જાણીરે,
લીટે લીટે જાણું રે, લેશું ત્યાંથી ખદબદીયાં રે જી.

સારાંશ કે—

નાના દીવાએ દીવાળી કરીએ, મોટે દીવે થાય હોળી,
રામ-રતન એટ જગત થયા પણ, અતિ ડોળના ડોળીરે–
લીટે લીટે જાણુંરે.

આજ કાલ જ્યાં જોઓ ત્યાં મોટે ભાગે નિર્હેતુક ક્રિયાઓ જ થઇ રહી છે. જ્યાંસુધી તમારી અસત્ પ્રવૃત્તિઓ દુર થઇ નથી ત્યાંસુધી તેનું પરિણામ તમારે માટે પણ તેવુંજ આવે તો તે અસંભવિત નથી. હેતુ અહિંતની અને આત્મ ધર્મ

પ્રકાશનારી કેળવણી એજ યથાર્થ ધર્મની કેળવણી છે. આપણી વર્ત્તમાન શાળાઓમાં જે શિક્ષણ આપવામાં આવે છે તે હજી સુધી સંતોષકારક હોય એમ પુરવાર થયું નથી. ખરૂં પુછો તો યથાર્થ ધર્મની કેળવણી આપી શકે એવા શિક્ષકોજ આપણને મળી શકતા નથી. જ્યાંસુધી આવા યોગ્ય શિક્ષકો ન મળે ત્યાં-સુધી ધાર્મિક કેળવણીનો ભાર ધર્મગુરૂઓને આપવામાં આવે તો હું ધારૂં છું કે તે કેટલેક અંશે બહુ બંધબેસ્તું થાય. પૂર્વે સારા સારા રાજા–મહારાજાઓ તથા ચક્રવર્ત્તિઓ પણ પોતાના પુત્રોને ગુરૂકૂળમાં મોકલી દેતા અને ત્યાં તે રાજપુત્રો ધર્મગુ-રૂઓના સહવાસમાં રહી આત્માની–ધર્મની ખીલવણી પ્રાપ્ત કરતા. રામચંદ્રજી જેવા રાજપુત્રો પણ ગુરૂકૂળમાં શિક્ષણ લેવા ગયા હતા. પાંડવોએ પણ દ્રોણ પાસે જઇ વિવેક અને વિનય-પૂર્વક વિદ્યા પ્રાપ્ત કરી હતી. વિદ્યા તો આપણે પણ ભણીએ છીએ અને તેઓ પણ ભણ્યા હતા, પણ ભણનાર અને ભણા-વનારમાં આજે કેટલો બધો તફાવત નજરે પડે છે ? તેઓ પોતાની વિદ્યાના પ્રતાપથી આજે પોતાનાં નામો અમર કરતા ગયા છે, ત્યારે આપણે ઉલટું બોજો વધારવા સિવાય ભાગ્યે જ બીજું કાંઇ કરી શક્યા છીએ. પૂર્વકાળની પદ્ધતિ હવે પુનઃ ચાલુ કરવાનો પ્રસંગ આવી લાગ્યો છે, હવે આપણે જેમ બને તેમ વહેલા જાગૃત થઇ પૂર્વ-કાળના ધોરણે આપણે આપણું ધાર્મિક કેળવણીનું કાર્ય ચાલુ

કરવું જોઈએ, હાલ તુરતમાં જ્યાંસુધી યોગ્ય ધાર્મિક શિક્ષકો ઉત્પન્ન થાય નહીં, ત્યાંસુધી તેવું શિક્ષણ આપવાની જવાબદારી ધર્મગુરૂઓએ ઉપાડી લેવી જોઈએ. ધર્મગુરૂઓએ હવે જૈનો ઉપર એટલી દયા કરવી જોઇએ, આપણી કેળવણીની સંસ્થાઓ કેટલેક અંશે બહુ કલંકિત થઈ છે. તેમના સંબંધે એવી ફરીયાદ કરવામાં આવે છે કે, જે પ્રમાણમાં જૈનો પૈસો ખર્ચે છે, તેટલા પ્રમાણમાં જૈનોને તેનો લાભ મળતો નથી. એ વાત સત્ય છે. અને તેનું કારણ માત્ર શિક્ષકોની ખામી છે. ધર્મોપદેશકોએ પણ શિષ્યની કે કીર્તિની લાલચથી કોઈપણ સંસ્થાનું નેતૃત્વ લઇ, પોતાનો સ્વાર્થ સધાયે તેને રઝળતી મૂકી ચાલી નીકળવું, એ કોઈ રીતે માનને પાત્ર નથી. કેળવણીનું કામ હૃદય પૂર્વક થવું જોઇએ. તેમાં બળાત્કાર કે સ્વાર્થની ભાવના ભળવાથી તેનું સ્વરૂપ બહુ હાનિકારક થઈ પડે છે, એ વાત આપણે કોઇએ ભુલી જવી જોઈતી નથી.



## વ્યવહાર મંદિરનો પાયો
## વિશ્વાસ કે વિકલ્પ?

"વિશ્વાસ કરી છેતરાવું તે ઠીક છે, કે કોઇનો ભરોસો નહિ કરી દૂર રહેવું તે ઠીક છે?" આનો ઉત્તર સામાન્ય જનપ્રભૃતિ તરફથી એજ મળશે કે, એવો તો વિશ્વાસ નહિ કરવો જોઇએ કે જેથી પરિણામે આપણે ઠગાઇએ; તે કરતાં તો ભરોસો નહિ કરી દૂર ભાગવું તે વધારે ઠીક છે. આ વ્યવહાર નીતિ વાસ્તવિક છે કે કેમ? તે તપાસવાને આપણે પ્રયત્ન કરીશું. માનવ પ્રકૃતિનું ઉંડું અવલોકન કરતાં તે આપણી પાસેથી વિશ્વાસ, શ્રદ્ધા, પ્રીતિ, ભકિત ઇત્યાદિ સદ્વર્તન જ માગે છે. ભલે તે તેનો દુરૂપયોગ કરવા માગતી હોય. જો કે આ ઠગાઈ છે, પ્રવંચના છે; અને એના બદલામાં શું મળે તે જાણવા છતાં એવી દુરાશા મનુષ્યો તરફથી કેમ રાખવામાં આવતી હશે? તે સમજવાને માટે પ્રયત્ન કરતાં, ક્ષણે ક્ષણે તેવાઓથી ચેતતા રહેવાને સ્વાસ્થ્યનો ભંગ કરતાં જ પ્રવૃતિ—વ્યવહાર કે જેનો વાસ્તવિક અર્થ સરલતા થાય છે; છતાં તેને પ્રપંચ કરી મુકે છે અને મનુષ્ય, મનુષ્ય તરફથી મળતાં ખરા સુખ અને સંતોષને ખુએ છે. એટલે કે મનુષ્ય તે મનુષ્યનો બંધુ છે એવું કરી બતાવવાને બદલે, તેને એક ક્રૂર રાક્ષસ, અવિશ્વાસનીય પ્રાણહર પશુ બનાવી મુકે છે.

સર્પથી માણસ નહિ ડરે કે સિંહ કે વાઘથી નહિ ડરે તેટલો બલ્કે તેથી અધિક મનુષ્ય પોતાના જાતિ ભાઈઓથી ડરશે. એના કરતાં તો જંગલના પશુ પક્ષીઓ એક બીજામાં વિશ્વાસ અને શ્રદ્ધા આરોપીને વસે છે, એક ઝાડ ઉપર અનેક જાતનાં પંખીઓ બેસે છે, માળા બાંધે છે, તો મનુષ્ય કે જેમાં બુદ્ધિનું આધિક્ય છે તે એમ કેમ કરતા હશે ? તેનું કારણ વિકલ્પવાળી બુદ્ધિ સમન્વય છે. એ વિકલ્પાત્મક બુદ્ધિ વિશ્વાસથી મનુષ્યને વિચલિત બનાવે છે. કોઈ જ્ઞાનીએ ખરૂં કહ્યું છે કે, મનુષ્યને બુદ્ધિ આપીને દુઃખી બનાવ્યા છે, કેમકે વિકલ્પથી વસ્તુ જોવાનો આરંભ કરે છે. એક જંગલનું પશુ અથવા પક્ષી સ્વજાતીય અપરિચિતને પાડોશમાં વસવા દેતાં બહુ જ અલ્પ વિચાર કરશે,જ્યારે મનુષ્ય તે કોણ છે, કેવો માણસ છે, ક્યાંનો છે, વગેરે હજારો ઘોડાઓ ગંઠી લેશે, અને જ્યાં સુધી તેના કુલ, શીલ વગેરેને માટે પુરતો સંતોષ નહીં થાય ત્યાં સુધી સુખેથી જંપશે નહીં. અત્રે કોઈ શંકા કરશે-અપવાદ રજુ કરશે કે, પશુ ઇત્યાદિમાં અલ્પ બુદ્ધિના પરિણામે ભલે એવો વિશ્વાસ રહે, પણ મનુષ્ય કે જેમાં બુદ્ધિ અધિક છે તે શામાટે તે પ્રમાણે મન સાથે તર્કો ચલાવી નિર્ણય કરે નહી ? અમે છુટ આપીએ છીએ કે ભલે નિર્ણય કરે, પણ વિકલ્પના પરિણામમાં નિર્ણય ક્યાંથી હોય? એમ કરનાર પણ વ્યવહારના ઉપમર્દમાં ઠગાયા વિના ભાગ્યેજ રહ્યો હશે, પ્રત્યુત

વધારે ઠગાયો હશે. માનવ કૃતિનો અભ્યાસ આવો સબળ અને સુલભ નથી કે કેવળ દોષરહિત નથી, એવી બુદ્ધિથી તેનો ચાહ મેળવી શકાય.

વ્યવહારનો ઉપયોગ, ખરૂં કહીએ તો, વિકલ્પથી લેવાનો. જ્યારથી વ્યવહાર પ્રવર્ત્યો, ત્યારથી જગતનું સત્યાનાશ વર્ત્યું છે. વ્યવહાર–ઉચ્ચ વ્યવહારને અને વિકલ્પને તો શત્રુતાજ છે, વ્યવહારના વિષયમાં ખરી અગત્યતા વિશ્વાસની છે. વિકલ્પે તેમાં માથુ મારતાં હૃદય સંકુચિત થઇ ગયાં અને એ વિકલ્પાત્મક બુદ્ધિ કે જેનું કામ હમેશાં હરીફાઇ અને સરસાઇ કરવાનું છે, તેના યોગે વ્યવહાર ઘટના ચાલતાં, માણસે માણસનાં અંતઃકરણ બુઠાં, અપ્રમાણિક, વિઘ્નસંતોષી, ટુંકામાં એક બીજાને દુઃખકર બનતાં ગયાં. "वसुधैव कुटुंबकम्" એ સૂત્રે વર્તનારા મહાત્માઓ શું આ વિકલ્પાત્મક બુદ્ધિએ એવો ઉચ્ચ વ્યવહાર લેતા હશે? જો તેમ હોય તો, હણવા આવનાર ઉપર ક્ષમા, અપકાર કરનાર ઉપર ઉપકાર, શત્રુમાં મિત્રભાવ, એ વિધિ, "आत्मवत्सर्वभूतेषु" જેવું ઉદાર વર્તન તેઓનું રહી જ શકે નહિ. એ પરિણામ હૃદયના વિશ્વાસનું છે. અંગ્રેજ વિદ્વાન સ્માઇલ્સ પોતાના 'Duty'–કર્તવ્ય નામના ગ્રંથમાં લખે છે કે, "જ્યાં ત્યાં અણવિશ્વાસની નજરથી જોવા કરતાં છેતરાવું તે વધારે સારૂં છે." આ સૂત્રને વિકલ્પ કોઇ દીવસ અંગિકાર કરશે? તે તો હું, હું અને હું, એજ વધારે

ઠીક ગણશે. ત્યાં અવિશ્વાસનો જ વ્યવહાર છે, પછી તે લૌકિક કે લોકોત્તર ગમે તે હોય. એ વિશ્વાસ મરેલો છે, પણ જ્યાં મનુષ્ય વ્યવહારમાં છવે છે ત્યાં વ્યવહાર વ્યવસ્થા હજુએ કાંઈક ઠીક છે. મનુષ્ય મનુષ્યનો સ્વાર્થી બની અપકાર કરી શરમાય છે, અપકાર કરનાર ઉપર દયા ખાવા, અને વિરોધ ભૂલી જવા મનુષ્ય, મનુષ્યનો લીધો લેવાય છે, મનમાં પુનઃ 'હશે,' 'જવા દો' કહી નીભાવી લે છે, ગાળો સાંખી રહે છે, તિરસ્કાર સહે છે, નહિ તો જેવાની સાથે તેવા થતાં વ્યવહાર કેવો બની રહે, તે સમજવું સહેલું જ છે; અર્થાત્ આ વસુધા તે કુટુંબ નહિ, પણ અવિચારી અને શઠ નીતિથી ભરેલા જંગલીઓનું નિવાસ સ્થાન જ બની રહે. વસ્તુસ્થિતિ આવી છતાં પુનઃ મનુષ્યને પુછો કે, વિશ્વાસ કરતાં છેતરાવું તે ઠીક છે, કે કેમ? તો તુરત અપ્રુવિશ્વાસના છાબડા તરફ જ તે નમશે. વળી પુછો કે, જો એમ છે તો તું એક કુપુત્રને—એક કર્કશ ઓરતને, એક દગાખોર ભાઈને, એક લોહી ચુંથનાર સગાને, એટલે તારાં પિતા, પતિ, ભાઈ અને સગાને નીભાવી લેવા—તેના જેવા નહીં થતાં સમજાવવા શા માટે જાય છે? તેઓને તેઓનું કોઈ લેવા દે, તો તુરત જ તે ઉત્તર આપશે કે, કાંઈ સરખે સરખા થવા દેવાય છે? મધ્યસ્થ બની કજીઓ તો પતાવવો જોઈએ. બરાબર છે, સાલસાઈ અને વાંક જો-નારા તું અને તારા જેવી અનેક વ્યક્તિઓ દુનિયામાં તો છે,

છતાં વ્યવહારના ઉપમર્દનમાં અણવિશ્વાસ શાને રાખે છે ? વિશ્વાસ રાખ, અને તેમ કરતાં તું ઠગાઈશ, તારા વિશ્વાસ અને ભલાઇનો બીજા દુરૂપયોગ કરશે તો, જેવો તું બીજામાં મધ્યસ્થ હતો, તેમ તારા અને તેના સંબંધમાં પણ ન્યાય આપનાર બીજા અનેક મધ્યસ્થો મળી આવશે. વ્યવહારના આરંભમાંજ અણવિશ્વાસ કરી તેને અસરલ ઉપાધીરૂપ શા માટે કરી મુકે છે ? વિકલ્પ એજ ઉત્તર. અણવિશ્વાસ કોણ કરે છે ? હું, મારી સ્ત્રી, પુત્ર, ભાઇ, સગાં, વહાલાં, કુટુંબી, ટુંકામાં મનુષ્ય માત્ર, જે મારા વ્યવહારના ઉપમર્દનમાં આવે છે તે સઘળાથી વ્યવહાર લઉં છું. તું સઘળાથી વ્યવહાર લે છે; પણ તે કેવો ? વિશ્વાસવાળો, કે તેથી ઉલટો ? વળી ઉત્તર આપશે કે વિશ્વાસવાળો. હૈયાફુટા ! તું તારા હૃદયને વેચીને બોલે છે–તું તેને બરાબર પુછીને ઉત્તર આપ. તું નથી તો સાચો પિતા, સાચો પતિ, સાચો ભાઈ, સાચો સગો, કાંઈજ નથી. તું તારા અંતઃકરણથી એમ માની ઠગાય છે. જો તું પોતાને જેવો માને છે, તેવોજ તે સઘળાનો હોય, તો તેઓ સઘળા તારા પ્રત્યે જરૂર તેવા જ હોવા જોઈએ. તેમ નહિ તો છેવટ તારા પ્રત્યેના તેમના કર્તવ્યની દિશાને ઉલ્લંઘી પ્રવંચકો તરીકે તો જરૂર અંગુલીચીંધક બનવા જ જોઇએ. તારા હૃદયનું તેઓ પ્રત્યેનું ઉદાર વર્તન તેઓને જરૂર તેમ જ સિદ્ધ કરી આપશે. પણ નહિ, તે સઘળો જ તારો દંભ વ્યવહાર છે. તેં તારા ભાઇને દુઃખી જોઈ, અન્નના ટુકડા

માટે ભીખ માગતો જોઈ દયા નથી ખાધી, ઉદરને આનંદથી ભર્યું છે. વિશ્વાસ રાખી હૃદયને અર્પનાર વલ્લભાનો તું બેવફા બન્યો છે. તારો આઝો દેખી તારા ઘરે સુદી જનારાઓની થાપણો તેં અપ્રમાણિક બની ઓળવી છે. તારા સારા વખતમાં તારા ન્યાતી ભાઈઓની બનતી સેવા કરી, સુવાસ પણ નથી લીધી; છતાં આજ તેનો આશાકાંક્ષી તું, તેઓના તરફથી તે કયાંથી મેળવે ?

વ્યવહારમાં ઉચ્ચ જીવન ગાળનારને છેતરનાર કોઈ છે જ નહિ. પણ પોતાનું અધમ જીવન બીજા પ્રત્યેના અણવિશ્વાસના પરિણામે છે, અને એવાઓનો એક બીજાને ચેપ લાગતાં પ્રપંચમય વ્યવહારની સ્થિતિ વધી પડી છે. શુદ્ધ જીવન ગાળનારા મહાત્માઓ પોતાના અનુભવોદ્‌ગારોથી વ્યવહાર લેવાની ખરી રીતિ પ્રબોધે છે, પણ હૃદયના દુર્બળો અને અધમ જીવન ગાળી અવિશ્વાસુ બની ગયેલાની બુદ્ધિ એ વાત ગ્રહણ કરી શકતી નથી, અને કરોળીઓ જેમ પોતાની જ જાળમાં ગુંચાઇ મરે છે, તેમ પોતાના જ અવિશ્વાસના ભોગ બની તેવાઓ પોતાના હાથે જ મરે છે.

ભૂખ્યા જ રહેવાને જો અન્નનો ઉપયોગ હોય, તરસ્યા જ રહેવાને માટે જળપાન હોય, અવિશ્રાંતિને માટે જ નિદ્રા હોય, તો છેતરાવાને માટે વિશ્વાસ પણ હોય. બધામાં મનુષ્યની સમજણ સવળી છતાં, વિશ્વાસે વ્યવહારના વિષયમાં અવળી

સમજણ ક્યાંથી પેસી ગઇ ? મનુષ્ય ! વિશ્વાસના ત્યાગની સાથેજ તું મનુષ્યથી મળતાં સુખ અને સંતોષને પણ ત્યજી દેશે. શંકિત રહી બીજાને શંકિત બનાવતાં શીખવે છે. જેટલો વિશ્વાસ સમારોપીને તું તેનાથી વ્યવહાર જોડે છે, તેટલો જ વિશ્વાસપાત્ર વ્યવહાર તેઓ તારા પ્રત્યે રાખે છે. પૂર્ણ વિશ્વાસ કરી પરીક્ષા કર, આગળથી જ આઘો નાશ નહિ ! તેમ કરતાં પ્રવંચક નીવડ્યો તો શરમનો બોજો તેના શિરે છે. અમે સાચો વિશ્વાસ રાખતાં છેતરાવાનો સંભવ જ દેખતા નથી.

ગમે તે બેહયાઇને, દઈ માથું ધરી ખોળે;
અમે આરામમાં ક્યાંએ, સુખેથી ઉંઘનારાઓ.

એ સુભાષિત ઉચ્ચરનાર કોઇ મહાનુભાવના હૃદયની મનુષ્યથી સરલ અને વિશ્વાસનિર્ભરવ્યવહરતાં નિર્ભયતા જ છે, એવો એકમત દેખાડી, વિવરણ કરીએ. આપણે દુઃખી એથી જ છીએ કે, અણવિશ્વાસ વિના આપણાથી રહેવાતું નથી, પુનઃ વિશ્વાસ કર્યા વિના ચાલતું પણ નથી, સામાન્ય રીતે ઘરના નોકર, ચાકર, સ્ત્રી, સગા-સંબંધી ઇત્યાદિમાં વિશ્વાસ, વખતે દુઃખનાં પરિણામે એવો અણવિશ્વાસવાળો વિચાર તે પણ અશક્ય નથી. તેમજ તે પ્રત્યેકમાં વિશ્વાસ નહિ મૂકવાથી તેઓ સાથે સંકલિત વ્યવહાર કેટલો બોજારૂપ અને સ્વાસ્થ્યનો ભંગ કરનાર નિવડશે, એ વિચાર પણ ત્યાજ્ય નથી. આવા સંશય વિશ્વાસની દોલા ઉપર હીંચતા મ-

નવાળાઓને વ્યવહારનિશ્ચય થવા માટે ઉક્ત સુભાષિત બહુ સમજવા જેવું છે. તે એ સમજાવે છે કે, વ્યવહાર ઘટના એવી છે કે, વિકલ્પ આવ્યા છતાં, વિશ્વાસ ઉપર નિર્ભર રહેવું પડે છે. વિકલ્પો કરી કરીને પણ વિશ્વાસ ઉપર થોડે કે ઘણે અંશે અવલંબી રહેવું પડે છે. તો પછી પૂરતો વિશ્વાસ શા-માટે રાખવો નહિં ? વિકલ્પ કે જે પરિણામ તરફ પુનઃ જોવ-રાવી બૂરી પરિણતિ અને તેથી થતી કમકમાટીનું દુઃખ તે થયા પહેલાં ઘણા સંજોગોમાં માત્ર કલ્પનાથી જ અનુભવાવે છે તે શામાટે વ્હોરી લેવું ? દર્દ થયા પછી તેની ચિંતા અને ચિકિત્સા કરવી ઉચિત છે. પણ તે થયા પહેલાં મંદવાડની બીકરથી જ માંદા બની બેસવું અને દવાના રગડા ગળામાં રે-ડવા એ ઉદ્યમ કેટલો મૂર્ખતાભરેલો છે! અણવિશ્વાસનું કારણ મળ્યા છતાં, ઉચ્ચ વ્યવહાર માટે જો કે વિકલ્પને સ્થાન જ નથી, તથાપિ તેવા સંજોગોમાં તેટલી છુટ ભલે હોય. પણ વ્યવહા-રના આરંભ પૂર્વમાં જ અણવિશ્વાસ, એ સંઘ કે દહાડે કેદાર પહોંચવાનો છે! માર્ગમાં વળાવોજ લૂટશે તો ? એવા વિચાર આણી, લેક છોડી નાંખી વિકલ્પ કરતા બેસવાથી કદી ધારેલે સ્થાને પહોંચી શકાય નહિ. એક વખત પંથે પડો, મજલ કાપો, લુંટાઓ તો પછી તેને વળાવો કરશો નહિ, પુનઃ તેનો વિશ્વાસ કરશો નહિ. પણ લુંટાવા પહેલાં માત્ર તેના ભયની કલ્પનાથી જ લેક છોડી મૂળસ્થાને બેસી ગયા હતા તે કરતાં

તો તમે તમારી કેદારની યાત્રાનો પૂરો, નહિં તો પોણો, પોણો નહિં તો અરધો, અરધો નહિં તો પાગણો પંથ કાપી નાંખ્યો હોત. તમારી આગળની મુસાફરીની શરૂઆત અટકયા ત્યાંથી જ શરૂઆત. અમારા મનુષ્ય ભાઇઓ આ વ્યવહાર–કેદારની યાત્રામાં છે ત્યાંથી આગળ એક પગલું પણ વધ્યા નથી, વધતા નથી, વધીને પાછા વળે છે. કહે છે કે શું કરીએ, ચોર–લુંટારાઓના ભયથી બચવા, લેવામાં આવેલા વળાવામાં પણ અમે વિશ્વાસ મૂકી શકતા નથી. અમે દુઃખી છીએ, અરેરે! અમારો વ્યવહાર–કેદારની યાત્રાનો મનોરથ મનોરથમાં જ રહી જાય છે. અમે તે કેમ અને કેવી રીતે પૂરો કરી શકીએ ? ગૃહસ્થ કહે છે કે આ ગૃહસ્થાશ્રમનો ભાર ખેંચનાર–મદદગાર તરીકે આણેલી આ ગૃહિણી, સાથેજ ભાંગી, બીલકુલ બોજારૂપ નિવડી. નહિં પ્યાર, નહિં લાગણી, નહિં સંતોષ, નહિં સુશીલતા, કાંઇ જ નહિ; તેની સાથેના વ્યવહારમાં વિશ્વાસ કેમ મૂકી શકાય ? કહી અટકી બેસે છે. ગૃહિણી કહે છે મોટા મોટા મનોરથો બાંધી, પિતા માતાએ પરણાવી આપેલો આ ભર્તાર, ગમખ્વાર, બેહયા, બેવફા નીવડ્યો, અનીતિનો અનુયાયી, સૂત્રનીતિનો શત્રુ, શેતાનનો સરદાર નીવડ્યો, ન મળે સ્નેહ, નહિ સગાઇ, પરસ્ત્રીમાં આસક્ત, વ્યસન અને નિશાનો અનુચર, તેનાથી તે વિશ્વાસ કેમ કરાય ? ઉંઘતી હોઉં, અને માથું કાપી ચાલ્યો જાય તો ? થાકયા. વાચક ! વ્યાવહાર–કેદારની યાત્રાએ

નીકળેલા તારા મનુષ્ય ભાઈઓના સંઘની મુસાફરીનો હાલ તપાસી લે. એ તને પણ ઉપયોગી બાબત છે. તું પણ તેવો, જ યાત્રાળુ છે. પુત્ર કહે છે કે પિતા નિર્દય છે, મિલકતનો વારસો આપતો નથી, વિશ્વાસ રાખતો નથી. પિતા વળી પુત્ર તરફની અસંતોષ અને અમર્યાદ વર્તણુકની ફરીયાદ કરે છે, અને તેનાં પ્રત્યેના ભવિષ્યને માટે અણવિશ્વાસનાં કારણો કલ્પે છે. ગુરૂ શિષ્યોમાં વિશ્વાસ મુકતા નથી, શિષ્યો ગુરૂને પક્ષપાતી કહે છે. રાજા પ્રજાહિત સંભાળતો નથી, પ્રજા બળવો કરે છે. પરસ્પર અવિશ્વાસની નજરથી નિહાળે છે. સમાજ, દેશ, કુટુંબ, સંપ્રદાય સર્વમાં આવી અવિશ્વસનીય સ્થિતિ થઈ પડી છે. આપસ આપસમાં વિશ્વાસનો વિનિમય થતો નથી, તો વ્યક્તિઓ વચ્ચે તો ક્યાંથી જ હોય? અનુયાયીઓ અગ્રણીનું કરેલું ઉથાપે છે. અનુયાયિઓને અગ્રણીઓ મુકતા નથી. આમ અણવિશ્વાસથી પોતાના મૂળ પોતે જ કાપે છે. અરેરે! ઉંધી અક્કલના મનુષ્યો વિશ્વાસને ખોઈ વિકલ્પોને સેવીને જ નવો વિદ્રોહ જગાવો છો! વિશ્વાસ સેવો તો ખુનીની તલવાર તમને પ્રહાર કરી શકતી નથી. ચોર લુંટી શકતો નથી. પ્રતિકૂળને અનુકૂળ માનતા જ તે અનુકૂળ થઈ જશે. તેવો વિશ્વાસ તમને નથી. સર્પ, વાઘ, વરૂ વગેરે યોગીઓને ભયોત્પાદક ન જણાતાં, ભય નહિ કરતાં, મિત્રવત્ બની રહે છે. તે તેઓ પ્રત્યેની તેમની મિત્રતાના પ્રભાવથી જ–વિશ્વાસથી જ. એ વિશ્વાસબળ પ્રતિકૂળને જ અનુકૂળ

કરે છે. એટલું જ નહિ પણ પ્રતિકૂળથી રક્ષણ પણ કરે છે. વિષ અમૃત બની વિષથી બચાવે છે, શત્રુ મિત્ર બની નિર્ભય કરે છે. અગ્નિ શિતળ બની દાહથી રક્ષે છે, નિંદક પ્રશંસક બની સૌ પાસે તમારા પ્રશંસાગાન કરાવે છે. ઇર્ષ્યક-ઇર્ષ્યાની નજરથી જોનારા બીજાઓની આંખોમાં મીઠાંની ચપટી ભભરાવે છે. આપણી ભાવના-આપણો વિશ્વાસ-વસ્તુગતિને આપણા વિશ્વાસને અનુરૂપ જ બનાવે છે.

## પદ્ય-કાફી.

(રબ્બ ઢૂંઢેસે પાપ ઘટે હે, લો ભીકો સબ માન મીટે હે-એ તર્જ)

જે પ્રત્યે મતિ આપણી જેવી, તેથી આપણી તેવી ગતિ છે. જે પ્રત્યે.
સમજણ અત્ર વિષયમાં સઘળી, દુનિયા બધી તે ન્યાયવતી છે. જે પ્રત્યે.
હણે વિષ વિષધર સમજાયું, તેથી આપણી ક્ષય મૃતિ છે. જે પ્રત્યે.
દાહક વન્હિ જણાયો મનને, તો તેથી કાયા ધગતી છે. જે પ્રત્યે.
સુમન સુકોમળ સમજાયું તો, ચાદર શય્યાની બનતી છે. જે પ્રત્યે.
ગંડુ જન વદશે તે તેમાં, તેવી તેવી ગુણ પંક્તિ છે. જે પ્રત્યે.
વિપરીત વાત વદો કયમ આવી, અમને તો એ નહી ગમતી છે. જે પ્રત્યે.
ભલે ગમે નહી ચિંતા ન કશી, કહેવી પડે જે વસ્તુ સ્થિતિ છે. જે પ્રત્યે.
જેવો નીજ વિશ્વાસ વસ્તુ, આપણને તે ગુણવાળી થતી છે. જે પ્રત્યે.
વસ્તુમાં જે ગુણ વરતાયે, તે તેવા વિશ્વાસ થકી છે. જે પ્રત્યે.
ન્હોય એમ તો વિરહિણીને કયમ, એ સુમન શય્યા દહતી છે. જે પ્રત્યે.
એનો એ શીતલ શશિ દાહક, દેખે કાં વિરહી દંપતી છે. જે પ્રત્યે.

સીતા સતી પ્રભાવે વહ્નિ, વારી થાય થઇ વહતી છે. જો પ્રત્યે.
વિષમાંની કોઇ સતી વનિતાના, વિષે ફળ્યાં તણી ઉક્તિ છે. જો પ્રત્યે.
સુમન માળા નવકાર મંત્રથી, સર્પથી સર્પ મટી પ્રગટી છે. જો પ્રત્યે.
ઉદાહરણ બહુનું શું પ્રયોજન, ધ્યાન સિદ્ધ જ્યાં અનુભવથી છે. જો પ્રત્યે.
ચારિત્રવિજય વસ્તુ ભાવમાં, નિજ નિજની ભાવના ફળતી છે. જો પ્રત્યે.

સ્પષ્ટાર્થજ છે. સર્વમાન્ય અને પ્રત્યક્ષ તેવા ગુરુની પ્રતીતીથી મનાઇ ગયેલા વિષાદિમાં, જળ અને અગ્નિ ઇત્યાદિમાં ગુણ-બુદ્ધિ વિરૂદ્ધ ગુણ ભાવનાથી તેવાજ પરિણમે છે. પ્રતિકૂળને અનુકૂળ કરતી વખતે આ ભાવના-આ વિશ્વાસની ભિન્નતાથીજ પ્રતિકૂળતા અપવારી શકાતી નથી અને દુઃખી બનાય છે. બીજાના ગુરુને મહા સંયોગે જોવા પડે છે, તેવા વિશ્વાસ માનવા પડે છે. ક્ષુદ્ર માંકડની સેના તૈયાર કરવામાં જ રામની મહત્તા હતી. વિશ્વાસને પાત્ર નહિ તેવા માંકડ તુલ્ય મનુષ્યોમાં વિશ્વાસ સ્થાપવામાં જ તમારી મહત્તા છે. વિશ્વાસપાત્રમાં તો ગાંગલીઘાંચી પણ વિશ્વાસ કરે છે. ખેદનો વિષય છે કે અહીં દીન અને પતિત પાસું કોઇ દેખતું જ નથી! તેઓને નિપાતની દશામાં મૂકે છે અને તેમનાથી નિપાતને અનુભવે છે. વિશ્વાસ અવિચારભરેલો દેખાય છે, તેથી અવનતિમાં પરિણમે, તેની શી પરવા છે? પણ આ કેતે એક પ્રકારનો વ્યવહાર નિશ્ચય તો તેથી બનવાનો જ, અને ક્રમે ક્રમે વ્યવહારસ્થિતિ સુધરવાની. એકમનાથી ઉંચે માર્ગે

તાપડી મેલનાર શીયાળ દાવાગ્નિથી બચી ગયો, લાખો મત ગ્રહણ કરનાર સાપ બળી મુઓ, શીયાળે જો તેમ કર્યું હોત તો તેની પણ એજ દશા થાત. લાખમત–લાખો વિકલ્પ એક વિશ્વાસની તુલ્ય આવી શકનાર જ નથી. આરંભને વિકલ્પનો સ્પર્શ જોઇએ જ નહિ. પ્રારંભ વિકલ્પથી નહિ પણ વિશ્વાસથી છે. વિકલ્પ કહો કે અનારંભ કહો. બન્નેમાં ઝાઝો તફાવત લાગતો નથી. અનારંભનું પરિણામ પણ શું ? કાંઇજ નહિ ! પ્રારંભને પૂર્વારંભ સમજવા કરતાં યથાર્થ આરંભ માનવો ઠીક છે, કેમકે વિકલ્પ કરનારને પણ આરંભ તો કરવો પડે છે. પણ તે યથાર્થ આરંભ ન હોવાથી, અનારંભ જ છે. તેનું પરિણામ પણ અનિશ્ચિત મળવાનું જ દેખાય છે. કંઇક વિકલ્પ અને કાંઇક વિશ્વાસથી લેવામાં આવેલો વ્યવહાર, જેટલા પ્રમાણમાં વિશ્વાસ તેટલા પ્રમાણમાં વિશ્વાસ અને જેટલો વિકલ્પ તેટલો સંશય આવું મિશ્રણ દેખાય છે. કોઈ બાબતનો આ બાજુ કે તે બાજુનો ખરો નિશ્ચય તેનાથી બની શકતો નથી. ક્ષણેક આ બાજુ તરફ, ક્ષણેક તે બાજુ તરફ વિકલ્પ વિશ્વાસના બળાબળના પ્રમાણમાં હીંડોલાની માફક હીંચતો રહે છે. દ્વેષીમાં રાગ બાંધે છે, રાગીમાં દ્વેષ બાંધે છે. ગ્લાનિને હર્ષમાં નિહાળે છે, હર્ષને ગ્લાનિમાં દેખે છે. દુઃખને સુખ માને છે, સુખને દુઃખ કલ્પે છે. વળી તે નિશ્ચયને ઉલટાવી નાંખે છે, કાંઇક જુદો જ નિશ્ચય બાંધે છે. વળી તેથી જુદો જ બાંધે છે.

આવા તરંગી મનવાળાઓમાં બીજાઓ પણ વિશ્વાસ મૂકી શકતા નથી, જેવો તે અનિશ્ચિત તેવાજ બીજા પણ તેના સંબંધમાં અનિશ્ચિત મનવાળા જ રહે છે. આથી વ્યવહારની દિશા કશા તારતમ્ય વિનાની જોવામાં આવે છે. વ્યવહાર લેવો તો પડે છે. મૂકી શકાતો નથી.

આ એક સિદ્ધાંત જોવામાં આવે છે કે લેવાના કરતાં રાખવાના વિષયમાં નિશ્ચયની અધિક જરૂર છે. આ નિશ્ચય વિશ્વાસ જ છે. બીજાનો વિશ્વાસ લેવાના આગ્રહ કરતાં બીજામાં તે રાખવાના આગ્રહની અધિક આવશ્યકતા છે. બેનાર તમે તો તેની કાંઈ ચિંતા નથી, તમારાથી બીજાને ખોટ ન બેસે તે ધ્યાન તમારે રાખવાનું છે વિકલ્પ માત્ર લેવાના વિષયમાં કરો. કોઈની થાપણ લેતાં તમારી દાનત કેવી રહેશે,કોઈનો વિશ્વાસ લેતાં તમારાથી તેનો ભંગ તો નહિ બને, એવા વિકલ્પો કરવાની છુટ છે. અને એ વિકલ્પો કરી તમારું હૃદય જો ધ્વનિ આપતું હોય કે ઉલટું નહિજ બને, બસ પછી તમે વિશ્વાસ રાખો, ઉલટું પરિણામ કદી નહિજ આવે. તમે ચોર તો બીજા ચોર, તમે શાહુકાર તો બીજા શાહુકારજ છે. તમને જેટલા બીજાના પ્રત્યે વિકલ્પો છે, તેટલો તમને તમારો પોતાનોજ અણુવિશ્વાસ છે. તમારા પોતાના હૃદયનો યથાર્થ નિશ્ચય કરી જૂઓ, અને જો તમને નિશ્ચય થાય કે તમારાથી કોઈના વિશ્વાસનો

ભંગ કદી નહિજ બને, તો જરૂર બીજાઓ પણ તમે રાખેલા વિશ્વાસનો ભંગ નહિજ કરે.

કોઇના પ્રત્યે મને તું સારો કરી દેખાડ એ બોલવું તે દુર્બળતા છે, અણવિશ્વાસ છે. તું જેમ સારો દેખાય તેમ કર, એજ ખરો વિશ્વાસ છે. ટુંકામાં પોતાની યોગ્યતાને માટે બીજાઓએ શું કરવું ઉચિત છે, એ તેને સમજાવવું, એ તેની યોગ્યતા ઓછી કરવા જેવું છે. પોતે બીજા પ્રત્યે યોગ્ય રહી, આપણા પ્રત્યેનું સઘળું તેની યોગ્યતા ઉપર મુકી દેવામાંજ તેની યોગ્યતા સમજાવવાની કુંચી રહેલી છે. પોતાની યોગ્યતાને માટે, પોતાના સૌષ્ટવને માટે, પોતાની સરલતા અને સુખને માટે બીજાના વર્તનની ફીકરમાં શા માટે પડવું જોઇએ ? આપણે તેવા રહેશું તો પ્રત્યેકને આપણા માટે તેવાજ રહેવું પડશે. પણ આપણને બીજાની ફીકર રહે છે, એજ બતાવી આપે છે કે, આપણને આપણા પોતાના જ વર્તન માટે વિશ્વાસ નથી.

વિકલ્પને વિશ્વાસ પરત્વેજ કામે લગાડવા જોગોજ વિકલ્પ કરવો જોઇએ, એટલે કે, વિશ્વાસ નહિ રાખવાથી શું થશે, નહિ કે વિશ્વાસ રાખીશ તો શું થશે, એ વિકલ્પની અગત્ય છે.

મનુષ્ય બીજાથી પોતાને વ્યવહારમાં બનેલો દેખે છે, માટેજ અણવિશ્વાસુ છે. તેથીજ તે દુઃખી અને દીન છે. જો

પોતાનાથીજ બીજાને વ્યવહારમાં નિહાળી શકતો હોય તો તે કદી દીન કે દુઃખી બનતો નથી. વિશ્વ નિયમ આવો આપણે નજરે નિહાળીએ છીએ, છતાં, પ્રસંગે એમ જોવાની સમજણ ભૂલીએ છીએ.

શેઠ નોકરની નાલાયકીથી નાલાયક બનતો નથી. પિતા-પુત્રની અમર્યાદ વર્તણુકથી, ઉડાઉપણાથી તેવો મનાતો નથી. ગુરૂ શિષ્યની મૂર્ખાઇથી મૂર્ખ કહેવાતો નથી; સ્ત્રી સ્વામીના સ્વચ્છંદાચારથી તેવી મનાતી નથી. એ ખુલ્લુંજ છે, છતાં બીજાના દુષણોથી, બીજાના કલંકોથી આપણે દુષિત અને કલંકિત માનવા જેવું સાહસ કરીએ છીએ. આપણને માત્ર તેના અપવાદ હોય. આપણે પોતે તેવા હોઈ શકીએ નહી. કદાપિ આપણી ભૂલ કે અણઆવડત પણ તે હોઈ શકે, તો ભૂલને પાત્ર મનુષ્ય છેજ અને તે સુધારનાર પણ તે પોતેજ. વિશ્વાસના પરિણામે થયેલ હાનીમાં વિશ્વાસને માટે નાલાયક જણાએલ વ્યક્તિને મુકી, વ્યવહાર તેવા બીજાને તેની શરમનો ઘુંઘટો ઓઢાડે છે, આથીજ વિશ્વાસનો વિનિમય ઘટે છે, અને વ્યવહાર વ્યવસ્થા બગડે છે. તું તારૂં તો સંભાળ, તારો દીકરો મદીરા પીએ છે, ભક્ષ્યાભક્ષ્ય ખાય છે. તું તે શું મોઢું લઇ બોલે છે? તારી સ્ત્રી, બેન કે સુનાએ તારૂં નાક કાપી નાંખ્યું છે. બધી બાંધી મુઠી સારી. બાપા અહીં નહોતાં, અને દાણા અમે પૂર્યા હતા તે દહાડા તો સંભાર! આ સઘળા બોલવાનો શો અર્થ

થાય ? એનો એજ અર્થ થાય છે કે, તમે તમારા મનુષ્ય ભાઇઓના લાંછનથી લાજતા નથી. જથર વથર બોલી, તેનો વ્યવહાર ઉચ્છિન્ન કરવા માગો છો. કહીએ તો ખોટું નથી કે તમે નિર્લજ્જ છો. બીજાનાં છીદ્રો પ્રસંગે બોલી તેની લાજ લેવા ઇચ્છો છો. જો તેનું છિદ્ર તમને પોતાનું જ જણાતું હોય તો તેમ તમે બોલોજ નહી. શું એમ એ બીચારાને તું, તે બધાનો વિશ્વાસ અને વ્યવહાર છોડ, એમ કહેવા માગે છે ? તો કયા ભાડુતી સગા તે ઉભા કરી વ્યવહાર લેશે ? અને લેશે તો છોડેલાઓનું શું ? તેઓને કોણ સંગ્રહશે ? મુઢ બુદ્ધિઓ ! તમારાં મેણાં ટોણાનાં અડપલાંએ, લાખોના વ્યવહારને પાયમાલ કર્યા છે. વિશુદ્ધ અને પતિત કર્યાં છે. પતિતને એથી પતિત કર્યાં છે—અધમને અધમાધમ કર્યાં છે. રક્ત અને માંસના ઢગલા ઉપર ખડ્ગ પ્રહાર કરાવ્યા છે. ચૈતન્યભ્રષ્ટ મેતોને ચીરાવ્યા છે. આત્માનો ઉદ્ધાર શોધ્યો નથી.

મનુષ્ય વ્યવહારને માટે મનુષ્યની બુદ્ધિ લેવાની ઉપેક્ષા ધરાવવાની સલાહ આપવા કરતાં, પશુઓની બુદ્ધિ લેવાની સલાહ આપવાનું હું વધારે પસંદ કરૂં છું. મનુષ્ય માટે મનુષ્ય રહ્યાં જ નથી. મનુષ્યને પોતાના રક્ષણને માટે શસ્ત્ર બાંધવાની ફરજ પશુઓ પાડતાં નથી. મનુષ્યને મનુષ્યની જેમ, પશુઓ ચોર બની લુંટતાં નથી, ઠગ બની વિશ્વાસ તોડતા નથી. એક અન્યમાં વિદ્રોહ જગાડી કલહ અને કુસંપ કરાવતા નથી. પશુ-

તે આમ કેમ અને આમ કેમ નહિ, એવો વિકલ્પ કરીએ તો શીખાય જ નહિ. સ્ટીમરના કેપ્ટન ઉપર ને સામે કીનારે પહોંચાડશે એવો વિશ્વાસ છે તોજ સ્ટીમરમાં બેસાય છે. ગાડીનો ડ્રાયમેન, રેલવેનો ડ્રાઇવર આદિ આપણને ધારેલે સ્થાને ઉતારશે એવી ખાત્રી છે તોજ તેમાં બેસાય છે.

કથિતાર્થ અને મથિતાર્થ એટલો જ કે આકસ્મિક અને સંભવિત અણવિશ્વાસમાં પણ વ્યવહાર ક્રમ વ્યવસ્થાના નિભાવની ખાતર, વિકલ્પો કરી પ્રવૃત્તિ બંધ કરવી ઉચિત નથી. પુત્ર કુપુત્ર જ થશે, નોકર ચોર જ નીકળશે, પતિ લંપટ જ નીકળશે, પુત્રી કુપુત્રી જ થશે, એ વગેરેથી ભલે દુકાન બંધ કરવી, સ્ત્રી પરણવી જ નહિ, પ્રજા ઉત્પન્ન કરવી જ નહિ, આવા વિચારો મૂર્ખતા ભરેલા કોણ નથી માનતું ? મરણ સંભવિત છે, બલ્કે ચોક્કસ છે, તેથી જીવન અનુભવવું જ નહિ, તેનો ઉપયોગ લેવાનું જ માંડી વાળવું એ અજ્ઞાન છે, અને તેમ બનતું નથી. તમો શેઠ બનો છો નોકર બનો છો, સ્ત્રી પરણો છો, પતિ અને પિતા બનો છો. વ્યવહારની શરૂઆત વિકલ્પથી નથી; ત્યાં તો વિશ્વાસ જ છે. વચમાં વિકલ્પનાં કારણો મળે છે તેવાં કારણો મળે, તે વખતે તેનો વિચાર કરો અને તે પણ તેથી બચવાનો, અને બુદ્ધિથી તેવા કારણોને દૂર કરી આગળ પ્રવૃત્તિ ચલાવવાનો, પણ અટકી બેસવાનો નહિ કરો.

અણવિશ્વાસ કદાચિત્ છે, વિશ્વાસ સર્વકાલીન છે. કાદાચિત્કથી સર્વકાલિનમાં ક્ષતિ આણવા દેવી એ ગંભીર ગુન્હો છે. જંગલમાં સર્પો રહે છે માટે તે કરડશે એવા ભયે ઘેર બેસી રહેવાથી જંગલ કેમ જોવાશે ? તે ભયની વૃત્તિને માટે પુરતાં સાધનો પાસે રાખો, પગરખાં પહેરો. ઘોડા ઉપર બેસી જાઓ; માત્ર જાપતાની જરૂર છે. ઘરને તાળું વાસો, પણ નકુચો અને તાળું બન્ને તુટશે એવા ઘેલા વિકલ્પો કરી, ઘેર બેસી રહેવું બનશેજ નહિ. વ્યવહાર માત્રમાં જેની સાથે તમે જેવા છો, માનો છો, તેવા તેવા પ્રકારનો તેની સાથે વિશ્વાસ એજ તમારો જાપતો છે. પતિ છો તો પત્નિ તમારીજ છે. પિતા છો તો પુત્ર તમારો જ છે, ભાઇ છો તો ભાઇ તમારોજ છે. કૌટુંબી છો તો કુટુંબ તમારૂંજ છે. રાજા છો તો પ્રજા તમારીજ છે. પ્રજા છો તો રાજા તમારોજ છે. ઉપદેષ્ટા છો તો અનુયાયિઓ તમારાજ છે. તમારો તેવો દૃઢ વિશ્વાસ જોઇએ, અને તેમ છતાં, ક્ષતિ થાય તો તે દોષ વિશ્વાસનો નથી પણ વેળુથી ભીંત ચણવા એવા આકાશ કુસુમ, શશશૃંગ, વંધ્યાપુત્ર, મનોરથ જેવી તમારી અણઆવડતનોજ છે. વિશ્વાસ તો વ્યવહારક્રમને ઉન્નતિમાંજ મુકનારો છે. લેખક ઇચ્છે છે કે તમો વિશ્વાસ કરતાં શીખો એથી વ્યવહારક્રમ ઉન્નતિ કરતાં વ્યવહારાતીત ઉચ્ચ દશાને પ્રાપ્ત કરી શકાશે.

## આચાર.

હાલનું કહેવાતું હીન્દુસ્તાન એક કાળે આર્યાવર્તના નામથી ઓળખાતું હતું, અને તે નામ તે કાળે ગુણ નિષ્પન્ન હતું. કેમકે આર્યાવર્તમાં ઘણા લાંબા કાળ ઉપર ફક્ત આર્યલોકોનીજ વસ્તિ હતી. ચાર વર્ણાશ્રમોનો ઉદ્ઘોષ અને ઉત્પત્તી તે કાળાશ્રિત આજસુધી ચાલી આવે છે. તે વખતના આર્યાવર્તમાં વસતા મનુષ્યોના સ્વભાવભેદે કરીને ચાર પ્રકાર તેમના વર્તનને અનુસાર પડેલા હોવા જોઇએ; જેઓ પવિત્ર ઉપદેશનું કાર્ય કરતા હતા, અને સંતોષમાં રહેતા હતા, બ્રહ્મચર્યને સેવતા હતા, તેવાઓ ધર્મગુરૂના નામથી ઓળખાતા હતા, અને તેઓ બીજા મનુષ્યો કરતાં સંતોષને લઇને પરમ સુખી મનાતા હતા, તેવાઓને બ્રાહ્મણ ( બ્રહ્મ સ્વરૂપને જાણનાર ) એટલે વ્યવહાર વિમુખ, આત્મનિષ્ટ વૃત્તિયે ચાલનારા હોવાથી પાછળથી તેઓને શર્મા ( સુખી ) એવી ઉપાધી આપવામાં આવી. બીજો પ્રકાર ક્ષત્રીય નામથી ઉદ્ભવ્યો. જેઓ કંઇક પોતામાં વિલક્ષણ શક્તિ ધરાવનારા હતા, બીજાઓ ઉપર પોતાનો પ્રભાવ જમાવી જતાવી, નિયમમાં રાખનારાઓ હતા, તેમજ અનાશ્રિતોને રક્ષકજનોચિત સન્માન આપી સ્વતઃ તેઓનું ઉપરીપણું સ્વીકારવા લાગ્યા, એટલે ક્ષત્રીયો રાજા કહેવાયા. જેઓ વ્યાપાર કરવા માંડ્યા, લોકોની હાજતો પુરી

પાડવા અનેક ચીજોનો સંગ્રહ કરી, પૈસાવડે તેવી વસ્તુનો ક્રય વિક્રય કરવા માંડ્યા, તેવાઓ અને જેઓ પશુઓનું સંરક્ષણ કરી તે દ્વારા ખેતીવાડીનો ધંધો કરવા માંડ્યા, તેઓ વૈશ્ય એવા નામથી ઓળખાવા લાગ્યા, અને પૂર્વોક્ત ત્રણે કાર્યમાં જે અશક્ત નીવડ્યા તેઓ શુદ્રની પંકિતમાં ગણાયા. આ નિયમાનુસાર સ્વત: ચારે વર્ણોની સ્થાપના થઇ, અને તેથી લોકવ્યવહાર અવિછિન્નપણે પ્રચલિત થયો.

દુનીયાનો સામાન્ય એવો નિયમ છે કે, પ્રવૃત્તિ પહેલી અને તેનું બંધારણ પછીથી થાય છે. જેમ ભાષા પહેલી અને વ્યાકરણ પછીથી; તેમ જ્યારે યોગ્યતા અનુસાર કર્ત્તવ્યના નિર્ણયો થઇ ગયા ત્યારે સ્વાભાવિક રીતે જ વર્ણાશ્રમોની શરૂઆત થઇ.એટલે કે તે તે વર્ણાશ્રમાનુકૂળ તેમના ચાલતા વ્યવહારમાં અને વ્યવસાયમાં ક્ષતિ ન પહોંચે, તેમજ વ્યુત્ક્રમ ન થાય, તે હેતુથી સમજુ પુરૂષોએ, આ ચારનાં બંધારણો નીર્મિત કર્યાં. જેઓ બ્રાહ્મણો હતા, તેઓને માટે દેવપૂજા, વિદ્યાભ્યાસ અને ઉપદેશ, દાનાદિકનું ગ્રહણ કરવું, વિવાહાદિક સંસ્કારનું કરાવવું તેમજ અહિંસા, સત્ય, અસ્તેય વગેરે નિયમોનું પાલન કરવું, અને કરાવવું તેજ તેમનો આચાર વિધિરૂપે મનાયો. પૂર્વે નિરંતર વિધિજ હોય છે, અને વિધિમાં જ્યારે શિથિલતા ઉત્પન્ન થાય છે, ત્યારે જે દોષોથી શિથિલતા ઉત્પન્ન થતી દેખાતી હોય, તેવા દોષો અને તેના જેવા બીજાનો નિષેધ ઘડવામાં આવે છે, અને

પછી વિધિ પ્રતિષેધ, એ બન્ને જાતના આચારોની ઉત્પત્તિ થાય છે. તે સુજાણ વિધિમાં જ્યારે શિથિલતા દેખાવા માંડી, ત્યારે નિષેધના સૂત્રો રચાયાં, જેમ કે હિંસા ન કરવી, જુઠું ન બોલવું વગેરે.

ક્ષત્રીયોએ રાજ્ય ચલાવવું, લોકોને સંયમમાં રાખવા, વગેરે વગેરે પ્રવૃત્તિ ધ્યાનમાં લઈ બ્રાહ્મણોથી વિલક્ષણ નિયમો તેમને માટે નક્કી થયા. શસ્ત્રાભ્યાસ કરવો, શસ્ત્રો બાંધવાં, અને નીતિનું શિક્ષણ મેળવવું, રાજ્યની ત્રણે શક્તિઓ જે પ્રભુશક્તિ, મંત્રશક્તિ, અને ઉત્સાહશક્તિ તેને સિદ્ધ કરવી, લશ્કર ભેગું કરવું, હાથી ઘોડાઓનો સંગ્રહ કરવો, કીલ્લાઓ બાંધવા, કોઠાગાર તર રાખવો, વગેરે રાજ્ય અંગોનું સેવન કરવું, અને તેમાં અભિવૃદ્ધિ કરવી, એ તેમની ફરજ મનાઈ; પ્રજાપાલક, દીન-દુઃખીનો ઉદ્ધાર અને ગૌબ્રાહ્મણ પ્રતિપાલન એ, એમના મૂખ્ય ધર્મો સ્થપાયા. બ્રાહ્મણોનું સંરક્ષણ એ શબ્દ પોતાના રાજ્યમાં ધર્મનું અને ધર્મીનું સંરક્ષણ એ અર્થ સૂચવે છે, અને આ ઉપરથી પોતાના દેશમાં સત્તાવડે કરીને રાજ્યદંડથી શિક્ષા કરવી, વગેરે ફરજ અને કર્તવ્ય, એ બ્રાહ્મણ પ્રતિપાલન શબ્દમાં સમાઇ જાય છે. ગૌપ્રતિપાલન શબ્દનો અર્થ માત્ર ગાયોને બચાવવી એવો ટુંકો ન કરતાં, ગૌ એટલે પશુ માત્રનું સંરક્ષણ કરવું, એ એમનો ધર્મ હતો, કેમકે રાજ્યની અભિવૃદ્ધિ, રાજ્યના અંગોની અભિવૃદ્ધિ અને પ્રજાને

સુખશાંતિ, બળની બક્ષીસ, એ દરેક પશુઓના સંરક્ષણને આભારી છે, એમ તેઓ સારી રીતે માનતા હતા. કૃષ્ણ અને પાંડવોના વખતમાં આ પ્રચાર બહુજ સારી રીતે ચાલતો હોવો જોઇએ; કેમકે કૃષ્ણને ગોપાળ એવું નામ આપવામાં આવ્યું છે. બીજી રીતે પાંચે પાંડવો જ્યારે વિરાટમાં પ્રછન્ન રહ્યા હતા, ત્યારે વીરાટરાજાની ગાયોનું ધણ દુર્યોધને પોતાના માણસો પાસે ચોરાવ્યું હતું, તે એવા હેતુથી કે પાંડવો જો હશે તો આ ધણને પાછું લઇ જવા માટે વીરાટરાજાને મદદ કર્યા વિના રહેશે નહી, અને તેઓ છતા થશે. તે સંબંધમાં આપણે જાણ્યું છે કે, અર્જુને વેશનું પરિવર્તન કરી, લડીને તે ગોધણને પાછું વાળ્યું. આ ઉપરથી એમ માલુમ થાય છે કે, જેમ હાલમાં જમીન કીંમતી ગણાય છે, અને તેને માટે લડાઈઓ ઉત્પન્ન થાય છે, તેમ પૂર્વે તે કાળે પૃથ્વી કરતાં પશુઓની કીંમત વધારે ગણાતી હતી, અને મોટામાં મોટું ધન તે વખતે તે લેખાતું હતું, એમ શાસ્ત્રોના ઉલ્લેખો ઉપરથી આપણને માનવાને કારણ મળે છે, અને તેથીજ રાજાઓની મુખ્ય ફરજમાં ગોપ્રતિપાલન કરવું એ બીજી ફરજ મનાએલી. આમ રાજ્યધર્મ નીર્મિત થયો, એટલે તે ક્ષત્રીયોનો ધર્મ મનાયો. ક્ષત્રીયો બખ્તર ધારણ કરનારા હોવાથી તેઓનું બીજું નામ વર્મા કહેવાયું.

વૈશ્યો સેવક પંક્તિમાં મુકાયા, જેઓને બ્રાહ્મણ પૂજ્ય મ-

નાયા અને રાજા જેમના રક્ષક મનાયા, તેથી તેમના આચાર વિધાન, પટ્કર્મ નક્કી થયાં, અને રાજા તથા પ્રજા જે કંઇ ધર્માનુષ્ઠાન કરે તે ગુરૂદ્વારા કરે, જે કંઇ સંસ્કાર કરે તે ગુરૂદ્વારા કરાવે, એમ નક્કી થયું. હેય-ઉપાદેય-વિધિ-પ્રતિષેધ જુદી જુદી રીતે તેમને માટે નક્કી કરવામાં આવ્યાં. રાજ્યધર્મ પ્રજાધર્મ અને આત્મધર્મ વગેરે અનેક બાબતો તરફ તેમનું મન વાળવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. વ્યવસાયાનુસાર મનની સ્થિતિ બંધાય છે, એટલે વૈશ્યોનું મન નબળું હોવાથી તેઓ પોતાની માલમિલ્કત વધારે સાચવીને-ગોપવીને રાખવા માંડ્યા, તેથી તેમનું બીજું નામ ગુપ્ત પડ્યું હોય એમ સમજાય છે.

' શુદ્રો પોતાનાં હલકા કાર્યને લઇને અંતિમ પંક્તિમાં મુકાયા.

આ ક્રમ આ આર્યાવર્તમાં મનુષ્ય જાતિમાંથી પ્રથમ શરૂ થયો. આ ક્રમની શરૂઆત માટે પાછળથી જુદા જુદા ધર્મવાળાઓએ, આ ધર્મની ઉત્પત્તિના સંબંધમાં જુદી જુદી રીતે ઉહાપોહ કરેલ છે, તે સંબંધમાં વધારે ન લખતાં, મનુષ્ય જાતના સ્વભાવને લઇને, સ્વતઃ ચાર ધર્મો ( ચાર વર્ણાશ્રમો ) ઉપસ્થિત થયા હોવા જોઇએ એમ માનવું વધારે ઠીક લાગે છે. કેટલીક બાબતો પાછળથી લખી કાઢી હોય, એમ સિદ્ધ થાય છે, અને તે લખનારાઓ સ્વાર્થી અથવા તો ભલું લગાડનારા

હોવા જોઇએ. ક્ષત્રીયોને માટે આહેડીક કર્મ એટલે મૃગયા કરવાનું કર્મ, એ ક્ષત્રીયોનો ધર્મ છે, એમ લખી કાઢ્યું, અને તેને માટે એમ લાગે છે કે ખેતીવાડીનો ઉપદ્રવ કરનારાંઓ જંગલી પશુઓ હોવાથી, તેમનો નાશ ક્ષત્રીયો દ્વારા કરાવવો, અને તે તેમનો ધર્મ છે, તેમ મનાવવું એ કારણને લઇને પાછળથી મૃગયા ક્ષત્રીયોનો ધર્મ છે એમ લખાયું હોય.

લડવૈયાઓને માટે આવા ઉલ્લેખો લખાયા આપણે વાંચીએ છીએ, કે જેઓ રણસંગ્રામમાં વીરરસને સેવી મરણ પામે છે, તેઓને દેવાંગના વરે છે; મતલબ તે વખતના લોકો શાસ્ત્રો ઉપર અને શાસ્ત્રના કર્તા ઉપર એટલો બધો વિશ્વાસ રાખતા, કે તેઓ જે લખી કાઢતા તે બધું સાચુંજ માનતા. અપ્સરા વરવાની લાલચ, એ કંઇ જેવી તેવી લાલચ નથી. તે લાલચમાં લલચાઇ લડવૈયા–સુભટો પોતાની સ્ત્રી, પુત્રાદિકેનો મોહ ન રાખતાં પોતે પ્રાણાંત સુધી લડતા હતા. આ હકીકત લખવાની મતલબ એ છે કે, આવી આવી કેટલીક બાબતો હસી કાઢવા જેવી છતાં તે પાછળથી સ્વાર્થનિષ્ઠોએ દાખલ કરી દીધી.

જેમ જેમ કાળ જતો ગયો, તેમ તેમ લોકોના વર્તનમાં ફેર પડતો ગયો, અને તેથી આચારવિચારોમાં પણ ફેરફાર થતો ગયો. બ્રાહ્મણો પોતાનો ધર્મ ભુલતા ગયા, ક્ષત્રીયો પો-

તાના ધર્મથી ભ્રષ્ટ થતા ગયા, વેશ્યોમાં પણ તેવોજ સડો દાખલ થતો ગયો, એટલે અનેક વિધિ પ્રતિષેધના ગ્રંથો રચાયા, અને આચાર વિચારની સંખ્યા વૃદ્ધિને પામતી ગઇ. જેમ જેમ તેમ થતું ગયું તેમ તેમ લોકોએ એક બીજાથી છુટા પડવા માંડયું અને આથી જે આર્યાવર્ત એક કાળે સુખ શાંતિના સામ્રાજ્યને અનુભવતો હતો, તે તેનાથી અનુક્રમે પતિત થતો ગયો.

જે આચાર વર્ણાશ્રમજન્ય હતો, તે આચારમાં ગેરસમજને લઇને એક બીજાનું અનુકરણ કરવાથી આચારનું મિશ્રણ થયું, અને તેથી વર્ણાશ્રમજન્ય આચારની વ્યવસ્થા શિથિળ થઈ, તેમાં સમજુઓએ કલ્પિત ઉદ્દેશો ઘડી કાઢયા, સ્વાર્થીઓએ સ્વાર્થ સાધવા વ્યવસ્થા બાંધી. આમ થવાથી અનુક્રમે આચાર-અવ્યવસ્થા ઉત્પન્ન થઈ. એક બીજા એક બીજાના આચારની નિન્દા અને પોતાના આચારની સ્તુતિ કરવા માંડ્યા, આથી પક્ષો બંધાયા, પક્ષોના નેતા ઉત્પન્ન થયા, જેથી પુનઃ તાત્વિકદૃષ્ટિ લોકોમાં ઉત્પન્ન થાય તો બાહ્યપ્રવૃત્તિજન્ય કલેશો નાશ પામે; એવી મતલબથી તે કાળના તત્ત્વવેત્તાઓએ છ દર્શનનું સ્વરૂપ પ્રજા સમક્ષ સમજાવવા માંડયું.

વૈશેષિક દર્શન એ કણાદથી નીકળ્યું. કણ શબ્દનો અર્થ દાણા. તેના ખાનાર-ખેતરોમાંથી દાણા વીણીને ખાનાર કણાદરૂપિ થયા. કણનો બીજો અર્થ પરમાણુ થાય છે. પરમાણુમાંથી જગત-

નીઉત્પત્તિ માની, અને દુઃખની નિવૃત્તિ એ મોક્ષ માન્યો. ગૌતમ દર્શનમાં ગૌતમે સોળ તત્ત્વ માન્યાં, દેહાદિમાં આત્મબુદ્ધિથી રાગદ્વેષ, અજ્ઞાન, પુણ્ય, પાપ, વગેરે દોષની ઉત્પત્તિ માની અને તેની નિવૃત્તિને જ્ઞાન માન્યું. સાંખ્ય દર્શનના કપીલ વગેરે પ્રવર્તકો થયા છે, તેમણે પ્રકૃતિ વિકૃતિ, ઉભયાત્મક અને અનુભવાત્મક એ, ચાર તત્વ માન્યા. જૈમિનીએ પૂર્વમિમાંસાથી ક્રિયાવાદ, અને ઉત્તરમિમાંસાથી જ્ઞાનવાદ સ્થાપિત કર્યો. જૈન દર્શનમાં છેલ્લા તિર્થંકર મહાવીર સ્વામીએ, તે દર્શનને લોક સમક્ષ પુનઃ પ્રકાશમાં મૂક્યું, અને બુદ્ધોદ્દને બૌદ્ધ દર્શનનું નિરૂપણ કર્યું. જૈનોએ નવતત્વ માન્યા અને સુખ દુઃખ કર્માધિન છે, તેમ માન્યું; જ્યારે બૌદ્ધે સર્વ ક્ષણિક છે, સર્વ મૂળક્ષણીક છે, સર્વ દુઃખ છે, આપણા જેવું અન્ય નથી એમ ચાર ભાવના માની.

કેટલાએક વિદ્વાનો આચારને અનુકૂળ દર્શનની સ્થાપના અને તત્વનું પ્રતિપાદન કરે છે. તેઓમાં આચારાનુકૂળ દર્શન બને છે, અને કેટલાએકોમાં તાત્વિકજ્ઞાન, અને તજ્જન્ય દર્શનની ઉત્પત્તિ અને તદનુકૂળ આચારનું બંધારણ એમ પણ બની શકે છે. ઉપર બતાવેલા છ દર્શનોમાં માન્યતા ભેદે કરીને આ ચાર ભેદો ઉપસ્થિત થયા, અને તે તે આચારોને લઇને દર્શનના ઉપાસકો બની મનુષ્યો પુનઃ નિયમિત થયા. આ સામાન્ય કથનથી કહેવાની મતલબ એ છે જે આવા દર્શ-

નોથી પૂર્વકાળના પ્રાન્તે, જે આચાર-વિચારની થયેલી અ-વ્યવસ્થા, એ અવ્યવસ્થા ફરી વ્યવસ્થિત કરવા દર્શનકારોએ પોતપોતાથી બનતું કર્યું, અને વિધિ પ્રતિષેધના પુનઃ તે સ-મયાનુસાર નિયમો રચાયા, જે કેટલાક કાળ સુધી આ આર્યાવર્તમાં નિર્વિઘ્નપણે પ્રચલિત રહ્યા. શરૂઆતમાં દર્શન-કારોના વિચારો, તથા પ્રકારની સુદૃઢ શ્રદ્ધા અને તદનુકૂળ જ્ઞાનને લઇને, હેય, ઉપાદેયરૂપ ઉત્પન્ન થયેલી પ્રજ્ઞાથી આચા-રના પ્રતિપાદન કરનારા અને કરાવનારાઓ થયા, જે વખતે તેઓનાં અંતઃકરણ શુદ્ધ અને પોતાની સમજમાં સત્યથી ભરે-લાં હોવા જોઇએ. પાછળથી તેજ આચારવિચારોમાં આગ્રહ થવાથી, પોતપોતાના આચારવિચારોના મંડનના અનેક પુસ્તકો રચાયાં, તેથી પુનઃ આર્યાવર્તમાં ધર્મનું-આચારવિચા-રનું યુદ્ધ શરૂ થયું. આગ્રહી વિદ્વાનો દુનિયાને પોતાના વિચા-રાનુકૂળ વર્તાવવા ઇચ્છે છે, જે કદાપિ બની શકે તેવી વાત નથી; મનુષ્યોનાં મન જુદા જુદા પરમાણુઓથી જુદી જુદી ભાવનાથી ઉત્પન્ન થયેલા છે; દરેક મનુષ્યની ખુબી સરખી હોતી નથી. વ્યવહારમાં પણ આપણે જોઇ શકીએ છીએ તો કોઇને ખોરાકમાં તીખું, તો કોઇને મિષ્ટ તો કોઇને ખાટું ગમે છે, વસ્ત્રમાં પણ કોઇને કોઇ રંગ તો કોઇને કોઇ રંગ પ્રિય હોય છે, તેવીજ રીતે અનેક આચારોવિચારોમાંથી કોઇને કેવો આચાર પ્રિય હોય છે, અને કોઇને કેવો હોય છે. કેટલાકને

શાંતિ ગમે છે, અને આત્મ સન્મુખ દ્રષ્ટિ તરફ તેમનું વલણ હોય છે, તેથી તેઓને ધ્યાનજ પ્રિય હોય છે, અને એકાંતવાસ તેઓ વધારે પસંદ કરે છે, જ્યારે કેટલાએકો પોતાના મનને સાધન વિના સ્થિર રાખી શકતા નથી, એટલે ન્હાવું ધોવું તિલક કરવાં, દેવપૂજન કરવું, તીર્થયાત્રા કરવી અને દેવમંદિરોમાં સંગીતથી પરમાનંદ મેળવવો, એવા એવા આચારોના રૂચિવાળાં હોય છે, અને તેમને તેજ ગમે છે. જ્યારે કેટલાએકને જમવું અને જમાડવું, દાન દેવું એવાં એવાં કાર્ય પ્રિય હોય છે. કેટલાએક જીજ્ઞાસુઓ અને વિદ્યારસિકો શાસ્ત્ર શ્રવણમાં, વાંચનમાં અને મનનમાં, જ્ઞાનચર્ચામાં અભિરૂચિ ધરાવનારા હોય છે, જ્યારે કેટલાએકો સંસારના અનેક પ્રપંચોથી વિરક્ત થઇ ત્યાગમાંજ પરમાનંદ માને છે, અને યોગ દિશાને સેવી, યોગી મહાત્મા બની પોતાના જીવનને આનંદમાં ગાળે છે.

આવી આવી અનેક રૂચિઓને લઇને આચારો પોતાને અનુકૂળ મનુષ્યો પોતાની મેળે શોધી લે છે, કેમકે આચારની જો ખરી વ્યાખ્યા કરીએ તો એજ છે, કે પોતાની પવિત્ર ઇચ્છાનુકૂળ પોતાનું વર્તન. આમ હોવા છતાં ઉપદેશકો અને વિદ્વાનો એકબીજાઓને તેમની રૂચી મુજબના વર્તનને આડે આવે છે અને પોતાના આચારને અનુકૂળ બીજાઓને બનાવવા ભગીરથ પ્રયત્ન સેવે છે, જેથી આચારમાં સંકટ પેદા

થાય છે, અને આચારમાં અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે, તેમજ એક બીજાઓમાં ક્લેશો, કંકાસો અને કુસંપ ઉત્પન્ન થાય છે.

કોઈ રીતે મનને શાંત રાખવું, અશુભ વર્તનથી મનને અટકાવવું, એજ આચારનું કર્તવ્ય છે, અને ઉદ્દેશ જો યથારૂચી આચારથી સફળ થતો હોય તો બીજાઓને ઢોઢ ચતુર બનીને તેવાઓના મનમાં ખળભળાટ કરવાની શું જરૂર છે? સમજુ વિદ્વાનોએ આચારની આવશ્યકતા ફક્ત એકજ કારણસર માનેલી છે, અને તે કારણ એ છે કે, આત્મા સાથે લાંબા કાળથી રહેલાં અનેક આવરણો, જે આવરણોને લઇને આત્મા આત્મત્વ ભુલી જઇ, અજ્ઞાની બની અનેક દોષોનો ઉપાસક બન્યો છે, અને તદનુકૂળ પ્રવૃત્તિમાં નિરંતર મગ્ન રહે છે, તેથી વિમુખ કરવા સજાતીય પવિત્ર પ્રવૃત્તિમાં આત્માને દોરવો, જે પ્રવૃત્તિના આનંદથી અશુભ પ્રવૃત્તિ ભુલાઇ જાય, અને જ્યારે અશુભ પ્રવૃત્તિ સદંતર સ્મૃતિશૂન્ય થઈ જાય, ત્યારપછી સુપ્રવૃત્તિરૂપી આચારની આવશ્યકતા રહેતી નથી, અને આત્મા પોતાના સ્વરૂપ તરફ ગતિ કરતાં આત્માનો પરમાનંદ મેળવતાં પ્રવૃત્તિ ભુલી જઇ નિવૃત્તિ પરાયણ થાય છે.

આ આર્યાવર્તની સ્થિતિના પરિવર્તનની શરૂઆત જ્યારથી પારસીઓ અને ઇસ્લામીઓનો વસવાટ, આ આર્યાવર્તમાં થવા લાગ્યો, અને તેઓનાં કેટલાંએક વર્તન અને રીતરીવાજોને,

પહેરવેશોને, આર્યાવર્તના મનુષ્યો અનુકરણરૂપે ગ્રહણ કરવા લાગ્યા ત્યારથી આ દેશ હિન્દુસ્તાન કહેવાયો. કેમકે એક બીજાઓના વસવાટથી વિચારોમાં, આચારોમાં અને બીજા કેટલાએક નિયમોમાં એટલો બધો ફેરફાર થઇ ગયો કે, જેને લઇને ચાર વર્ણાશ્રમ મટી, અને જ્ઞાતિઓ ઉત્પન્ન થઇ. બ્રાહ્મણોમાં જુઓ તો અનેક ન્યાતો, અને તે જ્ઞાતિઓ બ્રાહ્મણોથી બન્યા છતાં ભોજનવ્યવહાર અને કન્યાવ્યવહારનો પ્રતિબંધ જ્ઞાતિભેદે ઉપસ્થિત કર્યો. વૈશ્યોમાં પણ તેમજ બન્યું અને જ્ઞાતિઓમાં અનેક ફેરફારો થયા, જેથી જ્ઞાતિઓનો આચાર એ એક ધર્મના આચાર જેવો આચાર થઈ ગયો, અને તેમાં અનેક બંધનો બંધાયાં, એનાં શાસ્ત્રો રચાયાં, તેથી વિરૂદ્ધ ચાલનારાઓ પાપી શબ્દથી ઉલ્લેખાયા, અને તે તે બંધનને માન આપનારા થયા, તેઓ પવિત્ર પુણ્યાત્મા ગણાયા. આ બધી મનોરાજ્યની કલ્પનાથી મૂળ ધર્મો અને તે ધર્મને અનુકુળ મૂળ આચારો અને ઉદ્દેશો ભુલી જવાયા, અને સૌએ પોતાને શામાં સુખ છે, અને શું અનુકૂળ છે, તેવા આચારો રચ્યા. પુનર્લગ્ન કરનારાઓએ પુનર્લગ્નનું કાર્ય આચારવિહિત માન્યું, અને પુનર્લગ્ન નહી કરનારાઓએ તેજ કાર્ય આચાર વિરૂદ્ધ માન્યું. કેટલાએકો મદીરા માંસને નિષિદ્ધ માની તેનો ત્યાગ એ શ્રેષ્ઠ આચાર છે, એમ કહેવા લાગ્યા, ત્યારે બીજાઓ—મદિરા માંસના લાલચુઓ, યજ્ઞહોમાદિકની સ્થાપના, દેવીપૂજન,

અન્નબળિદાન, વગેરેને અનુષ્ઠાન માની, તે વસ્તુ ખાદ્ય છે, પેય છે અને ધર્મવિહિત છે, દેવોની પ્રસાદી છે, એમ કહેવા લાગ્યા. મતલબ પોતાની રૂચી પ્રમાણે વિધિ પ્રતિષેધના પ્રયોગો થવા માંડ્યા અને તદનુકુળ તેવાં શાસ્ત્રો પણ રચાયાં અને ઉપદેશો શરૂ થયા.

આવી રીતે આચારને નામે લોકોએ ખરા મનુષ્ય ધર્મની અને આત્મધર્મની પાયમાલી કરી, અને અનેક પંથો ઉત્પન્ન કર્યા. દર્શનો લુપ્તપ્રાય થયાં, અને પંથો અને મતોની પ્રગતી તેસુમાર અનેક કોમોમાં, અનેક જ્ઞાતિઓમાં થવા માંડી. આવી રીતે અવિવેકનું સામ્રાજ્ય આ હીંદુસ્તાનમાં કેટલોક કાળ ચાલ્યું.

ત્યારપછી બ્રીટીશ સામ્રાજ્ય હીંદુસ્તાનમાં સ્થપાયું, તેના પ્રતાપે કેળવણી વધી, બુદ્ધિ વિકાસ લોકોમાં થવા માંડયો અને ધીમે-ધીમે તે બુદ્ધિ વિકાસ ઉચ્ચ શીખરે પહોંચ્યો, ત્યારથી પ્રાચીન અર્વાચીન આચાર વિચારના ગ્રંથોના ઉપર ઉહાપોહ શરૂ થયો, જેથી તેવા જંજાળ તરફ તિરસ્કાર પેદા થવા માંડયો, સાંકડા બંધારણો દુઃખકર ભાસવા માંડયાં, આચાર્યોએ વચલા કાળમાં લોકોને કેવી ભયંકર સ્થિતિમાં મુકી દીધા, તેના ઉલ્લેખો થવા માંડયા, વિચારદૃષ્ટિથી ઐતિહાસિકદૃષ્ટિથી, અને તાત્વિકદૃષ્ટિથી, બુદ્ધિમાનોએ શોધખોળ શરૂ કરી. સત્ય ઉપર પ્રકાશ અસત્ય ઉપર તિરસ્કારનું દર્શન, દાખલા દલી-

લોથી જાહેરમાં થવા માંડયું, એટલે પુનઃ આપણે અંધાધુંધી કાળમાં, અને અવિવેકના સામ્રાજ્યમાં શું શું ખોયું, અને શું શું મેળવ્યું તે સંબંધી તકરારો, ચર્ચાઓ, ભાષણો, અને વિવેચનો થવા માંડયા. લોકવળણ બદલાવા માંડ્યો. પુનઃ જ્ઞાતો અને તેના બંધારણો તરફ તેમજ કલ્પિત આચાર વિચારો તરફ અને લાલચુઃધર્મપ્રવર્તકો તરફથી ચાલેલા પંથો તરફ લોકોનો અભાવ ઉત્પન્ન થવા માંડયો, અને પુનઃ આપણે બધા મનુષ્ય છીએ, અને આપણા મુખ્ય ચાર વર્ણાશ્રમ છે, તેટલાની જ જરૂર છે, એમ માનવા માંડયા. કેટલાએક વિદ્વાનો તેને માટે પ્રયત્નો કરવા મંડયા અને કેટલાએકો નીડરપણે પોતાના વિચારો ક્રિયામાં મુકવા માંડયા. આ ઉપરથી માનવાને કારણ મળે છે કે પુનઃ જે સ્થિતિ પૂર્વ કાળમાં હતી, તે સત્યના પાયા ઉપર રચાએલી હતી અને તેજ ઉપયોગી હતી. વચલા કાળમાં તેમાં થયેલી વિક્રિયાથી મૂળ સ્થિતિ ઢંકાઈ ગયેલી હતી; પણ અંતે સત્ય, સત્યના રૂપે પ્રકાશે છે, સત્ય જ ટકે છે, એ નિયમાનુસાર પુનઃ હાલમાં વિદ્વાનો તરફથી મજબુતિથી જે પ્રયાસો થઇ રહ્યા છે, તેના પરિણામે પુનઃ તાત્વિક ભાવના અને ચાર વર્ણાશ્રમની સ્થાપના એક કાળે પ્રકાશશે એમ સંભવ રહે છે, અને જ્યારે તેમ બનશે ત્યારે આ આર્યાવર્ત પુનઃ આર્યાવર્તના નામથી ઓળખાશે, તેમજ પોતાની ખોએલી જાહોજલાલી પુનઃ પ્રાપ્ત કરશે. તથાસ્તુ.

---

# જૈન.

આ વિષયની શરૂઆત કરવા પહેલાં દુનિયા અને તેની પરિસ્થિતિ તરફ લક્ષ આપીએ તો સમજાશે કે, ભિન્ન ભિન્ન રૂચિના મનુષ્યો ભિન્નતામાં તણાતા નજરે પડે છે. એક બીજાની ભિન્નતા એક બીજાને પ્રહારક, કે ઉપહાસ્યાસ્પદ અથવા તો કલહોત્પાદક થઈ પડે છે. વિચારની વિભિન્નતા વિચાર કરતાં અટકાવે છે–આગ્રહી બનાવે છે, અને પોતા તરફ બીજાઓને ખેંચવા લલચાવે છે. ઘણીકવાર આવી પરિસ્થિતિમાં તણાતા મનુષ્યો આગળ વધી શકતા નથી, તત્વ નિહાળી શકતા નથી, અને તેવો કોઇ વિદ્યાર્થી–ઉમેદવાર નીકળે તો તેને મદીરામત્તની માફક ભાન ભૂલી, અવિચારી બની પ્રહરવા–પરાસ્ત કરવા, છેવટ વગોવવા લોકો ધસી આવે છે, તેમજ પોતાના હૃદયપટ ઉપર જુની પુરાણી જર્જરિત નિર્માલ્ય અંધ શ્રદ્ધાની દુર્ગંધિને બહાર કાઢી યથાર્થ અને સત્ય સુગંધીને દબાવી દે છે. લોકોને તેનો ઉપયોગ લેતાં અટકાવે છે, લટકાવે છે, અને પોતાના જેવા આગ્રહી બનાવે છે. આથી ઘણા ભાગે સત્ય છુપાયેલું રહી જાય છે. જાણતાં છતાં, તેવું સત્ય પ્રકટાવવા ઉપલી બીના દૃષ્ટિ આગળ તરી આવે છે, અને જેથી મન ઘણીકવાર ઘણા તત્વવેત્તાઓનું નિર્બળ બને છે; આવાં કાર્યમાં

પોતાની સતાનું પ્રબળ ન હોય તો તેવા અધિકારીઓ—સત્તાધીશો રાજા મહારાજાઓને ઉશ્કેરી સત્ય શોધકો, અને સત્ય પ્રકાશકોને રાજ્યદંડ—અધિકાર શિક્ષા કરાવી, દબાવવામાં આવે છે. આ બીના ગતકાળના ઇતિવૃત્તો (ઇતિહાસો) માંથી પણ પુરવાર થાય છે. માત્ર એક આર્યાવર્તમાંજ નહીં બલ્કે ઘણા ભાગે દરેક દેશોમાં અનુભવાયેલ છે. પણ જે કાર્ય મનુષ્યશકિત, મનુષ્યબળથી નથી કરી શકાતું, તે કાર્ય જમાનો કરી શકે છે. જમાનાની પ્રગતિ જો કે, બીજા સંજોગોને લઇને ઉન્નતિના શીખર તરફ થાય છે, પણ આપણે કહીશું કે તેના સંજોગોનું સેવન પણ જમાનો જ શીખવે છે. બીજી રીતે સંજોગોથી ઉત્પન્ન થએલ સમષ્ટિ ભાવનાને જમાનો કહીએ તો તે પણ અનુચિત અથવા અયોગ્ય નહીં ગણાય. વર્તમાન જમાનો શોધખોળનો, સત્ય સમજવાનો છે, જે વર્તમાન જમાનામાં વિચરતા મનુષ્યોનું વર્તન સિદ્ધ કરી આપે છે. એક તરફી વ્યવહારિક વૈદેશિક કેળવણી લઇને, સમજ્યા પછી હા પાડવાની પડી ગએલી ટેવવાળા સાક્ષરોને નિહાળી, જુની આંખે જોનારા તેવાઓને ઉદ્ધત, અવિવેકી, શ્રદ્ધાહીન કહે છે, કેમકે તેઓ વગર સમજણે હાએ હા પાડતા નથી. આવા સાક્ષરોને માટે ખરી રીતે માન ધરાવવું જોઇએ. જેઓ સમજી શકે છે, અને સમજ્યા પછી જ સ્વીકાર કરે છે, તેજ સ્વીકાર જીંદગીના છેડા સુધી ટકી રહે છે. જેઓ લાજથી કે શરમથી, હામાં હા મેળવી

વર્તન કરે છે, તેઓ પોતાના વિચારમાં મક્કમ રહી શકતા નથી, કેમકે જ્યાં પોતે પોતાના વિચાર શું છે તે ઓળખતા નથી ત્યાં મક્કમતા શાની? અને કેમાં હોય? આવાઓથી તો શ્રદ્ધા વિનાના પણ સમજતાં સમજી શકે, યુક્તિ–પ્રયુક્તિઓ કરી શકે, શંકા સમાધાનનું સ્વરૂપ જાણી શકે, તેવા મનુષ્યો સો દરજ્જે સારા છે. જ્યારે ત્યારે પણ સમજવાનો અધિકારી તેજ હોઇ શકે છે. સમજણ એ એક એવી અસર છે કે તેનો પટ હૃદય ઉપર જો દેવાયો, તો તે પછી તેવા હૃદય ઉપર બીજી અસર ચોંટવા દે નહીં, અને હૃદય હૃદયવાનને પોતાને થએલી અસર મુજબ વર્તવા ફરજ પાડે છે. દુનીયામાં કોઇપણ મનુષ્ય અંતઃકરણની ઇચ્છા વિના સ્વતંત્ર આનંદ વિના પ્રવૃત્તિ કરી શકતો નથી. હૃદય વિરૂદ્ધ કોઇ પણ દબાણથી જો કાંઇ કરવામાં આવે છે, તો ત્યાં આનંદ નથી, અને તેવા વર્તનના અનુભવને હૃદય દેખતો નથી પણ ધિક્કારે છે.

ભેદો વિકલ્પને જન્મ આપે છે. વિકલ્પ વિકળતા પેદા કરે છે. વિકળતાથી ભાનભૂલાય છે, અને તેથી મનુષ્ય જીવન બગડે છે, નષ્ટપ્રાય થાય છે. અભેદ એકત્વ સંપાદક છે, અને ત્યાં વિકલ્પનો વિરામ છે. જ્યાં વિકલ્પાભાવ ત્યાંજ જ્ઞાન છે, અને જ્યાં વિકલ્પ ત્યાં અજ્ઞાન છે. ગમે તેટલી અપેક્ષાઓ સ્વીકારો પણ એક બીજી અપેક્ષા, એક બીજીને મુકીને અધુરી સમજણ

જ જણાય છે. કહેનારાઓ પોતાના બચાવમાં અને પોતાની ઉત્તમતાનો ઉલ્લેખ કરતાં વદે છે, લખે છે, કે "અમો આ અપેક્ષાએ આ વાત સ્વીકારીએ છીએ. તમો જે અપેક્ષાએ તમારી માન્યતામાં મગરૂર છો તે અપેક્ષા અમારે માન્ય નથી, તમારી અપેક્ષા કરતાં અમારી અપેક્ષા શ્રેષ્ઠતમ છે." આવી રીતે સાપેક્ષ શિરોમણી બનીને એક બીજાની અપેક્ષાથી જુદા પડતાં, અને એક બીજાની અપેક્ષતાને–માન્યતાને પ્રહરતા જ્યાં નજરે પડે છે, ત્યાં તેઓ અપેક્ષાની માન્યતામાં છેતરાયા છે અને છેતરાય છે. અપેક્ષાનો અર્થ એવો નથી કે એક બીજાએ એક બીજાથી જુદું પડવું. પણ અપેક્ષા એ શીખવે છે કે એક બીજાની બોલવાની કે સમજવાની મતલબ દેખાવમાં–વર્તનમાં એક બીજાથી જુદી હોવા છતાં, એકજ લક્ષ્યને લક્ષીને વર્તવું. આ સમજણ સાપેક્ષતા સિદ્ધ કરે છે, પણ ઉપર લખાએલી અપેક્ષામાં સાપેક્ષતા નથી, પણ શત્રુતા છે, જેને લઇને તેવાઓની સમજણ કે માન્યતા આ સાપેક્ષ છે, એમ કહેવું એ મૃષાવાદનું સેવન કરવા જેવું છે. આનંદઘનજી મહારાજ અનન્તનાથજીના સ્તવનમાં કહી ગયા છે કે:—

વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો;
વચન સાપેક્ષ વ્યવહાર સાચો.

જ્યાં વચનમાં અપેક્ષા છે ત્યાં વિચારમાં અપેક્ષા હોવી

જોઇએ. વિચારાપેક્ષ વર્તનમાં રહેવીજ જોઇએ. જ્યાં આવો સમુદ્ર હોય, ત્યાં ત્રુટી છતાં ભેદ નથી. અને સમુદ્ર છતાં જ્યાં ભેદ છે, વિવાદ છે, ત્યાં વચન સાપેક્ષતા–વિચાર સાપેક્ષતા–વર્તન સાપેક્ષતા નથી. ભલે ને પછી પોતાના મનને ફોસલાવવા તેવાઓ તેમ માને. વસ્તુતઃ તેમનું વર્તનજ તેમની માન્યતાનું ખંડન કરે છે.

જુદી જુદી જાતનાં ખાતાઓની બનેલી ખાતાવહીના સરવૈયાં ખોટ નફાનાં ગમે તેવાં હોય પણ દરેક સરવૈયાનો ઉપજ ખાતાના એક સરવાળા ઉપર આધાર રહે છે, અને તે સરવાળાના પરિણામેજ ખોટ અગર લાભની સમજણ સ્વીકારાય છે. ભિન્ન ભિન્ન સ્વભાવની અને સ્વાદની વનસ્પતિઓને એકત્ર કરી વૈદ્ય ગુટિકા બનાવે છે, તે ગુટિકાનો અમુક રોગ પ્રતિઘાતક એક સ્વભાવ બને છે. તિખી તેમજ કટુક મધુર આમ્લ વગેરે ભિન્ન રસોથી બનેલી રસવતી એક નૂતન સ્વાદને અર્પે છે. આવાં અનેક દ્દષ્ટાંતોથી એમ પણ માનવાને સબળ કારણ મળે છે કે ભિન્નતાને તે સુસ્થાને યોજવામાં યોજક પોતાની કુશળતાનો સદુપયોગ કરે, તો ત્યાં ભિન્નતા ટળી, ઐક્ય આવી મળે છે, અને તે હિતાવહ થઇ પડે છે. તેમ વિધિનિષેધના તેમજ ભિન્નાપેક્ષાદર્શક શાસ્ત્રો સ્થૂળ દ્દષ્ટિથી અથવા તો બદ્ધદ્દષ્ટિથી ઉપલક ઉપલક વાંચતાં જે શાસ્ત્રોમાં

એક બીજાથી વિરોધ નજરે ભાસતો હોય તેજ શાસ્ત્રોને વિશાળ દૃષ્ટિવાળો વાંચક એક બીજા શાસ્ત્રોની સાંકળના મંકોડા જે છુટાછુટા રહેલા તેને એક બીજા મંકોડા સાથે જો પોતાના બુદ્ધિ કૌશલ્યના સદુપયોગથી યોજે તો, ભિન્ન ભિન્ન શાસ્ત્રોની એક સાંકળ બની જાય. ભિન્નતામાંથી અભિન્નતા શોધી કાઢવી, અથવા તો ભિન્નતા એ, અભિન્નતાને સિદ્ધ કરનાર એક ઉત્તમ સાધન છે, એમ સમજાય તો ભિન્નતા ટળી અભિન્નતા સર્વત્ર પ્રસરી રહે, એ નિઃસંદેહ છે. શાસ્ત્રો વિરોધી નથી, શાસ્ત્રમાં વિરોધ નથી પણ જો વિરોધ હોય તો માત્ર દ્રષ્ટિનો છે. સત્યને સત્ય તરીકે, અસત્યને અસત્ય તરીકે, આગ્રહી લખાણને આગ્રહી લખાણ તરીકે, નિરપેક્ષ એકાન્તને તે રૂપે, સાપેક્ષ અનેકાંતને તથાપ્રકારે જો સમજવામાં આવે, અને શોધી કાઢવામાં આવે તો, દરેક શાસ્ત્ર વાંચતાં તેમજ હેય, ઉપાદેય, અને જ્ઞેય, એ ત્રિપુટીને ઉપયોગમાં લઇ વર્તતાં, કોઇ પણ વાચકને કોઇ પણ શાસ્ત્ર અહિતકર્તા હોય એમ લાગતું નથી. વિદ્વાનોને માટે ખરી રીતે અમુક ધર્મ અમારો ધર્મ છે એમ કહેવા કરતાં " અમારી શોધખોળના પરિણામે અમારા વિચારો તેજ અમારો ધર્મ છે, " એ માનવું વધારે શોભાસ્પદ છે. આ લેખના પ્રારંભમાં આટલી લાંબી પ્રસ્તાવના કરવાનો હેતુ માત્ર વધી ગએલી ભેદબુદ્ધિ જ છે, અને વર્તમાનકાળના કેટલાએક અનનુકરણીય પ્રસંગો છે.

પૂર્વકાળમાં એક એવો ઉત્તમ પ્રવાહ પ્રચલિત હતો, કે તે કાળમાં ગમે તે વિદ્વાન્ ગમે તે સિદ્ધાંત અથવા પોતાના વિચારોને પુસ્તક દ્વારા, અગર વચન દ્વારા જાહેર કરે તો, તે જો સંપ્રદાય વિરૂદ્ધ, શાસ્ત્ર વિરૂદ્ધ હોય એમ બીજા વિદ્વાનોને ખાત્રી થાય તો તેને માટે બે પ્રકારના માર્ગ સ્વીકારાતા હતા. એક તો લોકોની સમજણ માટે તેવા વિચારોનું શાસ્ત્રાધારે સપ્રમાણ યુક્તિપુરઃસર ખંડન કરી અને સત્ય શું છે તે દર્શાવતા હતા. બીજો માર્ગ એ હતો કે, વિદ્વાનોની સભા કરી, અધ્યક્ષ નીમી, સામસામા પોતાના કથનને સિદ્ધ કરવા, સપ્રમાણ વિવાદ કરતા હતા, અને તેને અંતે નિર્ણય થાય તે સત્ય મનાતો હતો. હાલમાં આ બે માર્ગનો આદર કરવામાં પ્રાયશઃ મંદતા જોવામાં આવે છે. એક વાર ધારો કે અમુક સંપ્રદાયની અથવા અમુક વ્યક્તિઓની સાચી ભૂલ હોય, તેમનું કથન શાસ્ત્રવિરૂદ્ધ હોય, તો પણ તેને અમુક ગાલિપ્રદાન આપી નિરક્ષરોના સમુહોને ઉશ્કેરી, આ સમજાવી, સાંપ્રદાયિક શિક્ષા કરાવવા પ્રયત્ન સેવવો ઉચિત નથી, કેમકે તેને લઇને તટસ્થો શંકાશીલ રહે છે, અને સત્ય જાહેરમાં આવતું નથી, તેમજ નિર્ણય થતો નથી. આવા પ્રવાહમાં કેટલાએકો પોતાના દ્વેષની સફલતા કરવા માટે–યથાર્થ લેખકો અને સત્યવક્તાઓને દબાવવા માટે પોતાની પ્રપંચજાળમાં નિરક્ષરોને ફસાવી, ફોસલાવી, અયોગ્ય

ચર્ચા ઉભી કરે, અને તેથી સત્યને સત્યનો ન્યાય તુરત ન મળી શકે, અને અસત્યનો પ્રવાદ વિસ્તાર પામે, એ સંભવિત છે. આવી પ્રવૃત્તિમાં સત્યાંશ હો અથવા અસત્યાંશ હો, પણ તે પ્રવૃત્તિના પ્રવર્તકોમાં બાયલાપણું છે, એમ સિદ્ધ થાય છે. આવું વર્તમાનકાળનું વહન, અમુક અંશે દ્રષ્ટિપથે પડે છે, બીજી તરફ પ્રમાણ કસોટીએ કસાયેલી વાર્તા માત્ર સ્વીકારવી, એ પ્રઘોષ આધુનિક વિદ્વાનો તરફથી થઇ રહ્યો છે; આવા દ્વિધા વર્તનવાળા જમાનામાં સત્ય બતાવતા પહેલાં કેટલુંક લખવાની આવશ્યકતા આ લેખકે સ્વીકારી છે, અને તેને અંગે જ શરૂઆતમાં કેટલુંક લખવું પડયું છે.

મૂળ વિષય જૈન છે, જે શબ્દ નિરૂપાધિક, અવિશિષ્ટ છે. જ્યાં અગર જેમાં આવું જૈનત્વ હોય તે પવિત્રાત્માનું અંતઃકરણ પણ નિરૂપાધિક અને અવિશિષ્ટ હોવું જોઇએ. એવા જૈનોનેજ જૈન તરીકે કહેવા એ સર્વથા ઉચિત છે. હાલમાં કેટલેક અંશે વિપરીત જોવામાં આવે છે. અમો જૈન છઇએ એમ કોઇ વ્યક્તિ તરફથી કહેવામાં આવે ત્યાં તરતજ શ્રોતા તરફથી પ્રશ્ન ઉભો થાય છે કે, તમો કેવા જૈન છો ? ત્યાં ઉત્તરમાં ઉપાધિ–વિશેષણનું પૂંછડું વળગાડી પોતે પોતાને ઓળખાવવા તૈયાર થાય છે કે, “ અમો અમુક જાતના જૈન છઇએ. ” આ સાધારણ દીલગીરીનો વિષય નથી! જૈન બનવું, જૈન તરીકે પોતાને ઓળખાંવવું, અને બીજા જૈનોથી જુદા

પરંતુ કે તે જૈન અનો નથી. જૈન શબ્દનો અર્થ એટલોજ થાય છે કે, " જીન–રાગદ્વેષ વિજેતાઓનો માર્ગ સ્વીકારનાર તે જૈન." જેના માર્ગમાં રાગદ્વેષ જીતવાનો મુખ્ય ઉદ્દેશ છે, અને જે માર્ગને સ્વીકારનારાઓમાં રાગદ્વેષની મંદતા ઉપલબ્ધ થતી જોઇએ, તેમાં એ તેનીજ વૃદ્ધિ નિહાળવામાં આવે, અને એકબીજા એકબીજાઓથી ભિન્ન બની, એકબીજાઓને પોતાના પ્રતિપક્ષી તરીકે ગણે, તો તેવાઓને નિરૂપાધિક જૈન શબ્દ લાગુ થઇ શકતો નથી. જ્યાં ઉપાધિ છે ત્યાં રાગદ્વેષ છે, જ્યાં રાગદ્વેષ છે ત્યાં સંસારવૃદ્ધિ છે, અને જ્યાં સંસાર વર્ધકતા રહેલી છે, ત્યાં ખરૂં જૈનત્વ ક્યાંથી હોઇ શકે? જૈન એ શબ્દ ધર્મનું વિશેષણ છે, એટલે જૈનધર્મ એવા અર્થનો જૈન શબ્દ બોધ કરે છે. ધર્મ એ કોઇપણ વિજાતિક વસ્તુ નથી, પણ અાંહી જૈનધર્મ એ શબ્દથી આત્મિકધર્મ સમજવાનો છે. જેટલે અંશે રાગદ્વેષ વિનિવૃત્તિ તેટલે અંશે મોહનો નાશ, અને મોહ સાથે તથાપ્રકારનાં અજ્ઞાનનો નાશ અને જ્ઞાનનો પ્રકાશ થાય છે. જે પ્રકાશ આત્માનો ધર્મ છે, તેવા ધર્મનો પ્રકટાવે અથવા તેવો ધર્મ જે પ્રાપ્ત કરે તેજ જૈન કહી શકાય. તેને માટે તીર્થંકરોએ આત્મગુણની સ્થિતિના પ્રકાશ ક્રમમાં ચૌદ સ્થાનક કરેલાં છે. જે સ્થાનકોને ગુણસ્થાનકના નામથી ઓળખાવેલ છે, તેવા ગુણસ્થાનકોને ક્રમશઃ પ્રાપ્ત કરવાં, અને આગળ વધવાં જવું તેને "ગુણસ્થાનક ક્રમારોહણ" કહેવામાં આવે છે. જૈન-

પણાની શરૂઆત ચતુર્થ ગુણુસ્થાનકથી થાય છે, અને આવા ગુણુસ્થાનક ચૌદ છે. જેનાં નામ નીચે મુજબ છે. (૧) મિથ્યાત્વ ગુણુસ્થાનક, (૨) સાસ્વાદન ગુણુસ્થાનક, (૩) મિશ્ર ગુણુસ્થાનક, (૪) અવિરતિ સમ્યક્દ્રષ્ટિ ગુણુસ્થાનક, (૫) દેશવિરતિ ગુણુસ્થાનક, (૬) પ્રમત્ત સંયત ગુણુસ્થાનક, (૭) અપ્રમત્ત બાદર ગુણુસ્થાનક, (૮) અપૂર્વકરણુ ગુણુસ્થાનક, (૯) અનિવૃત્ત બાદર ગુણુસ્થાનક, (૧૦) સૂક્ષ્મસંપરાય ગુણુસ્થાનક, (૧૧) ઉપશાંતમોહ ગુણુસ્થાનક, (૧૨) ક્ષીણુમોહ ગુણુસ્થાનક, (૧૩) સયોગિ કેવલિ ગુણુસ્થાનક, (૧૪) અયોગી કેવલિ ગુણુસ્થાનક.

ગુણુસ્થાનકની સ્થિતિનો આધાર જૈનોએ માનેલાં આઠ કર્મ અને તેના ભેદોનો ઉદય, સત્તા, તથા ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવો ઉપર રહે છે, જેનું સવિસ્તર વર્ણન કરવાનું આ સ્થળ નથી, કેમકે તેમ કરતાં લેખ-ગૌરવનો ભય રહે છે. માત્ર આંહી જૈન એજ હકીકત સમજાવવાની છે, તો પણ સામાન્યત: કેટલાંએક ગુણુસ્થાનકની સ્થિતિનું દિગ્દર્શન અર્થ માત્રથી કરાવીએ છીએ.

(૧) મિથ્યાત્વ-વસ્તુસ્થિતિના યથાર્થ જ્ઞાનના અભાવને લઇને જે અયથાર્થ શ્રદ્ધાન તેને મિથ્યાત્વ કહેવામાં આવે છે, કેમકે યથાર્થપણાની શ્રદ્ધા તથા જ્ઞાન એજ આત્માનો ગુણુ છે. પણુ તે ગુણુ મિથ્યાત્વમોહનીય નામે કર્મના આચ્છાદનથી વિભાવદશાને પામી ગએલો છે, જેથી અયથાર્થતાને ભજે છે,

જો કે તે વિભાવિક પણ આત્મિક ગુણ છે. તેથી તેને ગુણસ્થાનક કહેવામાં આવે છે.

આત્મા સાથે વળગેલા કર્મપરમાણુઓ ઉદયમાં હોય છે, તેને ઉદયિકભાવ કહેવામાં આવે છે, અને તેજ કર્મપુદ્ગલો ઉદયમાં હોય તેટલા ક્ષય થઈ જાય-ખરીજાય અને સત્તામાં રહેલાં કર્મપુદ્ગલો ઉદયમાં ન આવે, તેવી સ્થિતિને ઔપશમિકભાવ કહેવાય છે, અને ઉદયમાં આવેલાં કર્મપરમાણુઓના રસનો ક્ષય થઇ જવાથી, શુદ્ધ-નિર્મળ કર્મપરમાણુઓ આત્માથી જુદા પડેલા ન હોય એટલે આત્મા સાથે રહ્યા હોય, તે નિર્મળ કર્મપરમાણુદ્વારા આત્મશક્તિનો આવિર્ભાવ થએલો હોય, તેવી સ્થિતિને ક્ષાયોપશમિકભાવ કહેવામાં આવે છે, અને ઉદયમાં આવેલાં અમુક જાતનાં કર્મો સદંતર નાશ પામી જાય અને ફરીથી તેવાં કર્મપરમાણુઓને આવવાપણું ન રહે, તેવી દશાને ક્ષાયકભાવ કહે છે. આ ત્રણ પ્રકાર અમુક કર્મો અથવા અમુક કર્મોના ભેદોના સંબંધમાં હોઈ શકે છે.

ઉપર બતાવેલ ઔપશમિકભાવ બે સ્થિતિએ હોઇ શકે છે. એક તો અંતર મુહૂર્તકાળ સુધી સર્વથા મિથ્યાત્વના અવેદક જીવને ઔપશમિક સમ્યક્ત્વ થાય છે તે, અને બીજો ઉપશમ શ્રેણિ પ્રતિપન્ન જીવને મિથ્યાત્વનો ઉપશમ થતાં સ્વશ્રેણિગત ઔપશમિકસમ્યક્ત્વ થાય છે તે. આ બન્ને પ્રકારનો ઉપશમસમ્યક્ત્વ એ, બીજા ગુણસ્થાનક સાસ્વાદનની ઉત્પત્તિમાં મૂળ કારણ

છે. હવે જ્યારે શાન્ત થએલા મિથ્યાત્વ કર્મપુદ્‌ગલો પૈકી ક્રોધ, માન, માયા, લોભ, એ ચારમાંથી એકપણ જ્યારે ઉદયમાં આવી જાય છે, ત્યારે ઔપશમિકરૂપ ગિરિશીખરથી પડતાં, મિથ્યાત્વરૂપ ભૂતળને પ્રાપ્ત થતાં પહેલાં એક સમયથી લઇને છ આવલિકા કાળ સુધી જીવ જે હદે અટકે છે, તેને સાસ્વાદન ગુણસ્થાનક કહેવામાં આવે છે. જેમ એક માણુસે દુધપાક અગર ખાસુદ્દીનું ભોજન કરેલ હોય, અને તેને પાછી ઉલટી થઇ જાય તે વખતે મુખમાં ફરીથી જમેલા ભોજનનો સ્વાદ આવે છે, તેની માફક તે પતિત જીવને પૂર્વકાળમાં અનુભવેલ ઔપશમિક શાન્તિનો આસ્વાદ માત્ર રહી જાય છે તે કારણથી તેને સાસ્વાદન કહેવામાં આવે છે.

( ૩ ) મિશ્રગુણુસ્થાનક—જે જીવ સમકાળે મિથ્યાત્વ, સમ્યક્ત્વ બન્નેના એકત્ર મળવાથી મિશ્રભાવમાં વર્તે છે, તે જીવ મિશ્રગુણુસ્થાનકસ્થ કહેવાય છે. મિશ્રપણું જે છે તે બન્નેના મેળાપનું એક જાત્યંતર રૂપ છે. જેમ ગર્ધભ અને અશ્વ બન્નેથી ઉત્પન્ન થએલ ખચ્ચર ત્રીજી જાતી કહેવાય છે, તેમજ દહીં અને ખાંડ મળવાથી શ્રીખંડનો એક વિલક્ષણુ સ્વાદ થઇ જાય છે, જેને ખાટું પણુ ન કહી શકાય, તેમ મીઠું પણુ કહી ન શકાય, આવી દશા મિશ્રગુણુસ્થાનકવર્તિ જીવની હોય છે. તે સત્ય અસત્ય, યોગ્યાયોગ્યની તુલના કરતો નથી, કરવાની

ઇચ્છા થતી નથી, સર્વને માને, સ્વીકારે, એટલે કે દરેક ધર્મોના તત્વો દરેક ધર્મોની ક્રિયાઓ એકબીજાથી વિભિન્ન છતાં સર્વને માન આપે, જેને વર્તમાનકાળમાં લોકો પંચપીરીયાના નામથી બોલાવે છે.

( ૪ ) ચતુર્થગુણસ્થાનકવર્તિ જીવની, ઉપર લખવામાં આવેલ છે તે પ્રમાણે, ઉપશમસમ્યક્ત્વ, ક્ષયોપશમસમ્યક્ત્વ, અને ક્ષાયકસમ્યક્ત્વ એ ત્રણ પ્રકારના સમ્યક્ત્વયુક્ત સ્થિતિ ચતુર્થગુણસ્થાનકમાં હોય છે. આંહી ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયક એ ત્રણે ભાવ મિથ્યાત્વ મોહની કર્મ અને તેના ભેદો સંબંધી છે, એમ સમજવાનું છે. ઉપશમ ઇત્વરકાલિક અને ક્ષયોપશમ તથા ક્ષાયિક દીર્ઘકાલિક છે. આ ગુણસ્થાનકથી જૈનત્વપણું પ્રકટે છે. મિથ્યાત્વમળના અસદ્ભાવે, આત્મિકશક્તિ નિર્મળ હોઈ યથાર્થ જ્ઞાનવડે કરી વસ્તુસ્થિતિના સ્વરૂપને સમજી શકે છે. સમ્યક્દષ્ટિ એજ અર્થ સૂચવે છે કે યથાર્થદષ્ટિ. જે વસ્તુ, જે જીવ, જે જીવની ક્રિયા અથવા તો જે કર્મના ઉદયથી સુખદુ:ખ લાભ હાનિનું થવું, વગેરે અમુક અમુક કર્મના સદ્ભાવને લઇને છે, એમ જ્યારે સમ્યક્દષ્ટિપણાને લઇને સમજાય છે, ત્યારે તે જીવ ત્યાં નિમિત્ત કારણોના ઉપર રાગદ્વેષ કરતો નથી. દાખલા તરીકે એક માણસે ગાળ દીધી, બીજાએ સ્તુતિ કરી, એક માણસ હણવા તૈયાર થયો, બીજાએ રક્ષણ કર્યું. એકે ઘરમાંથી ચોરી કરી,

બીજાએ તે ચોરીનું ધન મેળવી પાછું સોંપ્યું. એવીજ રીતે સંયોગ વિયોગ વગેરે જે જે નિમિત્તોથી થતા હોય, તે નિમિત્તો તેમાં કારણભૂત છે, એમ ન માનતાં, આ બધો એ કર્મપ્રવાદ છે. જો મારાં તથાપ્રકારના કર્મો ન હોય તો આવા જીવોને જુદી જુદી રીતે જુદું જુદું કરવાનું મારા માટે મન શાનું થાય ? એમને તેમ કરવાની પ્રેરણા થઇ, અથવા એમનામાં જે ઇચ્છા થઇ તેમાં મારાં શુભ અશુભ કર્મ મૂળ કારણરૂપ છે, તો પછી આ નિમિત્ત કારણો ઉપર મારે રાગ કરવો અગર દ્વેષ કરવો તે નકામો છે, કારણ કે તેઓ જેનાથી કરે છે તે મારાં કર્મો છે. રાગદ્વેષ કરૂં અગર તેવાં કર્મોથી દુર થવા પ્રયત્ન કરૂં અગર શુભ કર્મ ઉપાર્જવા પ્રયત્ન સેવું, એ બધું મારૂં મારા માટે મારાથીજ થતું અને થવાનું કર્તવ્ય છે. આવિ સ્થિતિમાં સમ્યક્દૃષ્ટિ જીવ વર્તતો હોવાથી રાગદ્વેષને મંદ કરે છે તેથી તેજ ખરો જૈન કહેવાય છે.

જેઓ જૈનપણાનું અભિમાન પોતામાં ધરાવતાં છતાં એકબીજા ઉપર વેર વિરોધ ઉભા કરે છે અને રાખે છે, અમુક વ્યક્તિએ મારૂં આ બધુંએ બગાડયું માટે તે મારો કટ્ટો શત્રુ છે, આણે મારૂં ભલું કર્યું તે મારો મિત્ર છે; દ્રવ્યની પ્રાપ્તિથી અને પુત્રના જન્મથી પરમાનંદ માનવો અને તેમ તે બન્નેના જવાથી પોક મુકવી, દીલગીર થવું, હાય પીટ

કરવી, વેરી સાથે વેર લેવું, પ્રાણાંત સુધી પ્રયત્નો યોજવા, અને જો પોતાનું ચાલી શકે તો તેને દુનિયાપાર કરતાં મનમાં આંચકો ન ખાવો, ધર્મના નામથી ઝઘડા ઉભા કરવા, અને તે નિમિત્તે હજારો રૂપીઆનો લડાઇઓમાં ધુમાડો કરવો, એ વગેરે મલીન ધિક્કારવા લાયક પ્રવૃત્તિ સેવવી, અને અમો જૈન છીએ એમ દુનિયામાં છાતી ઠોકીને પોતાને ઓળખાવવું, એ શરમાવા જેવું નહિં તો બીજું શું ? વર્તમાન કાળમાં એટલે સુધી અનુભવી પુરૂષો અનુભવી શકયા છે કે, કેટલાએક મિથ્યાભિમાનીઓના માનની ક્ષતિ કોઇ વ્યક્તિ તરફથી કે સમુદાય તરફથી શકારણ કરવામાં આવી હશે તો તેનું વેર લેવા ખાતર, ધાર્મિક કાર્યની ક્ષતિના ભોગે પણ પોતાની વાત કેમ રાખવી, એજ કરવામાં જેમનું જીવન પુરૂં થતું જોવામાં આવે છે, તેવાઓ પોતાને માત્ર જૈનના નામથી ન ચલાવી લેતાં, જૈનોના અને જૈનશાસનના નેતા બની બેસે છે, અને અમારા ઉપર જૈનશાસનનો આધાર છે, અમો જૈનશાસનના સ્તંભ છીએ, એમ પોતે પોતાનામાં માની લે છે, તેમજ હાજીઆઓ તેમને તે વિષયમાં અગ્રગણ્ય ગણવા તૈયાર થાય છે. આ બધા જૈનો નથી પણ ખુલ્લે ખુલ્લી રીતે કહેવું જોઇએ કે તેઓ જૈનાભાસો છે. જો કે સમ્યકત્વવાન્ જૈન, પ્રમાદયોગે કદાચિત્ કષાયવશ બની ભૂલ કરે છે, પણ તે તરત જ પોતે પોતાથી અથવા બીજાથી જ્યારે પોતાની ભૂલને ભૂલ તરીકે સમજે કે તરત તે સંબંધી

પશ્ચાત્તાપ સાથે **મિથ્યા દુષ્કૃત** દઈ પોતાની ભૂલથી પોતે શુદ્ધ થાય છે, જે **મિથ્યા દુષ્કૃત** ને વર્તમાનકાલીય જૈનોએ એક સાધારણ ઉપહાસ્યરૂપે બનાવી દીધું છે. વ્યવહાર યા પરંપરાથી ચાલી આવેલી પ્રણાલિકા સાચવવા **મિથ્યા દુષ્કૃત** એક બીજાને આપશે, છતાં હૃદયગત કલુષિતતાને વિસ્મરી જશે નહિ. બીજે દિવસે બલ્કે તેજ દીવસે તે ક્રિયામાં મુકતાં પણ અટકશે નહિ. આવા જૈનો ખરી રીતે જૈન શબ્દને અને પવિત્ર વીતરાગના માર્ગને લાંછન લગાડનારા છે; એટલુંજ નહિ પણ બીજી રીતે કહીએ તો વગોવનારા છે, અન્યની દ્રષ્ટિમાં ઉચ્ચમાં ઉચ્ચ જૈન ધર્મને હલકો પાડનારા છે. આવા જૈનોથી જૈનપણું જળવાય છે એમ કહેવા કરતાં જૈનપણાનો વિલોપ થાય છે એમ કહેવું વધારે સારૂં છે. અનેક ફીરકા અનેક ભેદો જૈનના નામથી જો જન્મ પામ્યા હોય તો તે આવા જૈનોને આભારી છે. જ્યાં ખરૂં જૈનપણું છે, અને જેઓ ખરા જૈનો છે એટલે કે જેઓની સમ્યક્ દ્રષ્ટિ છે ત્યાં ફીરકા કે ભેદ એ શબ્દની ગંધ જ ન હોય એ સ્વાભાવિક છે. આવું જૈનપણું જે છે તે આત્મિક ગુણ છે, અને તેવો આત્મિક ગુણ જે આત્મામાં પ્રકાશ પામ્યો હોય, તેનું જ વર્તન યથાર્થ અને ઉચ્ચ પ્રકારનું અંશે અથવા સર્વથા હોઈ શકે છે. જેટલે અંશે પોતે પોતાનું વર્તન ઉચ્ચ સ્થિતિમાં રાખી શકતા નથી, તેટલે અંશે તેવા પોતાના અસદ્

વર્તનને નિન્દે છે, ધિક્કારે છે, અસત્ માને છે અને તેના ત્યાગને માટે ભાવના ભાવે છે. સર્વથા સદ્વર્તન સેવનારાઓ અપ્રમત્ત રહેવા આતુર—જાગૃત રહેવા પ્રયત્નશીલ રહે છે, અને તેથી જ અંશ સદ્વર્તનની સ્થિતિ પંચમ ગુણસ્થાનકવર્તિ જીવને હોઇ શકે છે, અને સર્વથા સદ્વર્તનવાળા જીવની સ્થિતિ છઠા ગુણ-સ્થાનકમાં હોઈ શકે છે અને તેમાં જેટલે અંશે અપ્રમત્તતાનું પરિશીલન તેટલે અંશે સપ્તમ ગુણસ્થાનકની દિશાનું વહન હોઈ શકે છે. એટલે છઠો સાતમો ગુણસ્થાનક એક જીવને કહી શકાય છે. આ ઉપરથી સ્ફુટ કરી સમજવાનું કે જેઓ શ્રાવ-કના દ્વાદશ વ્રતને પાળનારા, સામાયક, પ્રતિક્રમણ, જિનપૂજા-તીર્થયાત્રા વગેરે સુકૃતોને સેવનારા હોય તે પંચમ ગુણસ્થાનક-વર્તિ કહેવાય. અને જેઓ સર્વથા સંસારત્યાગી નિર્વધ માર્ગમાં વર્તનારા પરમ યોગિ જે મુનિવરો હોય છે તે છઠા અને સાતમા ગુણસ્થાનકવર્તી કહેવાય છે. પાંચમા છઠા અને સાતમા ગુણસ્થાનક સુધી પહોંચવું, તે જેણે ચતુર્થ સ્થાન સિદ્ધ કરેલ હોય, તેજ પહોંચી શકે છે, અને તેથી જ દરેક સ્થળે જ્ઞાની પુરૂષોએ ભાર મુકીને સમ્યક્ત્વની પ્રધાનતા લખેલ છે. તત્વા-ર્થમાં શરૂઆતમાં એવું સૂત્ર છે કે सम्यग्दर्शन ज्ञान चारित्राणि-मोक्षमार्गः આંહી પણ સમ્યગ્ દર્શન અને સમ્યગ્ દ્રષ્ટિપણું પ્રથમ સ્વીકારેલું છે અને જે સમ્યગ્દ્રષ્ટિ હોય તેનું જ જ્ઞાન

સમ્યક્ જ્ઞાન હોઈ શકે છે. સમ્યક્ જ્ઞાનીનું જ ચરિત્ર–વર્તન યથાર્થ બની શકે છે, તેથી ઉપરોક્ત સૂત્ર સુંઠુ કથેલ છે. અન્યત્ર પણ તેવાજ લેખો દ્રષ્ટિગોચર પડે છે. જેમકે ભાષામાં જુદા જુદા કવિઓએ લખ્યું છે કે, "સમ્યકત્વ વિનાની ક્રિયા તે આંક વિનાના મીડાં છે, તેમજ સમકિત વિણ ચારિત્ર નહીં" **ज्ञानक्रियाभ्यां मोक्षः** એ કારિકા પણ સમ્યક્ત્વનેજ અગ્રપદ અર્પે છે. કેમકે અમે લખી ગયા છીએ કે સમ્યક્ત્વ વિના સમ્યક્જ્ઞાન હોઈ શકે નહિ; ને જ્ઞાનક્રિયાથી મોક્ષ કહેવામાં આવ્યો તે જ્ઞાન સમ્યક્ત્વ પછીનું જ ગ્રહણ કરવાનું છે, અને તેવી જ્ઞાનયુક્ત ક્રિયા મોક્ષ સાધક નીવડે તો તે વાસ્તવિક છે. વસ્તુતઃ ખુલ્લી રીતે અનેક શાસ્ત્રાવલોકનને અંતે અને વિચાર-પરિણામને અંતે, એ સિદ્ધ થાય છે કે યથાર્થ દ્રષ્ટિ પહેલી હોવી જોઇએ. યથાર્થ દ્રષ્ટિના પાયા ઉપરજ તે પછીના ગુણસ્થાનકોની ઇમારતનું ચણતર રચાયેલું છે, અને તપ, જપ, ક્રિયા અનુષ્ઠાન વગેરેની સફળતા પણ સમ્યક્ત્વપ્રાપ્તિ અનંતરજ હોઈ શકે છે. સકામ નિર્જરા એટલે મોક્ષને અનુકૂળ ઉપયોગ સહિત કર્મ નિર્જરા સમ્યકત્વવાનની ક્રિયામાં જ રહેલ છે. સિવાય જ્યાંસુધી સમ્યકત્વ રત્ન પ્રાપ્ત થયું નથી, ત્યાંસુધી ધાર્મિક પ્રવૃત્તિઓ માત્ર કાયક્લેશ વગેરે લાભ આપનાર છે, અને અકામ નિર્જરા તેનાથી થાય છે, અને તેવા જૈનો ખરા

જૈનો તરીકે સર્વજ્ઞની દ્રષ્ટિએ કહી શકાય નહિ. ખરા જૈનોમાં બાહ્યાડંબર ઓછો હોય, કેમકે તેઓ આત્મહિત તરફ પોતાનું લક્ષ વિશેષ રાખે છે, અને અભિમાનાદિકને અંતઃકરણથી ધિક્કારે છે, જ્યારે નામના જૈનોમાં બાહ્યાડંબરને વિશેષ માન અપાય છે, મનાકાંક્ષિપણું પણ તેઓમાં ઉગ્ર હોય છે, અને તે-વાઓને પોતાના માનની ક્ષતિમાં ઘણું લાગી આવે છે, જેથી કૃત્ય અકૃત્ય, ધર્માધર્મ, પાપપૂન્ય-નિરપેક્ષ બની પોતાના માનને ખાતર ગમે તે કરવા તૈયાર થાય છે. આવા જૈનો જૈનો નથી પણ સંસાર પરિભ્રમણને લાયક પામર પ્રાણી છે; પછી તે શ્રાવક નામધારક હો કે સાધુ નામધારક હો, ગમે તે હો. પણ સમ્યકત્વની ખામી મારામાં છે, એવા વિચારથી પોતાનું હૃદય પારખ્યું નથી, પોતાની સ્થિતિ ઓળખી નથી, તેવાઓ બાહ્ય પ્રવૃત્તિથી પોતામાં સાધુ શ્રાવકપણાની પૂર્ણતા માની આગળ વધતાં અટકે છે. અધુરાઓથી મનાઇ ગએલી પૂર્ણતા અધુરા-પણા માટે છે. હાલમાં સભાઓથી, મંડળોથી, મંડળીઓથી, અને સંસ્થાઓથી થતા સુધારા જે જૈનધર્મની ઉન્નતિનાં કારણો છે, એમ માનવામાં આવે છે તે ભલે, બાહ્ય વ્યવહારની અમ-ર્યાદામાંથી મર્યાદામાં લાવવા સમર્થ થાય પણ જૈનત્વ તો કર્મમલને ( મિથ્યાત્વને ) દુર કર્યા વિના નવતત્વનું યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના અને તેમાં યથાર્થ શ્રદ્ધા થયા વિના આવ-

વાનું નથી. નવતત્વને અંતે જ લખ્યું છે કે, जीवाइ नव पयत्थे जो जाणइ तस्स होइ सम्मत्तं। એટલે જીવાદિક નવ પદાર્થને જે જાણે તેને-સમ્યક્ત્વવાન્ કહેવો. એટલે કે નવતત્વની ગાથાઓ મુખપાઠ કરવી, તેના અર્થ ભણી જઇ, "અમો નવતત્વ શીખ્યા છીએ" એમ માનવું, અગર બોલવું તે જ્યાંસુધી તે નવતત્વથી થએલું જ્ઞાન પોતામાં પોતામય નથી, એટલે હું જીવ છું, આ જીવ છે, આ પાપ છે, આ પુન્ય છે, આ બંધ છે, આ આશ્રવ છે; વિગેરે પોતામાં નવતત્વમાંથી કયાં કયાં ઉપલબ્ધ છે, પોતે કઇ પરિસીમામાં વર્તે છે, એવો ખ્યાલ નથી, એવું મનન નથી, ત્યાંસુધી નવતત્વનું જે જ્ઞાન છે તે "ચંદન ભારવાહી ગર્દભવત્" છે. શાસ્ત્રોમાં સ્થળે, સ્થળે શ્રાવકોના વર્ણનમાં જીવાજીવાદિક નવ પદાર્થનાં જાણ, એવા વિશેષણો પૂર્વ શ્રાવકોને માટે વાંચવામાં આવે છે. હાલમાં જુગારી પણ જૈન, અત્યાચાર સેવનાર પણ જૈન, વ્યાપારમાં અનેક જાતના મૃષાવાદના ટોપલા ઉપાડનારા પણ જૈન, ચોરી કરનારા પણ જૈન, કોમમાં, સંઘમાં, જ્ઞાતિમાં, કુટુંબમાં, મિત્રોમાં કલહ જગાડનાર પણ જૈન, વિશ્વાસઘાત કરનાર પણ જૈન, એમ જૈનોના ઓઘેઓઘ ઉભરાઇ નીકળ્યા છે. વળી જેઓ કંઇ બે અક્ષરનું જ્ઞાન સંપાદન કરી, જ્ઞાનીઓમાં ખપનારા છે, તેઓમાં કેટલાએક ગચ્છાગ્રહી, મતાગ્રહી, અને સ્વમત સ્થાપનશૂરા

જોવામાં આવે છે. બીજાઓનો વિશ્વાસ પોતા ઉપર બેસાડી, ઘણી વખત તે વિશ્વાસનો ગેરઉપયોગ કરતા દેખાય છે. જાણવું, બોલવું, અને વર્તવું એ ત્રણે ગુણો એક સહસ્રમાંથી એક બેમાં જ ભાગ્યે દેખાવા સંભવ છે. અહિં કેટલાએક એમ કહેવા ઉઠશે કે, આવું જૈનપણું તો શોધવા અને પ્રાપ્ત કરવા જશું, અને તેવા જૈનોને જૈન-કહેવા એમ માનવા તૈયાર થશું તો તીર્થનો ઉચ્છેદ થઇ જશે. ત્યાં અમો યશોવિજયજી મહારાજના શબ્દો યાદ કરાવીએ છીએ. તે મહાત્મા લખી ગયા છે કે:—

तीर्थोच्छेदभिया हंताविशुद्धस्यैवचादरे ।
सूत्रक्रियाविलोपः स्याद् गतानुगतिकत्वतः ॥

ભાવાર્થ:—યશોવિજયજી મહારાજ દીલગીરી સાથે કહે છે કે, તીર્થ ઉચ્છેદના ભયથી અવિશુદ્ધ ( અયથાર્થ ) અનુષ્ઠાનના આદરમાં લોકો ગતાનુગતિકપણાથી સૂત્ર અને ક્રિયા બન્નેનો વિલોપ કરે છે.

વિવેચન—આ ઉપરથી યશોવિજયજી મહારાજ એમ કહેવા માગે છે કે, શાસ્ત્રોક્ત યથાર્થ શ્રદ્ધા પૂર્વક ઉપયોગ સહીત ક્રિયા કરવી જોઇએ. પણ તેવી ક્રિયા જેઓ નથી કરી શકતા તેઓ પોતાના બચાવમાં અને પોતાની યદ્દચ્છા પ્રવૃત્તિ ચલાવી લેવા માટે કહે છે કે, "આમ બધું યથાર્થ

કરવા જશું તો એવા દરેક ક્યાંથી નીકળી શકશે? અને તેમ થવાથી તીર્થનો ઉચ્છેદ થઇ જશે. મતલબ કે તેવા યથાર્થ શુદ્ધ ક્રિયા કરનાર સોમાંથી એક નીકળશે, તો તેમ થવાથી જૈન-ધર્મ વિચ્છેદને નહીં પામે કે? પણ જેવી તેવી ક્રિયા કરીને અને જેમ તેમ કરીને પણ જૈનધર્મને તો અમે જાળવી રાખ્યો છે!" આમ કહેનારાઓને યશોવિજય મહારાજ કહે છે કે, તમો આવી રીતે ગતાનુગતિક એટલે દેખાદેખીથી પ્રવૃત્તિ કરનારાઓ શાસ્ત્ર અને શાસ્ત્રોક્ત ક્રિયા, એ બન્નેનો નાશ કરો છો. વળી આગળ વધતાં તેજ પરમયોગી ઠપકો દેતાં કહે છે કે:—

धर्मोद्यतेन कर्त्तव्यं कृतं बहुभिरेव चेत् ।
तदा मिथ्यादृशां धर्मो न त्याज्यः स्यात् कदाचन ॥

**ભાવાર્થ:**—ઘણાઓએ જે કર્યો હોય તે ધર્મ ઉદ્યમ વડે કરીને કરવો એમ જો કહેશો તો મિથ્યાદૃષ્ટિઓનો ધર્મ કોઇ કાળે મુકી શકાશે નહિ.

**વિવેચન**—કેટલાએક મૂર્ખાઓ એમ કહેવા તૈયાર થશે કે ઘણાઓ જે કરતા હોય તેમ કરવું. એમ બોલનારા-ઓને યશોવિજયજી મહારાજ સમજાવે છે કે આ સમજણ તમારી ભૂલ ભરેલી છે. જો તમારો સિદ્ધાંત અને માનવું એમ હોય કે ઘણાઓ જે કરે તે કરવું; તો જ્ઞાનીઓથી અજ્ઞાનીઓ ઘણા છે, સમજુથી મૂર્ખ ઘણા છે, સમ્યક્‌દૃષ્ટિ ( યથાર્થ દૃષ્ટિ )

વાળાથી મિથ્યાદૃષ્ટિ-અયથાર્થ દ્રષ્ટિવાળા ઘણા છે, તો તમારી માન્યતા મુજબ ઘણાઓનું માનવું સ્વીકારવા જતાં સત્ય અને યથાર્થ કોઇ કાલે પ્રાપ્ત કરી શકીશું નહિ. માટે તેમ ન માનતાં જે સત્ય અને યથાર્થ હોય, થોડા પણ સમજુ પુરૂષો જે કરતા હોય તે પ્રમાણેજ વર્તવું એ શ્રેષ્ઠ છે, નહિંતો તમારી પ્રવૃત્તિ નીચે બતાવેલા શ્લોકમાં વર્ણવેલી હકિકત મુજબ ગણાશેઃ—

तस्माद् गतानुगत्या यत् क्रियते सूत्रवर्जितम्।
ओघतो लोकतो वातदननुष्ठानमेव हि ॥
अकामनिर्जरां गत्वं कायक्लेशादि नोदितम् ।
सकामनिर्जरा तु स्यात् सोपयोगप्रवृत्तितः ॥

ભાવાર્થ—માટે ગતાનુગતિકપણાએ કરી શાસ્ત્રોના નિયમોને દૂર મુકી ઓઘસંજ્ઞા અથવા તો લોકસંજ્ઞાથી જે અનુષ્ઠાન કરવામાં આવે તે અનુષ્ઠાન નથી પણ અનનુષ્ઠાન છે. આવા અનુષ્ઠાનથી કાય કલેશાદિક થવાથી ઉપયોગ વિનાની ક્રિયાને લઇને અને શરિરાદિકને કષ્ટ આપવાથી અકામ નિર્જરા થાય. પણ સકામ નિર્જરા તો શાસ્ત્રયુક્ત ઉપયોગ સહીત જે ક્રિયા કરવામાં આવે તેનાથીજ થાય છે.

વિવેચન—લોકો શું કરે છે તેની પરવા વિના, શાસ્ત્રોમાં શું લખે છે તેની દરકાર કર્યા વિના, ગુરૂ શું ઉપદેશે છે, તેની

તઃકરણની શુદ્ધિ માટે જ્યાંસુધી બેપરવાઈ ભરેલી પ્રવૃત્તિ કરવામાં આવે છે, ત્યાંસુધી તેવા જૈનોને ભાવજૈનપણું પ્રાપ્ત થવું દુર્લભ છે. સમ્યક્ત્વની માફક અંતઃકરણની શુદ્ધિ પણ શરૂઆતનું એક ઉત્તમ સાધન છે. તેને માટે પણ યશોવિજયજી મહારાજ લખે છે કેઃ—

**उचितमाचरणं शुभमिच्छतां प्रथमतो मनसः खलु शोधनम् ।**
**गदवतां ह्यकृते मलशोधने कमुपयोगमुपैतु रसायनम् ॥**

**ભાવાર્થઃ**—ઉત્તમ અને યોગ્ય આચરણને ઇચ્છનારાઓએ પહેલાં મન શુદ્ધ કરવું જોઇએ. (મન શુદ્ધ કર્યા વિના ઉત્તમ અને યોગ્ય આચરણ આચરી શકાતાં નથી.) રોગીને મળ શુદ્ધિ કર્યા વિના રસાયણનો ઉપચાર ઉપયોગી થતો નથી.

**વિવેચનઃ**—અંતઃકરણની શુદ્ધિ માટેજ દરેક ધર્મક્રિયા છે, તેમ અંતઃકરણ શુદ્ધિથીજ દરેક ધર્મક્રિયા કરવી તે ઉત્તમ છે, એમ ઉભય રીતે સમજવાનું છે. પણ ઉભય સમજણની સ્થિતિથી એજ સિદ્ધ થાય છે કે, જો ધર્મ ક્રિયા કરતા મનઃશુદ્ધિ કરી શકાય તોજ તે ધર્મક્રિયા કરી ઉચિત ગણાય, અને આ ક્રિયા હું મારા અંતઃકરણની અશુભ ભાવના દૂર થવા માટે તેમજ શુભ ભાવના પ્રાપ્ત કરવા માટે કરૂં છું, એમ ક્રિયાકર્તાનો ઉદ્દેશ અંતઃકરણમાં હોવો જોઈએ. ઉદ્દેશ પવિત્ર હોવાથી તેવા ઉદ્દેશવાળાનું મન એ એક

રીતે પવિત્ર મન કહેવાય છે. અહીં દષ્ટાંત આપે છે કે કોઇપણ રોગીની રેચકાદિથી મળ શુદ્ધિ કર્યા વિના વૈદ્ય ગમે તેવી રસાયન ખવરાવે તે નિરૂપયોગી છે. મતલબ કે પ્રથમ મળશુદ્ધિ કરીને પછી જો એને રસાયણાદિક આપવામાં આવે તો તે રોગનો નાશ કરે અને પુષ્ટિને આપે. એમ શુભ આચરણ, શુભ પ્રવૃત્તિ મનઃશુદ્ધિથીજ સાર્થક છે.

વર્તમાન કાળના જૈનો પૈકી ઘણા જૈનો પોતે પોતાની જાત માટે પોતાના અંતઃકરણને પૂછશે અને પોતાની જીંદગી દરમ્યાન કરેલી સામાયક, દેવપૂજા, તીર્થયાત્રા વગેરેનો સરવાળો મૂકશે અને તેના પરિણામે માનસિક શુદ્ધિની સફળતા કેટલી મેળવી, એ તપાસશે તો બાળ અવસ્થામાં જે દશા હતી તેજ યૌવનાવસ્થામાં અને યૌવનાવસ્થામાં જે સ્થિતિ હતી તેજ વૃદ્ધાવસ્થામાં પોતાનાં અંતઃકરણમાં પ્રાયઃ કરીને નિહાળશે. જીવનનો ઘણો ભાગ શુભ ક્રિયાઓમાં નિર્ગમન કર્યા છતાં, અંતઃકરણ જેવું અને તેવું રહ્યું, મલિનતા દૂર ગઇ નહીં, કુવાસના ખસી નહીં, અત્યાચાર ભુલાયા નહિ, ક્રોધાદિક મંદ પડ્યા નહિ, વેરવિરોધને તિલાંજલિ અપાઇ નહિં, ધન ધાન્ય પુત્ર પૌત્રાદિક કુટુંબ ઉપરથી મૂર્છા મંદ પડી નહીં, સ્વશરીરની હાજતોમાં અને ઇન્દ્રિય વ્યાપારમાં ઔદાસીન્ય આવ્યું નહિં, તો પછી કરેલી શુભ ક્રિયાઓથી મેળવ્યું શું ? મમતા તૃષ્ણા-

ની વૃદ્ધિ કરે છે, અને તૃષ્ણાવશવર્તિ જીવ રાગ-દ્વેષમાં વીંટળાઇ અનેક અનર્થો સેવે છે. તેવા જીવો પ્રાયશઃ ધર્મપરાંઙ્મુખ બની જાય છે. શ્રાવક હો વા સાધુ હો, પણ મમતા ત્યાગ અથવા મમતાની નિર્બળતા જ્યાંસુધી કરી નથી, ત્યાંસુધી તેઓ ઉચ્ચ સ્થિતિએ ચડી શક્તા નથી, બલ્કે પ્રાપ્ત થએલ સ્થિતિથી પતિત થવાને પાત્ર થાય છે. મમતાના સંબંધમાં પણ યશોવિજયજી મહારાજ નીચે મુજબ બોધે છે:—

निर्ममस्यैव वैराग्यं स्थिरत्वमवगाहते ।
परित्यजेत्ततः प्राज्ञो ममतामत्यनर्थदाम् ॥
विषयैः किं परित्यक्तैर्जागर्ति ममता यदि ।
त्यागात्कंचुकमात्रस्य भुजंगो नहि निर्विषः ॥
कष्टेन हि गुणग्रामं प्रगुणी कुरुते मुनिः ।
ममता राक्षसी सर्वं भक्षयत्येकहेलया ॥

ભાવાર્થ—નિર્મમત્વમાંજ વૈરાગ્ય સ્થિરતાને પામે છે, માટે ડાહ્યા પુરૂષો એ અત્યંત અનર્થને આપનાર મમતાને છોડી દે છે. જો હૃદયમાં મમતા જાગ્રત છે તો વિષયો છોડી દેવાથી શું? કારણ કંચુક માત્રનો ત્યાગ કરવાથી સર્પ નિર્વિષ થતો નથી. મુનિઓ અનેક પવિત્ર ક્રિયાઓના કષ્ટે કરીને ગુણના સમુદાયને એકઠા કરે છે, પણ મમતા રાક્ષસી તે સર્વ ગુણસમુહને સહજમાં ભક્ષણ કરી જાય છે.

વિવેચન-મમતા અનેક અનર્થને આપનારી છે. કેમકે તેની વૃદ્ધિ વટબીજની માફક મહા અનેક પ્રપંચની કલ્પનાને વધારી દે છે, અને મમતા વ્યાધિ પ્રતિક્ષણે વધતાં જ્યારે વિશેષ વૃદ્ધિંગત થઇ જાય છે, ત્યારે તે છેદવી દુઃશક્ય થઇ પડે છે. મમતાવાન્ મનુષ્ય પાપનો ભય રાખ્યા વિના આરંભની પ્રવૃત્તિમાં નિઃશંકપણે વર્તે છે. ધનલોભી મનુષ્યો, ઘણાઓએ વાંચ્યું અને સાંભળ્યું હશે, કે સગા પુત્રનું ખુન કરતાં આંચકો ખાતા નથી. મમતાંધ, જે નથી તેને દેખે છે, અને જાત્યંધ, જે છે તેને નથી દેખતો; આવો મમતાંધમાં અને જાત્યંધમાં મોટો ભેદ છે. પુત્ર, સ્ત્રી, માતપિતા વિગેરેમાં જે ગુણ ન હોય તે મમતાંધો મમતાને લઇને દેખે છે, એટલે તેઓ જે નથી તેને દેખે છે; આવી રીતે અનેક અનર્થોને જન્મ આપનારી મમતા જ્યાં હોય, ત્યાં વૈરાગ્ય સંભવે નહિ. તેથી પ્રાજ્ઞપુરૂષો પોતામાં વૈરાગ્યને સ્થિર રાખવા મમતાનો ત્યાગ કરે છે. પાંચે ઇંદ્રિયના વિષયનો ત્યાગ કરો, માતાપિતા, કુટુંબ, પરિવાર ત્યજી વનવાસમાં જઇ ગવ્હર-ગુફાઓમાં ધ્યાન ધરો, સૂર્ય સન્મુખ એક પગે ઉભા રહી આતાપના લ્યો, ગમે તે કષ્ટ કરો, ગમે તે ત્યાગો, પણ હૃદયમાંથી મમતા જ્યાંસુધી ગઇ નથી, ત્યાંસુધી તે બધું છાર ઉપર લીંપણ કરવા જેવું છે. એટલે બાહ્ય ત્યાગથી ત્યાગીપણું પ્રાપ્ત થઇ શકતું નથી. દાખલા તરીકે કાંચળી કાઢવાથી સર્પ નિર્વિષ બની શક્તો નથી. મહાન્ મુનિઓ કે જેમણે અનેક કષ્ટો

સેવી, અનેક ગુણો પોતામાં પ્રાપ્ત કર્યા હોય, તેવા પુરૂષોમાં પણ જ્યારે મમતા પ્રાપ્ત થાય છે, ત્યારે તે મમતાના લોભથી પ્રાપ્ત કરેલા ગુણો ક્ષણમાં તેઓમાંથી નાશ પામી જાય છે. મમતા ક્યાંથી અને શાથી પેદા થાય છે તેને માટે અમુક નિયમ નથી.કારણ-કે ગમે તે સ્થળમાં ગમે તે વિષયમાં મમતા પોતે પોતાનો દેખાવ દે છે, અને જગતના જીવોને છેતરે છે. પુત્ર ત્યજ્યા અને શિષ્ય ઉપર મમતા થઈ, ઘર મુકી અનગાર બન્યા ત્યાં ઉપાશ્રયના દેશમાં મમતા જાગ્રત થઈ. ધન મુક્યું ત્યાં પુસ્તકોના સ્વરૂપે મમતાએ દેખાવ આપ્યો. આ બધું યે સચવાયું તો છેવટ સ્વ-મતાગ્રહ રૂપે મમતાએ પોતાનો વેશ ભજવ્યો. આમ અનેકધા અનેક વિષયમાં મમતા સબળોને નિર્બળ બ-નાવે છે. એક સાદી અને નાનામાં નાની ચીજ જેને આપણે નકામી માનતા હોઇએ, તેમાંથી પણ મમતા જન્મ પામે છે. તેને માટે એક દાખલો છે કે, કોઈ તપસ્વી હતો અને તે માત્ર એકજ લંગોટી મર્યાદા માટે રાખતો હતો. એક વખત તેના મનમાં સામાન્યત: એવી સ્ફુરણા થઈ કે એકથી બીજી લંગોટી હોય તો અનુકૂળતા ઠીક થઇ પડે. આ ઉપરથી એકની બે લં-ગોટી થઈ. ત્યાર પછી તે લંગોટીને સુકવા માટે સ્થળ નિર્માણ કર્યું. સ્થળમાં ઉંદરો લંગોટી કાપવા માંડ્યા. એટલે બિલાડી રાખવાનું મન થયું. બિલાડીને બચ્ચાં થયાં તો તેને દુગ્ધપાન કરાવવા તે મહાતપસ્વીએ ગાય રાખી, તેમાંથી વાછડા

થયા એટલે ચોરીચાટી કરવા લાગ્યા; રાજાની જમીન વિના આજ્ઞાએ ખેડવાથી ગુન્હેગાર ઠર્યા, કેદ પકડાયા, રાજ્ય તરફથી શિક્ષા મળી કે આખો દીવસ વાંસા ઉપર પથ્થર મુકી તડકામાં ઉભો રાખવો. મહાત્માની તરતજ તે પ્રમાણે સ્થિતિ કરવામાં આવી, ત્યારે તે વખતે મહાત્માને વિચાર થયો કે મારી આ દશા કરનાર આ લંગોટી છે. જો એકની બે લંગોટી ન કરી હોત તો હું આ સ્થિતિએ પહોંચત નહિ. કહેવાનું તાત્પર્ય એ છે કે, એક સાધારણ ચીજમાં મમતા પોતાનું સામ્રાજ્ય કેવી રીતે વધારે છે તે આવા દૃષ્ટાંતોથી સમજી, તેથી વિમુખ કેમ રહેવું એ તરફ વિશેષ લક્ષ રાખવાની જરૂર છે. ત્યાગીઓ માટે જ્યારે આવી ફીકર રહે છે તો પછી ગૃહસ્થાશ્રમમાં રહેનારાઓ કે જેઓ બહારથી એટલે વ્યવહારથી ભલે અમુક જાતના વ્રતો કે નિયમો સ્વીકારે, પણ તેઓએ એટલું ખાસ યાદ રાખવું જોઇએ કે, જ્યાંસુધી હૃદયમાંથી મમતા તૃષ્ણા મંદ થઇ નથી, તથા તે મંદ કરવા પ્રયત્ન સેવાયો નથી ત્યાંસુધી તેઓ ઉચ્ચ કોટિએ કદી પણ ચડી શકવાને અધિકારી બનવાના નથી. આ દરેક હકિકત ઉપરથી એમ સમજવાને સબળ કારણ મળે છે કે, ક્રિયાજૈનો કરતાં વિચારજૈનો તેજ ખરા અને શ્રેષ્ઠ જૈન કહી શકાય. વિચાર અને ક્રિયા બન્ને પક્ષે જેઓમાં જૈનતા ઉદ્ભવી છે, તેઓને શ્રેષ્ઠતમ જૈન તરીકે માની શકાય. પણ વિચારજૈનપણા વિના ક્રિયાજૈનો માત્ર નામના જૈન છે.

એમ ઘણા ભાગે માનવું પડશે, અને તેથી જ કેટલાએક ઠેકાણે લખેલું છે, કે મેરૂ પર્વત જેટલા ઓઘા મુહપત્તિ કેટલાએક જીવોએ કર્યા છે તો પણ તેઓ પાર પામી શકયા નથી.

(૧) વિચારજૈન (૨) ક્રિયાજૈન (૩) વિચાર ક્રિયા જૈનઃ એમ ત્રણ જાતના જૈન કહેવાય. તેવાં પાત્રો પૂર્વ કાળમાં કોણ કોણ હતાં તે તરફ આપણે આપણું લક્ષ ખેંચીએ. શ્રેણિક અને કૃષ્ણ વાસુદેવ જેવા રાજાઓ માત્ર વિચારજૈન હતા, અને તેઓએ ક્ષાયક સમ્યકત્વ પ્રાપ્ત કરેલ હતું. તેઓ માત્ર સમ્યકત્વના પ્રભાવે તીર્થંકર નામ કર્મ બાંધવા ભાગ્યશાળી થયા છે. માત્ર ક્રિયાજૈનમાં કેટલાએક અભવી–દુર્ભવિ તથા મિથ્યાદ્દષ્ટિ ગણવા પડશે. વિચારક્રિયાજૈનમાં આનંદ, કામદેવ, વગેરે પવિત્ર શ્રાવકોને ગણવા જોશે, કેમકે તેઓ સમ્યકત્વવાન્ હતા અને શુદ્ધ ક્રિયા કરનાર પણ હતા. મુનિ-ઓનો સમાવેશ પણ આજ ભેદમાં આવી જાય છે, કેમકે તે-ઓમાં પણ વિચાર ક્રિયા સાથે જૈનપણું હોય છે, અને તથા પ્રકારના ગુણ વિના માત્ર વેષધારીનો સમાવેશ, વસ્તુતઃ ક્રિયા જૈનોમાં પણ હોઇ શકતો નથી. કારણ કે તેવા વેષ વિડં-બકો ક્રિયામાં પણ અવ્યવસ્થિત હોય છે, અને તેથી તેઓને માટે નીચેનું વાકય લાગુ પડે છે કે, “ હોળીનો રાજા રે ગુણ વિ-નાનો સંયમી રે. ”

ક્રિયાજૈનો માટે માત્ર એટલો અપવાદ સ્વીકારવો પડશે કે જેઓ પોતે સરળ છે અને વિચારજૈનોના આશ્રિત બની જેઓ ક્રિયા કરનારા છે, એટલે કે પોતામાં તથાપ્રકારની અજ્ઞાનતા છતાં, તથાપ્રકારના જ્ઞાનીઓના કહ્યા મુજબ તદનુયાયિ બની ક્રિયા કરે છે, તેમને જૈનપણામાંથી બાતલ કરવા જોઈતા નથી.

હાલમાં રૂઢ પરંપરાથી મૂર્ખ સમુહોમાં અને અર્ધદગ્ધોના સમુહોમાં એમ સુદૃઢ મનાઇ ગયું છે કે કોઈ પણ જૈન નામધારક હોય તેને અમુક જાતની ક્રિયા તો કરવી જ જોઇએ. જો કોઇ જાતની ક્રિયા ન કરે તો તે જૈન નહીં કહેવાય. કોઇ વિચારજૈન તેમને કહે કે હું જૈન છું તો તેવાને હાલના જૈનમાનીઓ હસી કાઢશે, ધિક્કારશે અને જૈન કહેવાને આંચકો ખાશે, એટલું જ નહિ પણ "તું જૈન નથી, જૈન હો તો અમો જેમ કરીએ છીએ તેમ તું કેમ કરતો નથી?" એમ બોલી દેવાને પણ તૈયાર થશે. આવી માન્યતાથી જૈનધર્મનો અમુક જ્ઞાતિએ જાણે ઇજારો લીધો હોય એમ મનાઇ ગયું છે. ત્યાં કોઇ મુસલમાન, પારસી, કે અંગ્રેજ અગર યાહુદી પોતાના અંતઃકરણમાં જૈનતત્ત્વોની સુદૃઢ છાપ પડવાથી જૈનના તત્ત્વો સત્ય અને તે પણ યથાર્થ સત્ય છે એમ માનતા હોય, તે તત્ત્વો ઉપર તેમને સંપૂર્ણ શ્રદ્ધા હોય, પણ કેટલાએક સંજોગોને લઇને, અથવા તો જ્ઞાતિના કારણને લઇને તેઓ જૈનધર્મની બાહ્યક્રિયા ન

કરી શકતા હોય, કંઈ ત્યાગ ન કરી શકતા હોય, તો તેવાઓને જૈન ન કહેવા, એમ હાલના જૈનો એકી અવાજે ઘણા ભાગે કહેવા તૈયાર થશે. અફસોસ! કે એવાઓએ વિચારની વિશુદ્ધિને ગૌણ ગણી, અને બાહ્ય વ્યવહારને મુખ્ય ગણ્યો છે. જો કે ઘણા ભાગે જેઓમાં વિચાર જૈનતા પ્રકટે તેનો વ્યવહાર ક્રમશઃ પવિત્ર થવો જોઇએ, પણ ધારો કે તેમ કરવા તે અસમર્થ નીવડ્યો તેથી તે જૈન કોટિમાં ન ગણાય, એમ જે કહેવું, અગર માનવું તે તદ્દન ભૂલભરેલું છે. જ્ઞાન જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ અથવા ક્ષયથી થાય છે. શ્રદ્ધા (યથાર્થ શ્રદ્ધા) સમકિત (સમ્યકત્વ) મોહનીયકર્મના ક્ષયોપશમથી અથવા ક્ષયથી કે ઉપશમથી પ્રકટે છે. અને ત્યાગવૃત્તિ ચારિત્ર મોહનીયકર્મના ક્ષયોપશમ અગર ક્ષયથી પ્રાપ્ત થાય છે. આમ કર્મો જેમ એક બીજા ગુણોને આચ્છાદન કરવામાં ભિન્ન ભિન્ન છે, તેમ તે ગુણના પ્રકાશ કરવામાં તે ગુણનો અભાવ પણ ભિન્ન ભિન્ન રીતે કારણભૂત છે. કોઇએ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કર્યો તો તેને માત્ર જ્ઞાન જ પ્રાપ્ત થાય છે. પણ સમ્યકત્વના અભાવે, અયથાર્થતા હોવાથી અજ્ઞાનના નામથી ઓળખવો પડે છે. સમ્યકત્વ મિથ્યા મોહનીય કર્મના ક્ષયોપશમ, ક્ષાયક અથવા ઉપશમપણાથી થાય છે, તો કોઇમાં માત્ર શ્રદ્ધા હોઇ શકે, કોઈમાં જ્ઞાન અને શ્રદ્ધા બન્ને હોઇ શકે, અને કોઈમાં ચારિત્ર સાથે ચારિત્રમોહનીય કર્મનો ક્ષયોપશમ હોય તો ત્રણે પણ હોઇ શકે, એટલે કે કોઈ પણ જાતનો એમાં

નિયમ જ્યાં નથી ત્યાં અમુક સ્થિતિવાળાને જ જૈનો કહેવા એ માની લેવું તે પોતાનું ડહાપણ નહીં તો બીજું શું ?

ચતુર્થ ગુણસ્થાનકથી ક્રમશઃ પાંચમા-છઠ્ઠા ગુણસ્થાનક સુધી અતિરૌદ્રધ્યાનની મંદતા થાય છે, અને ધર્મધ્યાનની શ્રેષ્ટતા વધતી જાય છે. જો કે ગુણસ્થાનકની હકિકત લખતાં ચૌદે ગુણસ્થાનકનાં નામ આપેલ છે, કે જેથી હવે પછીના ગુણસ્થાકના સ્વરૂપનું દિગ્દર્શન પણ કરવું જોઇએ, એમ વાચકવૃન્દને લાગશે, અને વસ્તુતઃ તે સત્ય છે, પણ અમારો આ વિષય જૈનનો છે, એટલે કે જૈનોના નામથી વર્તમાન કાળમાં વર્તતા જૈનો પોતામાં જૈનપણું માની આગળ વધતા કેમ અટકે છે, જૈનપણું પ્રાપ્ત કરવું એ કેટલું દુર્લભ અને દુર્ઘટ છે, તેજ બતાવવાનો આ લેખનો ઉદ્દેશ છે. જ્યારે આપણામાં અધુરાશ મનાશે, ત્યારેજ લઘુતા પ્રાપ્ત થશે, અને લઘુતા અનુત્પન્ન ગુણોને પોતામાં ઉત્પન્ન કરશે, તેમજ તેવા ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્નશીળ બનવા માટે, તથાપ્રકારના અભ્યાસ તરફ લક્ષ ખેંચશે. વર્તમાનકાળમાં સરળ હૃદયના જૈનો હસ્તી ધરાવે છે, જેઓ માત્ર તથાપ્રકારના જ્ઞાનના અભાવે ઉપદેશ અગર સંગત જે તરફ ઘસડી જાય છે તે તરફ તેઓ સત્યતા માની ઘસડાય છે. તેવા અવાસિત સરળ હૃદયવાળાઓને માટે આ લેખ ઉપયોગી થઇ પડે, તેઓ એમ સમજતાં શીખે કે, જૈનપણું પ્રાપ્ત કરવાને માટે

આપણે આ દિશા સ્વીકારવી જોઇએ, જેઓએ ઘણું વાંચ્યું છે, ઘણું જાણ્યું છે, તેઓને માટે આ લેખ લખવાનો ઉદ્દેશ નથી. લેખક પોતે પણ પોતામાં તથાપ્રકારનો સદ્ભાવ થયો છે, એમ માનવાનું અભિમાન ધરાવતો નથી. પણ સત્ય શું છે, તે જાણવું અગર જણાવવું, એ સર્વમાન્ય સિદ્ધાંતને માટે કોઈથી ના કહી શકાય તેમ નથી, કેમકે તથાપ્રકારની સ્થિતિ નહી પ્રાપ્ત કરેલ અનધિકારીઓનો અધિકાર જ નથી, એમ માનવાનું નથી. સત્ય એવી ચીજ છે, કે જે સર્વને પ્રિયજ હોય છે, અને તેની પ્રશંસા ગમે તે સ્થિતિમાં રહેલા માણસથી થયા વિના રહેતી નથી. તમો જોઇ શકશો કે નાટકમાં નાટકકારક પાત્રો અનેક જાતના નાટકો ભજવે છે, પ્રેક્ષકો અનેક હેતુથી ત્યાં પ્રેક્ષક તરીકે પોતાની હાજરી આપે છે, તેઓમાં કંઈ દરેક ગુણગ્રાહી હોતા નથી, તેમ સદ્વર્તનવાળા દરેક હોય તેવો નિયમ હોતો નથી. છતાં પણ જ્યારે સીતા અને રામચંદ્રજીનો નાટક ભજવાતો હોય છે, તેમાં રાવણ સીતાને હરી જઇ અશોકવાટિકામાં રાખી પોતે પ્રેમભિક્ષા માગે છે, અને સીતા તે વખતે રાવણનો તિરસ્કાર કરે છે, તે વખતના દેખાવની અસર જેઓ રાવણની સ્થિતિમાં મુકાય તેવા હોય તેવા પ્રેક્ષકો ઉપર પણ થાય છે, અને તેઓ સીતાની સ્તુતિ કરવા અને રાવણને ધિક્કારવા તૈયાર થઇ જાય છે, એટલે કે તેઓના મનમાં તે વખતે તેવીજ અસર થઇ જાય છે. ભર્તૃહરીના નાટકમાં પીંગલા પ્રપંચ કરી ભર્તૃહરીને છેતરે

છે, અને તેનું પોકળ જ્યારે જાહેરમાં આવે છે, ત્યારે તે વખતે એકી અવાજે પ્રેક્ષકો પીંગળાને ધિક્કારવા તૈયાર થાય છે, અને ભર્તૃહરી તરફ દયાજનક સ્થિતિએ જોવા આતુર બને છે. આવી રીતે અનેક નાટકોમાં પ્રેક્ષકોના મનની સ્થિતિ ઘણા ભાગે નીતિના પાત્ર તરફજ આકર્ષાય છે, અને તેઓ અનીતિના પાત્રને અપમાનની નજરથી જુએ છે. ભલેને પોતામાં તેની નીતિપાત્રતા ન હોય છતાં, નીતિ સર્વપ્રિય હોવાથી અનીતિના પાત્રોને પણ નીતિ પ્રિય જ લાગે છે. તેમ આ લેખમાં યથાર્થ જૈનતા પ્રાપ્ત થઈ છે એમ પોતે પોતામાં માનતો નથી, પણ યથાર્થ જૈનતા ઉત્તમ અને શ્રેષ્ઠ છે તેની આવશ્યકતા છે, તેની જરૂર છે, તે વિના મોક્ષ નિકટવર્તિ કોઇ કાળે બની શકાય તેમ નથી, આત્મહિત અને સંસાર પરિભ્રમણનો છેડો યથાર્થ જૈનતા પ્રાપ્ત થયેથી જ થશે એમ લેખક સમજે છે; લેખકને તે પ્રિયકર છે, તેથી જે કંઇ હૃદયમાં સ્ફુર્યું છે, તે આ લેખ રૂપે લખાયું છે. એટલે બીજી રીતે જો કહીએ તો લેખકે પોતે પોતામાં યથાર્થ જૈનપણું પ્રાપ્ત કરવાને આ લેખદ્વારા એકાન્તની ભાવના ભાવેલી છે, તે ભાવના પોતાને માટે અને વાંચકો માટે સફળ થાઓ એમ ઇચ્છી વિરમે છે.

# અહિંસા પરમોધર્મઃ

અહિંસા પરમોધર્મઃ એ વાક્ય સર્વ સાધારણ હિંદુ પ્રજામાં પ્રચલિત થઈ પડયું છે. તે સંબંધમાં અનેક વક્તાઓ અને લેખકો તરફથી જુદી જુદી કક્ષાએ અનેકવાર ચર્ચા ચલાવાયેલી છે અને ચલાવાય છે એટલે મથાળું વાંચતાં જ કેટલાએક વાંચનારાઓને આ લેખ ઉપેક્ષારૂપ થઈ પડે તો તેમાં નવી નવાઇ નથી. લખનારાઓ અને બોલનારાઓ ઉત્તમ વિષયને ઘણીવાર પોતાના ઇચ્છક વિચાર અનુસારે અવલંબે છે. તેથી બને છે એવું કે ઘણીવાર વિશાળ અને ગંભીર વિષય એક સાંકડા સ્વરૂપમાં મુકાઇ જાય છે. અહિંસા પરમોધર્મઃ એ પવિત્ર વાકયને સર્વે ભલેને સૂત્રરૂપે સ્વિકારતા હોય પણ તેની વ્યાખ્યા તો યથારૂચિ જ કરવામાં આવે છે. જો કે આ નિયમ આ લેખને પણ અમુક કક્ષાએ લાગુ પડે છે, તોપણ બનતાં સુધી સત્ અને હૃદયમાં જે સમજાયું છે તે વાંચકો સમક્ષ રજુ કરવામાં આવે છે. એટલે કે જે કાંઈ વિચારો દર્શાવવામાં આવશે તે નીડરપણે જ બતાવવામાં આવશે. વાંચકોને રૂચે તેવું જ લખવું એ એક જાતની પરાધીનતા છે. કેટલાએક એમ વદે છે કે જમાનાને અનુસરતું લખાણ હોવું જોઇએ અને તેથી ઘણીવાર જમાનાનો અર્થ પણ મરજી મુજબ સ્વીકારાય છે. તો પછી પોતાના હૃદયમાં જે વિચારોની સ્ફુરણા થતી હોય તે

સ્ફુરણાનું કારણ ચાલતો જમાનો જ છે એમ શા માટે ન માનવું ? તેમજ અમુક વિષય વાંચનારાઓને રૂચીકર થવો જ જોઇએ એ પણ દુઃશક્ય છે. કેટલાએક જુની આંખે જોનારાઓ છે અને અમુક રૂઢ સંસ્કારોમાં ઉછરેલા હોય છે ત્યારે બીજા કેટલાએક આધુનિક કેળવણીથી જુદાજ તરંગોમાં રમે છે, જુદા જુદા દેશોના ઇતિહાસો તથા રીતરીવાજોથી સંકરજ્ઞાની બની જુદાજ પ્રકારે પોતાની ઇચ્છાઓ પ્રદર્શિત કરી રહ્યા છે. માટે લેખકે અને વકતાએ સ્વાપેક્ષા સ્વીકારી પરાપેક્ષા તરફ દુર્લક્ષ કરવું જોઇએ, અને જે કાંઈ સમજાતું હોય તે જન સમુહ આગળ રજુ કરી દેવું જોઇએ. પછી ઉહાપોહ કરવો એ વાંચનારાઓનું કામ છે.

## પૂર્વ કાલ.

આપણા જ્ઞાની મહર્ષિઓએ એક વાત પૂર્વકાળમાં એવી સરસ રીતે સમજેલી હોવી જોઇએ કે જે વાત અતિ દુરદેશીવાળી અને ટકાઉપણુભરેલી સમજાય છે. લોકોને કોઇ પણ રસ્તે જતાં અટકાવવા હોય અથવા કોઇ રસ્તા તરફ પ્રેરવા હોય તો ધર્મ, અધર્મ શબ્દ પ્રથમ ગ્રહણ કરવો પડે છે. પૂર્વના મહર્ષિઓએ એમ નક્કી જાણેલું હોવું જોઇએ કે ખેતીવાડીની અને દેશની તેમજ શરીર સંપત્તિની આબાદિનું કારણ ગાય છે. લોકો ગાયનું સંરક્ષણ કરતાં શીખે તેને માટે ગાયનું મહા-

ત્મ અનેક રીતે વર્ણવી એટલી બધી પરાકાષ્ટાએ પહોંચાડી દીધું કે તેના રક્ષણમાં ધર્મ અને વિનાશમાં પાપ સુદ્રઢ પણે મનાઇ ગયું, ત્યારે બીજી તરફ યવનો વિગેરેમાં ધર્મ દ્વેષ ઉત્પન્ન થયો જેથી તેઓ આર્યોની લાગણી કેમ દુઃખાય તેને માટે નિરર્થક—બીન જરૂરીઆત છતાં ગાયનો વધ કરવા મંડયા. સુવર ક્ષત્રીઓને વધ્ય સ્વીકારાયો. કારણ કે ખેતીવાડીને નુકશાન કર્તા સુવર અને મૃગ હોવાથી તેઓનો શિકાર કરવો એ રજપુતોનો ધર્મ મનાયો. બકરાંઓ અને ઘેટાઓની કુદરતી ઉત્પત્તિ વિશેષ હોય છે. તેમાં બકરી કિંચિત્ ઉપયોગી સમજાણી, અને બકરાઓ કાંઇપણ ઉપયોગનાં ન હોવાથી નિરૂપયોગી મનાણા. જેથી યજ્ઞાદિકમાં તેમને હોમવાં એ કર્ત્તવ્ય મનાણું. આપણે જોઇશું તો સમજાશે કે જે જાતની વિશેષ ઉત્પત્તિ હોય તે જાત હિંદુ મુસલમાન દરેકને સાધારણતઃ ભક્ષ્ય મનાય છે, તેવી સ્થિતિ બકરાઓ, કુકડાઓ, માછલાંઓ વિગેરેને માટે જોવામાં આવે છે. આ બધા વિધિ—પ્રતિષેધના નિયમો જૂદા જૂદા ધર્મવાળાઓ તરફથી ધર્મ, અધર્મના નામે સ્વીકારવામાં આવ્યા છે તેના બદલામાં જો તેવા જાનવરોથી ઐહિક ફાયદા કે ગેરફાયદા માત્ર સમજાવવામાં આવ્યા હોત તો તે વાત સર્વમાન્ય થઇ પડત. કલહ અને વિરોધના પ્રત્યાઘાતો જો થયા હોય તો તે એક બીજાના ધર્મદ્વેષને લઇને થએલા છે. એટલે કે પોતાના હિત તરફ પણ ત્યાં કેટલાએકની દ્રષ્ટિ

એંચાણી નથી. દાખલા તરીકે ખેતીવાડીની આબાદી ઉપર દેશની આબાદીનો આધાર છે, અને દેશની આબાદિ ઉપર રાજ તથા પ્રજાની આબાદીનો આધાર છે. હિંદુ અને મુસલમાનો બન્ને એમ તો સ્વીકારતા હોવાજ જોઇએ કે ગાયથી ઉત્પન્ન થએલા વાછરડાથી જ ખેતીની આબાદી છે. એમાં બે મત કોઇના પણ નજ હોઇ શકે. છતાં એક બીજાથી વિરોધી વર્તન દેખાય છે તે માત્ર ધર્મના નામથી જ છે.

આજ રીતે જૈન થીયરી તપાસીએ તો ઉંડા હેતુ તેમાં પણ તેવોજ માલુમ પડે છે. જૈનોએ હિંસાત્યાગને માટે બહુ સૂક્ષ્મ નિરૂપણ કરેલું છે. એટલે કે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિથી લઇને બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા અને પાંચ ઇંદ્રિયવાળા સુધી કોઇ પણ જીવ ન હણવાનો ઉલ્લેખ કરેલ છે. દુનિયામાં જેના વિના મનુષ્યજીવન ન ટકી શકે તેવા સાધનોનો પ્રતિષેધ જૈનોએ સ્વીકારેલ છે, પણ તેમાં બે પ્રકાર બતાવેલ છે. ગૃહસ્થો માટે (દેશત્યાગ) અને સાધુઓ માટે (સર્વત્યાગ). તો પણ દેશત્યાગીઓમાં તેટલી ન્યૂનતા સર્વથા ત્યાગના અભાવે માનેલી છે. આવી રીતે જૈનોએ કરેલ હિંસાના પ્રતિષેધમાં કુદરતના બંધારણને કાંઇક વ્યવહારિક અનુકૂળતા લાગે છે. જુઓ, પૃથ્વી અને પાણી તેમજ વનસ્પતિ અને ગરમી તેમજ પવનની સામગ્રીની અનુકૂળતા તેજ ખેતી-

વાડીને પૌષ્ટિક છે. જ્યાં જ્યાં વનસ્પતિનો વધારો ત્યાંજ વરસાદની વધારે વૃષ્ટિ થાય છે. હવે વનસ્પતિનો નાશ ન કરવો એમ જૈનોએ માનેલ છે, તો તે બહુજ ડહાપણભરેલું છે એમ સૌ કોઇને સ્વીકાર્યા વિના ચાલશે નહિ. પૃથ્વી અને પાણીને માટે પણ તેમજ સમજાય છે. કેમકે, પાણીની અને પૃથ્વીની આબાદી–પૃથ્વીમાં રહેલ રસકસનાં તત્ત્વો તેમ કરવાથી આબાદ રહે છે, અને તે ખેતીવાડીમાં પુષ્ટિ આપનારા થઇ પડે છે. એમ જુદી જુદી કક્ષાએ જુદા જુદા ધર્મના હિંસાના સંબંધમાં વિધિ પ્રતિષેધના ફરમાનોનું નિરીક્ષણ કરતાં ધર્મ શબ્દને અગ્રપદ ન આપીએ અને ઐહિક હિતકર સાર્વજનિક તે ફરમાનો છે કે નહિ એ કક્ષાએ વિચાર કરીએ, તો માનવાને સબળ કારણ મળે છે કે તે તે વિધિ પ્રતિષેધો ઐહિક લાભ પ્રદાતા છે. લોકોમાં જ્યારે ધર્મઝનુન વધતું જાય છે ત્યારે જ તેઓ ધર્માંધ બની એક બીજાના ધર્મની માન્યતા વિરૂદ્ધ, પોતાને જે વાત હિતકર હોય તે તરફ દુર્લક્ષ રાખી, પોતાના જ કલ્યાણકર ફરમાનો વિરૂદ્ધ ચાલવા પ્રયત્ન કરે છે. અર્ધદગ્ધો અને મૂર્ખોમાં તો ઘણા ભાગે એમજ સનાઇ ગયું છે કે બીજા ધર્મના નિયમોથી વિરૂદ્ધ ચાલવું એનુંજ નામ સ્વધર્મ પ્રતિપાલન છે. પોતાના ધર્મના શું નિયમો છે અને સ્વ–પર ઉપયોગી થાય તેવી રીતે તેનું પાલન કરવું તેજ ધર્મનિષ્ટા ગણાય એ સમજનારા બહુ થોડા દૃષ્ટિ-

માં પડે છે. પણ એક બીજાના ધર્મની લાગણી દુભાવવી, એટલે જેનો પ્રતિષેધ કર્યો, બીજાએ તે સ્વીકારવો એજ ધર્મ પણ છે, એવા અજ્ઞાને ઘણાં અણસમજુ વર્ગમાં ઉંડી જડ ઘાલી દીધી છે. દાખલા તરીકે હિંદુ અને ઇસ્લામી ધર્મવાળાના ઘણા નિયમો જોઈશું તો એકબીજાથી વિરોધી જ માલૂમ પડે. શે. હિંદુ ધર્મમાં પણ તેવીજ મૂર્ખાઇ ક્વચિત્ ક્વચિત્ જોવામાં આવે છે. જૈનોએ જ્યારે કંદમૂળ ભક્ષણ અને રાત્રિભોજનનો ત્યાગ સ્વીકાર્યો ત્યારે બીજા ધર્મબંધુઓએ ખાસ ઉપવાસમાં કંદમૂળજ ફલાહાર તરીકે સ્વિકાર્યાં, રાત્રિભોજન માટે પણ ખાસ રાત્રે જ જમવાનો નિયમ રાખ્યો, જેઓમાંના ઘણી વાર તે વાતને નિંદ્ય માને છે, છતાં પોતાની રૂઢી મૂકી શકતા નથી અને કેટલાએક જેઓ રાત્રિભોજનના અને કંદમૂળ ભક્ષણના ત્યાગી નિકળે છે, તેઓની તેજ ધર્મવાળા મશ્કરી કરે છે. આ મૂર્ખાઇ નહિ તો બીજું શું? દેવી પંથીઓએ જીવહિંસા દેવીને નિમિત્તે કરવામાં પાપ માન્યું નથી, તેઓ માંસનું ભક્ષણ કરે છે, મદિરાપાન કરે છે છતાં પોતાને ધર્મી કહેવરાવે છે. કેટલાએક ભૂદેવો વિજયાદશમીને દિવસે અજ્ઞાની રાજાઓને વચમાં રાખી પાડા મરાવે છે. બ્રાહ્મણો મરનાર પાડાની તે વખતે પૂજા કરાવે છે અને જે તરવાર પાડાની ગરદન ઉપર ફરવાની હોય છે તે તરવારની પૂજા પણ બ્રાહ્મણો જ કરાવે છે. દુનિયામાં હિંસાનો મોટામાં મોટો ફેલાવો જો થયો હોય તો તે બ્રાહ્મણોથી જ થએલો છે એમ કહેવા-

માં કાંઇ પણ આંચકો ખાવા જેવું નથી. યજ્ઞના નામે, દેવીપૂજનના નામે અને એવા બીજા કેટલાક ધર્મના બહાના હેઠળ જીવોને હણવાની કપોળકલ્પિત વાર્તાઓથી ભરેલાં પુરાણો રચવામાં આવ્યા અને તેનું શ્રવણ ભકતોની આગળ ભૂદેવો જ કરાવવા લાગ્યા. હાલમાં આપણે જોઇશું તો હલકામાં હલકી પણ હિંદુઓની જાતને બ્રાહ્મણ વિના ચાલતું નથી. મોચીઓના મોચી ગોર, ઢેડાઓના ઢેડગરૂડા, એમ કોલી, કુંભાર, ખારવા, ભોઈ અને છેવટ વાઘરી વગેરેને પણ બ્રાહ્મણ વિના ચાલતું નથી. બ્રાહ્મણો તેમના ગુરૂ ગણાય છે, તેઓના પૂજ્ય મનાય છે અને કાંઈ પણ દાન પૂન્ય કરવું હોય તો તે બ્રાહ્મણોને અર્પે છે. હવે જો બ્રાહ્મણોના હૃદયમાં દયા હોય અને તેઓ જો ચોક્કસ પોતાના મનમાં ધારે અને પોતે પોતાના સેવકોમાં જીવહિંસા પ્રતિષેધના ઉપદેશો ઠેકાણે ઠેકાણે દેવા માંડે તો હિંદુ કોમમાંથી હિંસા એ શબ્દ જડમૂળથી નીકળી જાય. અફસોસ એજ છે કે કેટલાએક ગુરૂઓ ગુરૂના નામે રાક્ષસોનું કામ કરી રહ્યા છે. દરિયાના પાણીને ખારૂ મટાડવા જેમ સાકરના ચુરણની મુઠીનો પ્રક્ષેપ નકામો છે, તેમ લાભશંકર લક્ષ્મીશંકર જેવા ગણ્યાગાંઠ્યા માણસો શું કરવાને સમર્થ છે ? માટે અહિંસા પરમોધર્મઃ એ પદને જયવંતુ, કીર્તિમાન્ અને સુશોભનીય બનાવવું હોય તો દરેક ધર્મના, ત્યાગી અગર સંસારી જેટલા ધર્મગુરૂઓ છે તેમને પહેલાં સુધારવા જોઇએ. આપણા ભોળા

લક્ષો પોતાના માતપિતાની સદ્‌ગતિ માટે અને કેટલાક પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય કરવા બ્રાહ્મણોની ચોરાસી જમાડે છે, જેમાં પૂર્વે કહેલા બ્રહ્મરાક્ષસો જમનારા હોય છે. તેવાઓને જમાડવાથી ધર્મને બદલે અધર્મની વૃદ્ધિ અને ધર્મનું નિકંદન થાય છે, તો તેવા પૈસાનો ગેરઉપયોગ ન કરતાં તેવા ધર્મગુરુઓને સુધારવામાં તે પૈસા વાપરવાની જરૂર છે. નિરંતર એવો નિયમ છે કે કાર્યનો પ્રત્યુપાય ન શોધતાં કારણનો પ્રત્યુપાય શોધવો જોઇએ; જીવહિંસા અટકાવવારૂપી કાર્ય માટે કયા કારણોથી જીવહિંસા વૃદ્ધિંગત થએલી જોવામાં આવે છે તે કારણો શોધી કાઢી તે કારણોના નાશના ઉપાયો યોજવાની જરૂર છે. લેખકે બે કારણો સમજાવ્યાં. એક તો ધર્મના નામે હિંસાનો આદર તે હિંસાની વૃદ્ધિનું કારણ છે, બીજું જેઓના ઉપર જનસમાજનો સુધરવાનો આધાર રહેલો છે અને જેઓ ધર્મગુરૂના બહાના હેઠળ લોકોના દ્રવ્યને લુંટી ખાય છે તેઓ જ જીવહિંસાની વૃદ્ધિનાં કારણ છે. કેટલાએક નિઃશુક, નિર્લજ, અહંકારી વિદ્વાનો છુટા છેડે એમ પણ કહેવા નીકળ્યા છે કે માંસ ભક્ષણ તે વેદવિહિત છે. કેટલાએકો એવી ગણત્રી કરે છે કે હિંદુસ્તાનમાં ૩૨ ક્રોડ માણસની વસ્તી છે અને તેઓ દરેક જો અન્નભક્ષી થાય તો હિંદુસ્તાનમાં ઉપજતું અનાજ તેટલાઓને પુરૂં થઇ શકેજ નહિ. આ ગણત્રી જો સાચી હોય તો હિંદુસ્તાનમાં ખેતીવાડી

કેમ વધે અને અનાજના પાકની વૃદ્ધિ કેમ થાય તેવા ઉપાયો હાથ ધરવાની જરૂર છે. આટલું તો ચોક્કસ છે કે માંસ ભક્ષણ હિંદુસ્તાનમાં બે કારણોથી વધ્યું છે. એક તો ધર્મના નામથી અને બીજું વચલા કાળમાં મોટા મોટા બાર બાર વર્ષના દુકાળો પડ્યા ને દુકાળમાં અનાજના અભાવે લોકો માંસભક્ષી થઈ ગએલા. જો માણસોને સહેલાઈથી અન્ન વધારે મળી શકતું હોય તો તેટલે અંશે માંસ ભક્ષણ ઓછું થતું જાય. પાશ્ચાત્ય દેશમાં હાલ જે અનાજનો ખોરાક વધી પડયો છે તેટલે અંશે ત્યાં માંસનો ખોરાક ઓછો થએલો હોવોજ જોઈએ એ કુદરતી છે. તેમ હિંદુસ્તાનમાં પણ જો મોટા જથ્થામાં અનાજની ઉત્પત્તિ થાતી હોય અને તે જો હિંદુસ્તાન વાસ્તેજ વપરાતી હોય તો તેટલે અંશે જીવહિંસા ઓછી થાય એ કુદરતનો સાધારણ નિયમ છે. જો કે આવી અમારી દલીલો કેટલાકોને હસી કાઢવા જેવી લાગશે પણ તેમાં તેઓજ ઉપહાસ્યને પાત્ર બને છે એમ દીર્ઘ વિચારે સમજુ વર્ગને સમજાશે. કારણ કે હાલમાં જીવદયા પાળવાના અને હિંસા અટકાવવાનાં જે જે કારણો શોધી કાઢવામાં આવેલાં છે તે એટલાં બધાં નિર્બળ અને ઇત્વર કાલીય છે કે જે લાંબા વખત સુધી ટકી શકે એમ નથી. લોકોમાં એક સાધારણ કહેવત છે કે:—"આંધળો લણે અને વાછડો ચાવે" તે મુજબ નવા નવા ઉપાયો શોધવા અને પછી તેમાં ફતેહમંદ ન નીવડતાં તેને મૂકી બીજે રસ્તે ગતિ

કરવી એવી સ્થિતિ હાલની જીવદયાની છે. હાલમાં ચોજાતા ઉપાયોમાં કેટલી નિર્બળતા છે તેનું દિગ્દર્શન કરીએ.

ગાયના રક્ષણ માટે ફક્ત આ સૈકામાં જેસલેર પોકારો ઉઠાવવામાં આવ્યા, સંખ્યાબંધ મંડળીઓ અને સંસ્થાઓ તેને માટે સ્થપાવા લાગી, દ્રવ્ય મેળવવા સ્થળે સ્થળે ગૌરક્ષણની પેટીઓ લટકતી જોવામાં આવવા લાગી, ક્વચિત્ ક્વચિત્ ગાયોના વધ પ્રસંગે કોર્ટોમાં કેસો ઉભા થવા માંડ્યા, આ બધું કરવા છતાં પાંજરાપોળોનો ભાર ઓછો થયો નહિં. ગૌરક્ષક મંડળીઓએ મહાભગીરથ પ્રયત્ને શું કર્યું તે જોઇએ તેવું જાહેરમાં આવ્યું નથી. જે ગાયો હણાતી હતી તેમાં વધારો થયો, કેમકે ઈસ્લામ ધર્મીઓ તેથી ઉશ્કેરાયા અને વધારે ગાયોનો વધ કરવા લાગ્યા. માત્ર ગાયોના બચાવ માટે જો વધારે આગળ પડતો ભાગ કોઇએ લીધો હોય તો તે વૈષ્ણવ સંપ્રદાયે લીધો છે અને જૈનો તો તેમાં સામેલ હોયજ એમાં કાંઇ નવાઇ જેવું નથી; પણ જે ઉદ્દેશથી આ પ્રયત્ન કરવામાં આવ્યો તે પ્રયત્ન સફળ થયો હોય એમ લાગતું નથી. બીજીરીતે પ્રાણી રક્ષણને માટે પાંજરાપોળો પણ આ સૈકામાં વધી પડી છે, જેમાં ઘણા ભાગે જૈનોજ આગળ પડતો ભાગ લેનારા હોય છે. જો કે પાંજરાપોળોમાં દરેક જાતનાં પશુ અને પંખીઓનો બચાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે છતાં જોઇએ તેવી રીતે પ્રાણી રક્ષણનો

ઉદ્દેશ સફળ થતો જોવામાં આવતો નથી, તેમ થતી હિંસા અને કપાતા જાનવરો અટકતા નથી. લાખોનો ખર્ચ થાય છે તેટલા પ્રમાણમાં તેનું ફળ જોવામાં આવતું નથી. તેનુ કારણુ માત્ર વ્યવસ્થાની ખામી, અને માત્ર પૈસાથીજ જીવો બચાવવાનો પ્રયત્ન છે. જો કે દ્રવ્યની દરેક સ્થળે જરૂર પડે છે, પણ સાથે સાથે સત્તા અને લાગવગ જે કામ કરે છે તે કામ માત્ર પૈસો કરી શકતો નથી. વેજીટેરિયનો કેવળ યુક્તિબળથી લોકોને માંસ ખાતા અટકાવવા લાગ્યા છે અને તેઓ તેમાં ફતેહમંદ થવા લાગ્યા છે. તેઓ જેટલું કરી શકયા છે તેટલું કાર્ય હિંદના જીવદયા પ્રતિપાલક ખાતાંઓ કરી શકયા નથી. પ્રયત્નો બે રીતે સફળ થઈ શકે; એક તો લોકો જે માંસાહારનું ભક્ષણ કરે છે તેથી શું નુકશાન અને શારીરિક ગેરફાયદાઓ છે, તે વૈદિક નિયમ પ્રમાણે લોકોને સમજાવવા જોઇએ, એટલે સેંકડો બલકે હજારો ઉપદેશકો ઠેકાણે ઠેકાણે ફરવા જોઇએ. હાલમાં જેટલી પાંજરાપોળો છે તે દરેક પાંજરાપોળવાળા તરફથી બે બે ચચ્ચાર ઉપદેશકો નિરંતર ફર્યા કરવા જોઇએ. ઉપદેશકો સદ્વર્તનવાળા અને લોકોના મનને આકર્ષણ કરી શકે તેમજ યુક્તિ પ્રયુક્તિથી શ્રોતાઓના મગજમાં પોતાના વિચારો ઠસાવી શકે તેવા હોવા જોઇએ; ચારચાર પાંચપાંચ ચોપડીઓ શીખેલા, ભાષા શુદ્ધિનું પણ જોઇએ તેવું જેમને જ્ઞાન નહિ એવા વીશવીશ બાવીશ બાવીશ વર્ષના જુવાનીઆઓ ચોરી કાઢેલા શબ્દોમાં

કેટલાએક બ્રાહ્મણો ભોળા લોકોને ભરમાવી લીલ પરણાવવાનો ઉપદેશ આપે છે, જેમાં વાછરડો અને વાછરડી પરણાવવામાં આવે છે. ઘણા ખરા બ્રાહ્મણો વાછરડી પોતાને ઘેર લઇ જાય છે અને વાછરડાને ત્રિશુળનો ડામ દઈ છુટો મુકી દેવામાં આવે છે, જે વાછરડા કાયદાસર બીનવારસ ગણાય છે અને ઘણીવાર તેઓ કોઇના ખેતરમાં જ્યારે કાંઇ નુકશાન કરે છે ત્યારે ક્રોધને વશ થઇ ક્ષેત્રરક્ષક તે વાછરડાઓને એવા નિર્દયપણે હણે છે કે જેથી ઘણાઓના પ્રાણનો પણ નાશ થઇ જાય છે. દર વરસે આવા સંખ્યાબંધ વાછરડાઓને ખેતીનાકીથી નકામા કરવામાં આવે છે. આશ્ચર્ય એ થાય છે કે વાછરડીનું દુધ ખાવું બ્રાહ્મણોને કલ્પે અને વાછરડા કામે ન આવે? આ રહસ્ય કંઇ સમજાતું નથી, મુસલમાની રાજ્ય હિંદુસ્તાનમાં થયા પછી હિંદુઓની લાગણી દુખવવા ઘણી રીતે તેઓ ગૌવધ વિગેરે હિંસાઓ કરવા મંડ્યા અને તેથીજ ઉશ્કેરાઇને હિંદુઓએ આ પાંજરાપોળ વિગેરેની પ્રથા પ્રવર્ત્તાવેલી હોવી જોઇએ. કેમકે પૂર્વકાળમાં આવી સંસ્થાઓ ન હતી એ ઇતિહાસથી સાબિત થાય છે. હવે આપણે સમજવું જોઇએ કે પહેલા કરતાં માંસાહારીઓ હાલમાં વધ્યા છે કે ઘટ્યા છે? મુસલમાનોને બાદ કરીએ તો હિંદુઓ માટે આપણે એમ કહેવું જોઇએ કે પહેલાં કરતાં હાલમાં માંસાહારી ઘટ્યા છે. કેમકે કેટલીક કોમો જ્ઞાતિબંધનથી જ સ્વતઃ માંસ ત્યાગી છે અને જેઓની સંખ્યા મોટા પ્રમાણમાં છે. પહેલાં તેવા-

આમાં કોઈપણ વિધિ પ્રતિષેધનો પ્રતિબંધ ન હતો એક કાર્યની ઉપેક્ષા બીજાઓ તરફથી જ્યારે કરવામાં આવે છે ત્યારે તે કાર્ય નિર્માલ્યપ્રાય: ગણાય છે. અને તેથી કાર્યકર્ત્તાઓનું લક્ષ તે તરફ વિશેષ ખેંચાતું નથી. આવી સ્થિતિ પૂર્વકાળમાં હતી. પાછળથી જ્યારે કેટલાકોનું તે તરફ ધ્યાન ખેંચાવા માંડયું ત્યારે બીજાઓ તેને કિંમતી ગણી વિશેષતર પ્રવૃત્તિ તેમાં કરવા લાગ્યા. આ હકીકત ઉપદેશથી સુધરી શકે તેવી નથી અને તેવો ઉપદેશ આપવો એ જોખમ ભરેલું પગલું છે, માટે સ્વત: લોકોના વિચારોજ ફરવા જોઈએ. છેવટે અતિ પ્રવૃત્તિને છેડે નિવૃત્તિ કુદરત લાવ્યા વિના રહેશે નહિ.

દુનિયાનો એવો એક સાધારણ નિયમ છે કે વધારે સગવડતા જ્યારે લોકોને મળવા લાગે છે ત્યારે લોકો તે સગવડતાનો સદ્‌ઉપયોગ ન કરતાં ગેર ઉપયોગ વધારે કરે છે. દાખલા તરિકે પ્રાયમસના ચૂલા વખતના બચાવને માટે શોધાયા પણ હવે તે ચૂલાઓનો ઉપયોગ મોજમજા એટલે દિવસમાં ત્રણ ચાર વખત ચાહ, કાફી પીવાને માટે વધારે થાય છે. હુક્કાની ઉપાધી ટાળવાને માટે બીડીઓ વાપરવા લાગ્યા અને તેથી લોકો હાલતાં ચાલતાં ક્ષણે ક્ષણે બીડી પીનારા થયા. રેલવે જરૂરના પ્રવાસીઓને તાકીદે પહોંચાડવા માટે થઈ, તો કેટલાએક ધનશત્રુઓ નકામા રેલ્વે દ્વારા મોજમજાજ કરવા લાગ્યા.

આમ સુગવડતા પ્રમાદ-આળસને માટે વધતા ગયાં તે મુજબ જેમ જેમ ઇન્દ્રિયાનાં સાધનો વધતાં ગયા તેમ તેમ લોકો જીવરક્ષા કરવા તરફ આળસુ અને પ્રમાદી બનતા ગયા. જે વખતે મુસલમાની રાજ્ય હતું અને જોરજુલમથી હિંદુઓને વટલાવી મુસલમાન બનાવવામાં આવતા તે વખતમાં મુસલમાનો સામા ટકી રહેવા હિંદુઓમાં શૌર્ય પણ હતું અને તેથી તેઓ ઘણી વખત પોતાના શૌર્યથી પોતાનો બચાવ કરતા હતા. જ્યારે આઘાત મંદ થયો ત્યારે પ્રત્યાઘાત પણ નબળો પડયો. આમ નિઃસત્વતા લાવવામાં મૂર્ખાઇ ભરેલી સગવડતાજ કારણભૂત છે. જેઓ દિવસમાં એક કે બે વખત ઘરની રસવતી રસોઇ જમતા હતા અને તેનું પાચન કરતા હતા, તેના બદલામાં હાલ હોટલો, વીશીઓ, શાંતિગૃહો એવા સાધનો વધી ગયાં તેથી લાખ્ખો લોકો ચાર ચાર પાંચ પાંચ વખત ખાવા મંડ્યા અને રોગનો વધારો થયો. આમ સગવડતાજ અગવડતાની વૃધ્ધિનું કારણ છે. આવા અનેક દાખલાઓથી સાબીત કરવાનું એ છે કે જીવોનું રક્ષણ કુદરત ઉપર મુકી દેવું જોઇએ. દરેક મનુષ્ય ગમે તે ધર્મ પાળવા પોતાની જાતને માટે બંધાયલો છે પણ બીજાઓને શિરજોરીથી પોતાની માન્યતા મનાવવા બંધાએલો નથી. હાલમાં તેમ જોવામાં આવતું નથી, એ પણ સમજાવવાની જરૂર છે. આવો ક્રમ જો સ્વીકારવામાં આવે તો વધારે લાભપ્રદ છે એમ સમજાય છે. બીજી રીતે આપણે

વિચાર કરીએ તો આટલું તો કબુલ કરવું પડશે કે મચ્છીમાર-વિગેરે હિંસકો જે અસંખ્ય જીવોની હિંસા કરી રહ્યા છે તે શોખ અથવા પોતાના ખોરાક માત્રને ખાતર નહિ પણ પોતાની આજીવિકાને ખાતર તેઓ તેમ કરે છે. હવે જો આવા માણસોને બીજા ધંધામાં જોડવામાં આવે તો તેઓ ખુશીની સાથે આજીવિકાના ઉપાય મળવાથી પોતાનો મૂળ ધંધો છોડી દે. તો આવા અભણ ઘાતકી હિંસક મનુષ્યને માટે હુન્નર કળા તથા ઉદ્યોગનું શિક્ષણ મળે એવી શાળાઓ અને તેને માટે મોટાં ફંડો શું કામ ન હોવાં જોઇએ? તેઓ સુશિક્ષિત બનશે તો સ્વતઃ પોતે તે પ્રવૃત્તિથી દુર થઈ જશે. હાલમાં તેવાં છુટાં છવાયાં દૃષ્ટાંતો આપણને મળી આવે છે કે કેટલાએક ઘાંચી, મોચી, ધોબી અને ખારવાઓ વિદ્યા મેળવી મોટા રાજકીય હોદ્દાઓ ભોગવે છે. આમ જો ધ્યાન ખેંચવામાં આવે તો હિંસકો અને ભક્ષકો એની મેળે ઓછા થાય અને તે ઓછા થવાથી તેટલે અંશે જીવદયા સ્વતઃ પળે. પણ માત્ર જીવોનો બચાવ કરવાથી હિંસા ઓછી થાય છે એમ માનવું એ ટુંકી દૃષ્ટિવાળાઓના વિચારો છે, એમ કહ્યા વિના ચાલતું નથી.

બીજી રીતે આપણે હિંસાના સંબંધમાં વિચાર કરીએ તો એમ પણ કહ્યા વિના છુટકો નથી કે પશુ પક્ષીઓની હિંસાને અગ્રપદ અર્પવામાં આવ્યું છે, અને સર્વોત્તમ મનુષ્ય દયાને ગૌણ લેખવામાં આવે છે એ એક જાતનો મોહ છે. હિંસા

ન કરવી એ સમજ જે રીતે મનુષ્ય હૃદયમાં ઉદ્ભવેલી હોય છે. એક તો મનુષ્ય જાતને મરવું અપ્રિય છે, મરણથી અથવા મૃત્યુના સાધનથી દુઃખ થાય છે અને તે દુઃખ પોતાને અપ્રિય હોવાથી, બીજાઓમાં તેની પ્રવૃત્તિ જોવામાં આવે છે તેને લઇને તે તરફ મન આકર્ષાય છે અને બચાવમાં ઉપાયો યોજવા તત્પર બને છે. આ રીતે જે અહિંસાને આદર આપવામાં આવે છે તે વસ્તુસ્થિતિ સમજ્યા વિના માત્ર મોહને લઇને જે બીજી રીતે જ્ઞાન એટલે સમજણ સહિત હિંસા તરફ અભાવ અને દયા તરફ સદ્ભાવ ઉદ્ભવે છે. કેમકે આત્માની કિંમત અને આત્માને આત્મતત્ત્વભાવે જાણવું તેને લઇને તે તરફ જે અનિષ્ટ પ્રવૃત્તિ અજ્ઞાનીઓ તરફથી કરવામાં આવે છે તેને અટકાવવું અથવા તો પોતાની પ્રવૃત્તિ તેવી શુદ્ધ રાખવી એ હિંસાનો ત્યાગ અને દયાનું પ્રતિપાલન એ સમજણ પૂર્વક ગણાય. જ્ઞાન દ્રષ્ટિથી વિચારીએ તો મનની જે મલીનવૃત્તિ અને રાગદ્વેષમય પ્રવૃત્તિ તેજ હિંસા છે. એક વખતે શારીરીક પ્રવૃત્તિથી દેખીતી હિંસા અનુભવાતી હોય પણ માનસીક તે પ્રવૃત્તિ માંહેનું પ્રશસ્ત હોય તો તેને હિંસાનો દોષ લાગતો નથી. જોકે આ વિચારણામાં વિવેકની આવશ્યકતા સ્વિકારવી પડશે. નહિં તો કેટલાએક મૂર્ખોની સમજ અવિવેકને લઇને એવી પણ હોય છે કે ઘોડા વિગેરે જાનવરો કોઇ પણ કારણથી પીડાતા હોય તો તે પીડાથી મુક્ત કરવા તરત જ શસ્ત્રાદિકથી પ્રાણઘાત કરવામાં આવે છે,

તેમ કરવામાં કરનારાઓની સમજ એવી હોય છે કે આ જે લાંબા વખત સુધી દુઃખ ભોગવવાનું અને પીડાતો હતો તેથી અમે મુક્ત કર્યો, આવા હેતુને પ્રશસ્ત હેતુ ન જ ગણી શકાય. કેટલાએક દેવી ઉપાસકો દેવીને પ્રસન્ન કરવાના હેતુથી જીવોની હિંસા કરે છે અને તેમાં તેઓ ધર્મ માને છે, તો અવિવેકની પ્રવૃત્તિ ઉપરની કોટીમાં સમાય છે. હિંસાના આપણે અહીં ત્રણ વિભાગ પાડીએ, એક અનુબંધહિંસા, સ્વરૂપહિંસા અને હેતુહિંસા; જે હિંસાથી હિંસાનું જ પાપબંધ થાય તેને અનુબંધ હિંસા કહીશું, સ્વરૂપ હિંસા એટલે દેખવામાં એમ સમજાય કે આ પ્રવૃત્તિ હિંસાજનક છે પણ પ્રવૃત્તિ ધર્મમય જ હોય, માત્ર સ્વરૂપથી જ હિંસાનો દેખાવ હોય. હિંદુસ્તાનમાં કેટલાએક એવા પંથ પણ નીકળ્યા છે કે જેઓ દયાને નામે સમજુ વર્ગમાં પોતાનું ઉપહાસ્ય કરાવે છે. બોલાય છે તેમ ચલાતું નથી અને સમજાય છે તેમ પળાતું નથી. દુનિયામાં બાહ્યપ્રવૃત્તિમાં એક પણ જીવ ન હણાય અથવા તો સામાન્યતઃ કોઈના સ્વાર્થની ક્ષતી થવાથી અંતઃકરણ ન દુખાય, એવી એકે વૃત્તિ નથી. એવા ધર્મને શોધવા જતાં ધર્મ વિનાની જીંદગી ગુજારવી પડશે, તેથી આવાઓની સામાન્ય સમજ માટે ખેદ થાય છે. પ્રવૃત્તિ શક્ય, દુઃશક્ય અને અશક્ય એમ ત્રણ રીતે હોય છે. શક્યમાં બેપરવાઇ તે કોઈ રીતે ચલાવી શકાય નહિ, દુઃશક્યમાં પ્રયત્નહીનતા એને પણ આપણે મૂર્ખાઇમાં લેખશું, અશક્યને માટે કાંઇપણ

વિધિ-પ્રતિષેધનો નિયમ લાગુ ન પડી શકે એમ માનશું, તો ત્રણ પ્રકાર શિવાય બે પ્રકાર તરફ વિચારશીલ અને વર્તનશીલ બનવા ભલામણ કરીશું. અશક્યને બાથ ભરનારાઓને શીખામણ આપીશું કે તમો તમારા અધિકારથી ભ્રષ્ટ થાઓ છો, કર્તવ્ય ભૂલી જઇ અકર્તવ્ય તરફ ગતિ કરો છો. અત્ર સ્થળે આવાઓને માટે એટલો જ ઇશારો બસ છે. એમ સમજણ સહિત વર્તવાથીજ વ્યવહાર શુધ્ધ-સરળ અવ્યાબાધપણે ચાલી શકે છે. આ સમન્તુ વર્ગથી સમન્વય તેવી વાત છે. સમજણ એજ ઉપાદેય છે, અણસમજણથી ગમે તેવું દેખીતી રીતે કરાતું પવિત્ર કાર્ય પરિણામ અનિષ્ટ હોવાથી હેયજ માની શકાય. હેતુ હિંસામાં હેતુની મુખ્યતા રહેલી છે જે જુદી જુદી કક્ષાએ દરેક ધર્મ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલ છે. ગીતામાં શ્રી કૃષ્ણે પાંડવોને જે બોધ આપેલો છે અને કૌરવો તરફ લડાઇ કરવામાં કર્તવ્ય પરાયણતા સમજાવેલ છે, તેમાં હેતુનીજ મુખ્યતા આવે છે. અંતર્મુખ દ્રષ્ટિવાળા ભલે ને આખી ગીતાને અધ્યાત્મમય સમજાવે પણ ઇતિહાસની દ્રષ્ટિએ પાંડવોને કૌરવો સામે લડાઇ કરવા શ્રીકૃષ્ણે ગીતામાં લખેલો બોધ આપી પ્રેર્યા છે, એમજ કહેવું પડશે. જૈનોમાં પણ અનેક દ્રષ્ટાંતો ઉપલબ્ધ છે, તેમાંથી આપણે એકજ લઇએ કે ભરતચક્રવર્તિએ ૭ ખંડ સાધ્યા, અનેક લડાઇઓ કરી, લાખો મનુષ્યના પ્રાણ લીધા, રૂધિરની નદીઓ ચલાવી, રાજ્ય ભોગવ્યું, પણ પરિણામે

કોઇ પ્રકારનો બાહ્ય કષ્ટ કર્યા સિવાય આરીસા ભુવનમાં અનિત્ય, અશરણાદિ ભાવના ભાવતાં કૈવલ્ય મેળવ્યું. આ ઉપરથી કબુલ કરવું પડે છે કે લડાઇઓ જેવા પ્રસંગમાં ચક્રવર્તિની વૃત્તિ ઘણીજ ઉચ્ચ હોવી જોઇએ. હેતુને લઇને કરાએલી હિંસા પરિણામની નિર્મળતાને લઇને આત્માને મલીન કરનારી નથી. બીજી રીતે હિંસા જેનાથી થાવા સંભવ છે એવા હેતુ ( સાધનો ) મેળવવાથી હિંસા થયા પહેલાં પણ તે સાધકને હિંસાના દોષના ભાગી બનવું પડે છે. હવે આપણને આ ઉપરથી એટલા સુધી સમજાય કે માનસિક પવિત્ર હેતુ તે પણ વિવેક પુરઃસર નિઃસ્વાર્થ પારમાર્થિક દૃષ્ટિવાળો હોય તો શારીરિક પ્રવૃત્તિથી થતી હિંસાને, હિંસાને નામે ન ઓળખવી. એથી વિપરીત બાહ્ય ક્રિયા શારીરાદિકની ગમે તેટલી શુદ્ધ દયામય હોય પણ પરિણામની વિશુદ્ધિનો અભાવ હોય તો તે હિંસા વિનાનો કહી શકાય નહિ. આધાર માનસિક વૃત્તિ ઉપર હિંસા અહિંસાનો લટકી રહે છે. તો જેઓ હાલમાં "અહિંસા પરમો ધર્મઃ" ના પોકાર કરનારાઓ અને તદ્અનુકુળ બીજા જીવોને બચાવતાં તન, મન અને ધનનો એક દેશીય ઉપયોગ કરનારા હોય છે તેઓ બીજી રીતે કેટલી મોટી ભૂલો કરે છે અને પોતે હિંસાના ભાગી બને છે, તેનો તથાપ્રકારની જ્ઞાનની ગેરહાજરીને લઇને ખ્યાલ કરી શકતા નથી. પ્રત્યક્ષ ઘણી વખતે આપણે જોઇએ છીએ તો તેવા જીવ–દયાપ્રતિપાળકો ભાષા અસત્ય

બોલે છે, વિશ્વાસઘાત કરે છે અને પ્રપંચ, છળ, કપટને તો પોતાની કુશળતા માને છે, વેપારમાં અનેક રીતે દેખીતા સાહુકારી બની પરધન હરણ કરે છે, પોતાના ફાયદામાં બીજાની ગમે તેટલી નુકશાનીનો લોગ લેવો તેમાં તેઓ નિઃશંક, નિડરપણે વર્તે છે. આ શું કહેવાય ? બીજા સામાન્ય જીવોની બચાવી મનુષ્યજાત પ્રત્યે તેઓ કેવા નિર્દય બને છે એ આ ઉપરના લખાણથી સમજી શકાશે, તો એવાઓ અહિંસા પરમો ધર્મઃ એ શબ્દની વ્યાખ્યાને લાયક બીલકુલ ગણી શકાય નહિ. મનુષ્યોમાં મનુષ્ય ધર્મ એટલો બધો ઉત્તમ પ્રકારનો હોવો જોઇએ કે મનુષ્ય જાતને મનુષ્ય થકી કોઈ જાતનો ભય નજ હોવો જોઇએ. રાજ્યના લાલચુ રાજાઓ લાખો મનુષ્યને હણે છે અને બીજી તરફ દુકાળ જેવા પ્રસંગે મનુષ્યને જીવાડવાને દયાના બણુગા ફુકે છે. આ એક પોતાની માની લીધેલી સમજ શિવાય બીજું શું કહી શકાય ? પ્રાણીના પ્રાણને જો આપણે કિંમતી માનતા હોઇએ તો ગમે તે સરતે, ગમે તે ભોગે તેમને બચાવવા એજ માત્ર દ્રષ્ટિ હોવી જોઇએ. મરકી જેવા ભયંકર રોગો પ્રસંગે ઘણાઓને અનુભવ થયો હશે કે પોતાના જીવનને કિંમતી માની અનેક રીબાતા, પીડાતા અને દુઃખી થતા મનુષ્ય માટે દયાના અંકુરો પણ નહિ ઉદ્‌ભવ્યા હોય, સ્વપ્રાણને તૃણવત્ સમજી જેઓ ગમે તે જીવને બચાવવા તત્પર બને છે, તેજ ખરો દયાવીર મનુષ્ય ગણાય. મનુષ્ય દયાના સંબંધમાં

બહુ મંદતા રહે છે અને કાંઇ પણ તે તરફ લક્ષ ખેંચાતુ હોય તો તે વિવેકપૂર્વક તો નહિજ ગણી શકાય. એક દુઃખી માણસને દશ રૂપિયા આપી દઇએ, તેના કરતાં તે પોતે દશ રૂપિયા કમાઈ શકે તેવો બનાવીએ તો વધારે ઉત્તમ ગણાય. દાનશાળાઓ, છાત્રશાળાઓ અને પાણીના પરબોની જેટલી જરૂર છે, તેના કરતાં સહસ્રગણી ઉદ્યોગશાળા, હુન્નરશાળા, અને વિજ્ઞાન શાળાઓની જરૂર છે. પાશ્ચાત્ય દેશના લોકો મનુષ્ય દયાને વધારે માન આપે છે, એમ આપણે પ્રશંસીએ છીએ. પણ તેના કરતાં ભારતવર્ષના મનુષ્યોના પ્રાચીન રીત રિવાજો વધારે ઉત્તમ છે એમ માન્યા વિના નહિ ચાલે, કેમકે મનુષ્ય પ્રેમ, કુટુંબ પ્રેમ, જ્ઞાતિ પ્રેમ અને વાત્સલ્યભાવ તો આર્યાવર્તના મનુષ્યોને વારસામાં મળેલ છે, તે કરતાં વિપરીત પાશ્ચાત્ય દેશીઓની સ્થિતિ છે અને તેને લઇનેજ ઘણા નિરાધાર દુઃખી મનુષ્યો તે દેશમાં દેખાય છે, જેને લઇને મનુષ્યોને સુખી કરવા તેમનું વલણ અને તેવી સંસ્થાઓ ત્યાં વધારે નજરે પડે છે. હવે દયાના પ્રકાર સમજીએ. એક દુઃખી માણસને આજીવિકાને રસ્તે ચઢાવીએ એ શું દયા નથી? માંદા માણસને માટે આરોગ્ય ભુવનો બાંધવામાં આવે એ શું દયા નથી? દુર્વ્યસનમાં સપડાતા મનુષ્યોને સુધારવા અને તેઓને સારે રસ્તે લગાડવા એ શું દયા નથી? એક માણસની કોઇ જાતની ભૂલ થઇ હોય, તો જે કારણથી ભૂલ થઇ હોય તે કા-

અહિં સ્વહિંસા ત્યાગ એ દ્રવ્ય હિંસા—બાહ્યહિંસા ન સમજવી પણ ભાવહિંસા જે ક્રોધ, માન, માયા, લોભ, દ્વેષાદિ અંતરંગ રીપુથી આત્મામાં મલીનતાનું થવું તે સ્વહિંસા છે અને તેવી હિંસા પૂર્વોક્ત ષટ્ રિપુને ત્યાગ કરવાથી જ થાય છે, અને તે દૂર થએથી અનુક્રમે આત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે, અને તેથી જ અહિંસા પરમો ધર્મ: એ વાક્યની સર્વોત્કૃષ્ટ સાર્થકતા ઉપસ્થિત થાય છે. તો તેવી અહિંસાથી આત્મધર્મ પ્રાપ્ત થાઓ અને એવા કર્તવ્યપરાયણ આપણે બનીએ એવો આ લેખનો ઉદ્દેશ છે.



## લાગણીઓ.



મનવાળા મનુષ્યો અને પશુ પંખીઓ જુદા જુદા સ્વભાવ મુજબ જુદી જુદી ક્રિયાઓ કરતા નજરે પડે છે. એક જાતના છતાં, એક એકથી ભિન્ન દેખાય છે. ભિન્ન છતાં, એક બીજા સાથે હળી મળીને રમતા, હસતા, ક્રિડા કરતા જોવામાં આવે છે. આ બધું શાથી બને છે, એ પ્રશ્ન દરેક સમજુ માણસના હૃદયમાં સહેજ ઉદ્ભવે તેવો છે. એનો વિચાર કરતા ઉત્તર પણ તેવોજ જડી આવે તેમ છે, છતાં કેટલાએકો તે તરફ બેપરવા રહે છે. પોત પોતામાં થતી ક્રિયાઓ વિક્રિયાઓ સમજી શકતા ન હોવાથી પોતાને માટે પોતે વિચારમાં ગરક થઇ ગુંચ-

વાડામાં પડે છે. અને તે કોકડું ઉખેડવા પોતામાં અસમર્થતા માની લઇ, બીજા અધિકની શોધમાં પડી જાય છે. ઉદ્ભવેલી વિક્રિયા અથવા તો ક્રિયાને કોઇ રીતે પણ શબ્દમાં લાવી નજ શકાય, એતો સૌ કોઇને સ્વીકાર્યા વિના ચાલેજ નહી, તો પણ તેમ કરવા પ્રયત્ન સેવે છે, પ્રશ્ન કર્તા બને છે, પોતાના મનમાં થતા વિકારોની રીતભાત બીજા શબ્દોમાં કહીએ તો, યથાર્થતા સમજવાને પોતે નાલાયક બની બીજાને લાયક બનાવે છે. સામો માણસ પણ અમુક અંશે આપણે તેવોજ ગણવો જોઇએ કે, તે પોતે પોતામાં તથાપ્રકારની યોગ્યતા છે, એમ માની લઈ પ્રશ્ન કર્તાને ઉત્તર દેવા, અને સંતોષવા પોતાની અધિકતા બતાવવા પોતાથી બનતું કરે છે. આ દાડભાંજમાં જો સૂક્ષ્મતઃ તપાસીએ તો રાજાથી રંક, તવંગરથી ગરીબ, અને વિદ્વાનથી મૂર્ખ, એ દરેક ગુંથાએલા પડયા છે. પશુ પંખીઓને માટે પણ તેમજ માનવાને કારણ મળે છે, જે આગળ ઉપર સમજી શકાશે. લોકો નવરા હોય, અને તેથી તેઓ કોઇ રીતે એમ રહેવા માગતા ન હોય, તેથી આ એક જાતનો ઉદ્યોગ સેવતા હોય અને તેમાં આનંદ માનતા હોય એમ લાગે છે, છતાં ઘણાઓ તે તપાસના અંધારામાં જ રહ્યા છે, અને રહે છે. તેથી નવી કલ્પનાઓ ઉત્પન્ન કરી શાસ્ત્રોનાં શાસ્ત્રો રચી કાઢે છે. કેટલાએકો ઇશ્વરવાદી બની બધું ઈશ્વરને સમર્પે છે, ત્યારે કેટલાએકો કર્મવાદી થઇ કર્મના નામથી સંતોષ માની બેસે

છે. જડ વાદીઓ તો જડને અગ્ર પદ આપી કંઈ છેજ નહીં, એમ કહીને આનંદ મેળવે છે. વિજ્ઞાન વાદીઓ science ના નિયમોને યોજી કાઢી તેમાંથી બધુએ બનતું સિદ્ધ કરે છે, છતાં પણ એક બીજાઓ એકબીજાથી નિરાળા રહેતા, અથડાતા, લડતા, વિવાદ કરતા, અને એક બીજાના વિચારોને સામા થતા નજરે પડે છે, અને તેમાં કેટલાએક શોધકો, કેટલાએક તત્ત્વવેત્તાઓ, અને કેટલાએક સુધારકો, તેમજ કેટલાએક ઉદ્ધારકારો, એવા ઉપનામો ધારણ કરી કટીબદ્ધ થઇ પોત પોતાથી બનતું કરવા અને જગતને પોતા તરફ ઘસડવા પોતાથી બનતો પ્રયત્ન સેવી રહ્યા છે. બીજી તરફ બીજી રંગભૂમિનો દેખાવ જોવા તરફ મન લલચાય છે. કેટલાક ઉપદેશકો બને છે, કેટલાએકો ગુરૂ ઉપનામધારી થઇ બીજાઓને પોતાથી હલકા ગણી, તેઓમાં પોતે ડાહ્યા ડમરા બની, યથારૂચિ સમજુતી આપ્યા કરે છે, આવી સ્થિતિમાં સામાન્ય મનુષ્યો પોતામાં મનુષ્ય તરીકેની સમજ ભૂલી જઈ, પોતાને સમજવાને ઓળખવાને બેદરકાર રહે છે, અને તેથીજ ઉપર લખેલા સુભટો ફાવી જઇ, પોતે વિજયી બને છે; આ શું કામ થવું જોઇએ ? એ પ્રશ્નને અવકાશ મળતાં, તેના ઉત્તરમાં બહુ વિચાર કરતાં એટલુંજ માલુમ પડે છે, કે મનુષ્યો પોતપોતાને ઓળખતાં શીખ્યા નથી. સદા તે તરફ બેદરકાર રહે છે.

આપણે એક ઘરમાં પ્રવેશ કરીએ, તે પહેલાં તેનું પ્રયોજન વિચારીએ છઇએ, અને પ્રવેશ કર્યા પછી દરેક ઇન્દ્રિઓને કામે લગાડીએ છઇએ. તેથી ટુંકા વખતમાં આખા ઘરની સ્થિતિ લક્ષમાં લઇ શકીએ છીએ, અને તેનું યથાર્થ વર્ણન અથવા તો નકશો કરવા સમર્થ બનીએ છીએ. કોઇ માણસ કોઇપણ વ્યકિત, અત્ર સ્થળે એમ કહેવા તૈયાર થશે, કે એવા પ્રસંગે આંખો મીચી, કર્ણ બંધ કરી પ્રવૃત્તિ કરવી અમને પસંદ પડશે ? કદાપિ નહી. દુનિયાની દુનિયામાં રહેલી રમ્ય અરમ્ય વસ્તુઓ નિહાળવા, ઓળખવા, અને તેને મેળવવા અથવા તજવા આ જગતમાં કયો મનુષ્ય પાછી પાની કરશે ? ઉત્તરમાં કોઇ નહીં. આ સ્વભાવ, આ ટેવ, બીજાઓને માટે જેમ ઉપયોગી થઇ પડે છે, તેવીજ રીતે જો પોતાને માટે પોતે પોતાના નાજુક હૃદયમાં ઉત્પન્ન થતા વિકારોને અગર તો બીજા શબ્દોમાં કહીએ તો લાગણીઓને ઓળખવા ઉપયોગમાં લેવાય, તો એકે મનુષ્ય પોતે પોતાને ઓળખ્યા વિના રહે નહીં, એટલે તેને બીજાઓની અપેક્ષા બનતાં સુધી ઓછીજ રહે, એમ માનવું પડશે. કોઇપણ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવું, તે ઉપલક ઉપલક તો નજ હોવું જોઇએ. તેવા ઉપલક જ્ઞાની તો સહસ્રો નિહાળી શકશે, પણ ઉત્પત્તિનું કારણ, ઉત્પન્ન થયેલું કાર્ય, અને તેની યોગ્યતા અયોગ્યતા, તેમાં હેયપણું, ઉપાદેયપણું, અને છેવટ તેના પરિણામ સુધી પહોંચી વળવાની સમજ

એટલે કે પ્રેરણા બુદ્ધિ જેમાં હોય, તેજ ઉંડી શોધખોળ કરી શકે છે, એટલુંજ નહિ પણ પોતે પોતાને ઓળખી શકે છે.

જેને આપણે લાગણીઓ કહીએ છીએ, તેને વશ મનુષ્ય માત્ર રહેલ છે, એમ ભાર દઇને કહેવું પડે છે. મોટા મોટા મહર્ષિઓ સંન્યાસીઓ, વિજન સ્થળવાસી ધ્યાની યોગીઓ, તત્વવેત્તાઓ, રાજા પ્રધાનો, રાજાઓ અને છેવટ મૂર્ખમાં મૂર્ખ મનુષ્યો, બાળક વૃદ્ધ અને યુવાન એ દરેક લાગણીઓના વશવર્તિ ઓછા વધતા સ્વરૂપમાં રહેલા છે, એ વાત તો નિ-ર્વિવાદ છે; આશ્ચર્ય તો એ છે કે કેટલીક લાગણીઓ એક-બીજાથી વિરોધી છતાં એકજ હૃદયમાં ઉત્પન્ન થાય છે, પોતાનો અમલ ચલાવે છે, અને વિલય પામે છે. તેનું કારણ શોધી કાઢીને જે પ્રથક્કરણ કરવું તે વધારે સમજનું કામ છે, અને તેની અગત્ય સૌ કોઇએ સ્વીકારવી જોઇએ. વિવેકે ત્યાં એજ કામ કરવાનું છે કે, કેટલીક લાગણીઓ માફ કરી શકાય તેવી હોય છે, અને કેટલીક માફ કરી શકાય તેવી હોતી નથી. તેમાં ગ્રાહ્ય અને અગ્રાહ્ય કઇ તે સ્પષ્ટ રૂપે સમજાવી દેવું. જેમકે એક ત્યાગી શાંત પરમ યોગી મહાત્મા છે,તે શું પોતાની જીંદગી દરમ્યાન ક્રોધ યા માન કે માયા રાગદ્વેષ વગેરે લાગણીને વશ નહીં થાય? ઉત્તરમાં માનવુંજ પડશે કે પોતાની જીંદગી દરમ્યાન તેમ બનવું અશક્ય છે, પણ જે લાગણીઓ તેના યોગને ક્ષતિ પહોં-ચાડે તેવી લાગણીઓ કદાપિ ઉત્પન્ન નજ થવી જોઇએ, અને

તેવી લાગણીઓની અસર મન ઉપર યત્કિંચિત્ પણ ન થવા દેવી જોઇએ, એ સંભાળ પણ કયારે રહે છે કે જો સતત્ પોતાની લાગણીઓ તરફ લક્ષ રાખી. તેની યોગ્યતા અયોગ્યતા તપાસ્યા કરવાનો અભ્યાસ હોય તોજ.

મનથી થતી અને બદલાતી ક્રિયાને આપણે લાગણી કહીશું. બાહ્ય દશ્ય પદાર્થોની ભૂતકાળની સ્મૃતિ, વર્તમાનકાળમાં દર્શન, ભવિષ્યકાળના તરંગો એ પણ લાગણીની વ્યાખ્યા હોઈ શકે છે. આભ્યંતરિક પ્રકાશ અથવા છાયાનું પરિવર્તન અને તેની મનમાં થતી ક્રિયા પણ લાગણી જ છે. સામાન્યત: મનુષ્યો લાગણીનો અર્થ પ્રીતિ અથવા સ્નેહ કરે છે, તે સાંકડો અને એકદેશીય કલ્પિત અર્થ છે, પણ તે અમુક અંશે સત્ય પણ હોઇ શકે, કેમકે તેનો સમાવેશ જેને આપણે લાગણી કહીએ છીએ તેમાં થાય છે. ઘણીવાર લાગણીનું મૂળ કારણ સમજી શકાતું નથી. એક માણસ પોતાના હૃદયને પૂછશે તો જાણી શકશે કે, રમ્ય અરમ્ય, ઇચ્છિત અનિચ્છિત, પ્રિય અપ્રિય, સ્મરવાલાયક વિસ્મરવાલાયક, આનંદોત્પાદક અને શોકોત્પાદક, એમ અનેકધા લાગણીઓની ઉત્પત્તિ થતી પોતાના હૃદયમાં જોઇ શકશે. સામાન્યત: ઇચ્છિતાદિ અનુકૂળ વિશેષણ વિશિષ્ટ લાગણીઓ હૃદયમાં ઉદ્ભવે, એ તો વાસ્તવિક છે, પણ કંટાળો ઉપજાવનાર અરૂચિકર, આદિ પ્રતિકૂળ વિશેષણ વિશિષ્ટ લાગણીઓ ઘણીવાર હૃદયપટ ઉપર

રમતી-નાચતી સ્વેચ્છાએ વિચરતી અનુભવી શકાય છે, તેનું કારણ (તેવી લાગણીઓના ઉદ્ભવનું કારણ) સમજવામાં વિચારશીલોને પણ મુશ્કેલી નડે છે. એક લાગણી બીજી લાગણીની વિરુદ્ધ એકજ હૃદયભૂમિ ઉપર ખડી થાય, અને તે એક બીજાઓ સાથે અથડાય, એકબીજાને પરાસ્ત કરવા મથે, અને તે એટલે સુધી કે, મનુષ્ય તેથી કંટાળો પામે, અને તે હૃદયમાં મચેલા યુદ્ધને કેમ દૂર કરવું, તે સારૂ અનેક યુક્તિઓ શોધે, તેમાં જય ન મળે તો તેથી વધારે ગુંચવાડામાં પડે, છેવટ ખોરાક અને, નિદ્રા ત્યજે, શરીર ક્ષીણ કરે અને તેથી વધારે કેટલાએક આપઘાત કરી પ્રાણત્યાગ કરે. લાગણીઓ વિચિ-તરંગ ન્યાયે અગર અહટ્ટઘટિકા ન્યાયે પોતાની ક્રિયા જ્યાંસુધી ચલાવ્યા કરે, ત્યાંસુધી તો માત્ર મનમાં થતી એક જાતની ઉથલપાથલ અને તે પણ નિરૂપયોગી માની શકાય. પણ તે અનેકમાંથી કોઇપણ એક ચિર સ્થાયી જો બને તો, મનુષ્ય તેને આધીન થઇ જાય છે, અને તે પછીની ઉત્પન્ન થતી લાગણીઓ ઉપર પોતાનો અમલ ચલાવવા માંડે છે, જેથી પૃથક્ પૃથક્ ભિન્નિન્ન જાતિવાળી લાગણીઓ એક સ્વરૂપમાં સમન્વય છે. ભેદ છતાં અભેદ ભાસે છે. ભિન્ન છતાં અભિન્નતા લાગે છે, અને તેથી બાધક પવિત્ર લાગણીઓ ઘણીવાર ભવિષ્ય સૂચક હોવા છતાં ઓળખી શકાતી નથી એ ઉપરથીજ કેટલીક કહેવતો ચાલેલી માલુમ પડે છે. યથાઃ—"विनाश काले विपरीत बुद्धिः"

**कर्मानुसारिणी बुद्धिः । आसन्न कालविपत्ति समये कस्को न संजायते** વગેરે; તેમજ તેથી વિપરીત **सुवृत्तिः शुभोदयस्य कारणं, मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः, कार्यप्रवृत्तौ प्रमाणमंतःकरण प्रवृत्तयः ।** વગેરે.

ઘણાકો તેવું સમજી પણ શકે છે. લોકો જેને સ્વપ્ન કહે છે અને જેને શુભાશુભ એવાં બે નામ આપવામાં આવે છે, જેના ફળ માટે અનેક સ્વપ્ન ફળદર્શક શાસ્રો રચાયેલાં છે, એ પણ અવ્યક્ત દિશામાં હૃદયમાં પોતાનું કામ કરતી લાગણીઓજ છે. મનુષ્યને ઉચ્ચમાં ઉચ્ચ કોટિએ ચડાવનાર, તેનું દર્શન કરાવનાર, તેનો અનુભવ લેવાયા છતાં પણ મૂળ સ્થિતિનું જે અવિસ્મરણ, એ પણ બધું લાગણીનુંજ કારણ છે. માંદો પાડવો હોય, તો તે પણ લાગણીઓ પાડી શકે છે, સાજો કરવો હોય તો તે કામ પણ લાગણીઓ સત્વર કરી શકે છે, મૂર્ખને વિદ્વાન્, વિદ્વાન્‌ને મૂર્ખ, નિર્ધનને ધનાઢ્યનું સુખ ધનાઢ્યને નિર્ધનનું દુઃખ, પણ લાગણીઓજ આપી શકે છે. પોતાની લાગણીઓ સમજવા કરતાં બીજાની લાગણી સમજવી, એ એક સુગમ માર્ગ છે, એમ માનવું તે પણ પોતાની લાગણીઓના જ્ઞાનનો અભાવ અને બીજાની લાગણીની પોતા ઉપરની અસર સૂચવે છે. સર્પ, વીંછી વગેરે અજ્ઞ ઝેરી જાનવરો, અમુક માણસને ડસી, ખસી જઇ દૂર પહોંચી જાય છે, તેના ઉપર

અને તેના ડંસથી ઉત્પન્ન થયેલી ઝેરની અસર ઉપર પણ અસર લાગણીજ કરે છે. સબળ લાગણી નિર્બળ લાગણીને મહાત કરે છે, લાગણીને પકડવી અથવા લાગણીથી પકડાવું એમાંજ સબળતા કે નિર્બળતા સમાયેલી છે. લાગણી સબળને નિર્બળ બનાવે છે, નિર્બળને સબળ બનાવે છે. એક યોધ્ધો ગમે તેવો શૂરવીર બની વીરરસમાં ઝુલતો, હજારો સુભટોની વચમાં લડતો, અને કોઇનો પરાજય કરતો, વિજય મેળવતો, આગળ વધતો પોતાની ઉંચી છાપ બીજા ઉપર પાડતો, દુશ્મનોને હઠાવતો આગળ આગળ ધસતો જતો હોય, તે વખતે જો તેને પોતાની નવોઢા સ્રીનો, કોમળાંગ બાળકોનો અથવા તો બીજા કોઇ પ્રેમીનો પ્રેમ યાદ આવી જાય અને તેની લાગણી જો તેના હૃદયમાં ખડી થઇ, તેને તે વખતે સમજાવે કે મૂર્ખ! તું જો આ રણક્ષેત્રમાં તારા પ્રાણ ત્યજીશ, તો તારા વિના તારૂં પ્રેમી કુટુંબ કેવું દુઃખી થશે? આ બોધ તરતજ સચોટ અસર કરે છે, અને તેવા રણવીરને પણ એક બાયલામાં બાયલો બનાવી, વીરતા વિસરાવી રણક્ષેત્ર છોડી જવા ફરજ પાડે છે. આ લાગણીની શું થોડી શક્તિ છે? અને તે સબળોને નિર્બળ આવીજ રીતે બનાવે છે. કોઇ પથારીવશ પડેલો, રોગથી પીડાતો, સ્નાયુ અને અસ્થી અવશેષ શરીરવાળો માણસ હોય, પણ તે વખતે તેની કોઈ કીમતી મીલ્કત ઉપર, તેની જાત ઉપર, અને તેના પ્રેમી કુટુંબની વ્યક્તી ઉપર હુમલો કરશે તો તે વખતે પોતાની, પોતામાં રહેલી

અવશેષ શક્તિને એકઠી કરી પોતાથી બનતો પ્રયત્ન શું નહીં કરે? આ શું સમજાવે છે? એજ કે લાગણી નિર્બળને સબળ બનાવે છે. દુનીયામાં જો લાગણી ન હોય તો એક બીજા એકબીજાના અપકારક બને નહીં. સાવચેતીનું, ઉદ્યમનું, બચાવનું અને પોતાની ફરજો સમજવાનું જ્ઞાન પણ નષ્ટ થાય. મનુષ્યો મનુષ્યો મટી રાક્ષસો બને. ભવિષ્યની આશાને લાગણી ઉત્પન્ન કરે છે, જે આશા માટે શંકાશીલપણું હોવા છતાં, નિઃસંદેહ નીર્ણ-યાત્મક બુદ્ધિ ધારી મનુષ્યો પરદેશને સેવી અનેક પ્રયત્નો સેવે છે, છેવટ કેટલાએક નિષ્ફળ પણ થાય છે. સંસારચક્ર ચ-લાવવાનું જો મોટામાં મોટું યંત્ર હોય તો તે લાગણીઓ છે. ચોર, જુગારી, લંપટોનું વર્તનનું, તેમની આંતરિક અને બાહ્ય સ્થિતિનું અવલોકન જો સુક્ષ્મતઃ કરશો તો તેમનું વર્તનજ તમોને કહી આપશે કે તેવાઓમાં પણ પ્રેરક અને પ્રતિષેધક એમ બે જાતની લાગણીઓ જાગૃતિ ધરાવે છે. બન્ને લાગ-ણીઓ પોતપોતાનું કાર્ય બજાવે છે. પ્રતિષેધક લાગણીઓ તેમને તેમના અકૃત્યની ઓળખાણ આપે છે, તેમ કરતાં અટ-કાવવા મથે છે. પ્રેરક લાગણી તેમ કરવા પ્રેરે છે, અને પ્રતિષે-ધક લાગણીથી સ્ફુરેલા આવરણોને ખસેડવાનો ઉપાય શીખવે છે. ચોર દીવસે ચોરી કરશે તો પકડાશે, રાત્રે ઘરધણી સુતા પછી ચોરી કરશે તો અડચણ નહીં આવે, એમ એક બીજાથી વિરોધી લાગણીઓ પોતાનું કામ કરે છે, અને તેમાં જે સબળ

હોય છે, તેજ તે વખતે સૂવે છે. પ્રકાશની સાથેજ અંધારૂં અને અંધકારની આગળ અથવા પાછળ પ્રકાશ રહેલો છે, એને પછી પુસ્તકોનાં પાનાં ભરવાને માટે ગમે તે ઉપનામો આપો.

ખાસીયત—ખાસીયત એ પણ લાગણીની રચના છે. જીવનમાં તેવી ખાસીયતનાં દર્શન થવાથી દર્શકમાં તેમ કરવાની કુતુહલ બુદ્ધિ પેદા થાય છે, અને ચાળા પાડવા અગર તો બીજાની ખાસીયતનું સામાન્યતઃ અનુકરણ કરવાની લાગણી પોતામાં પેદા થાય છે, અને કાળ જતાં તે રચનાને પામી જાય છે; જેને પાછળથી ટેવ, ખાસીયત, વ્યસન એવાં ઉપનામો અપાય છે. આવી લાગણીઓની રૂઢીમાં રૂઢ થએલા મનુષ્યો આપણે જોઈ શકીશું. તેઓમાંથી કેટલાએક પાછળથી તેવી રચના ઉપર અભાવવાળા થાય છે. પરંતુ અતિ રૂઢ થઈ ગએલ ટેવને કેટલાએક પાછળથી મુકવા અસમર્થ થઇ પડે છે. આ પણ લાગણીઓથી ચેતતા નહીં રહેવાનું પરિણામ છે. કેટલાએક સમજુ માણસો એમ કથી ગયા છે કે મનુષ્યોએ મનોનિગ્રહ કરવો જોઇએ, જેનો સામાન્ય બુદ્ધિથી એટલોજ અર્થ કરવામાં આવે કે મનને મારવું, મનમાં થતી ઇચ્છાને તાબે ન થવું, અને તે જે કહે તે ન કરવું, અથવા જે જે ચીજો તરફ મન લલચાયું હોય અને જે તરફ મન દોરતું હોય તેથી દૂર રહેવું. તેમ થવાથી મનમાં થએલી ઇચ્છા બુઝાઈ જવાની. આથી કેટલાએક કહેવાતી

બની હઠયોગને સેવે છે. જો કે આ અર્થ અમુક અંશે સત્ય છે, એમ આપણને માન્યા વિના ચાલશે નહીં, પણ ઘણીકવાર આ નિયમને વળગી રહેવાથી હાની પણ જોઇ શકાય છે. મનમાં ઉત્પન્ન થતી લાગણીઓ માત્ર મનોનિગ્રહ એટલે મન કહે તે ન કરવું આટલાજ સૂત્રથી અટકી શકતી નથી. ઘણીવાર લાગણીઓનું પ્રબળ એટલું બધું વધી જાય છે કે જેથી ઘણા ત્યાગીઓના પણ હૃદયમાં ચંચળ વૃત્તિઓ જાગૃતિ પામે છે, અને તેથી ધ્યાનમાં, વિચારમાં તેઓ ક્ષોભને પામે છે. સમજુએ આંહી વિવેકને સાથે રાખી બહુ સમજવાનું છે. જો ઉત્પન્ન થયેલી લાગણીની અનુકૂળતા સાચવવાથી તે લાગણી શાંતિ પામતી હોય તો સામાન્યપ્રવૃત્તિ વિશેષનિવૃત્તિને માટે હોવા સંભવ પણ છે. લાગણી ઘણાકોને પાછળથી પતિત બનાવે છે, અને પતિતોને ઉચ્ચ શીખરે ચડાવે છે. આવાં દ્રષ્ટાંતો પુસ્તક દ્વારા, અનુભવદ્વારા અને દર્શનદ્વારા મળી શકે છે. બહુ સ્ફુટ ફાયદાકારક છે તેમ અણસજુઓને માટે હાનિકારક છે. ઘણી વખત વાંચનારાઓ લખનારાઓની કલમને દોષિત કરવા તૈયાર થાય છે, કે આવા લખાણોથી લોકો આડે રસ્તે ઉતરી જશે, માટે તેવાં લખાણો લખનારાઓએ બહુ સંભાળથી લખવાં જોઇએ, અસ્તુ લખાણનો દોષ માનવો એ ટુંકી બુદ્ધિનું કામ છે, વાંચનારાઓમાં જેવો અધિકાર હોય છે, જેવી લાગણીઓ તેમનામાં જાગૃતિ ધરાવે છે, તેવુંજ તેઓ વાંચનમાંથી

પોતાને માટે શોધી કાઢે છે. દુધનું પાત્ર અને વિષ્ટાનું પાત્ર બન્ને એકજ સ્થળે મુકાએલાં હોય, ત્યારે હંસ દુધને શોધી કાઢે છે, જ્યારે કાગડો વિષ્ટામાં ચાંચ મારવા તૈયાર થાય છે. આવો દુનિયાનો નિયમ હોવા છતાં પણ ઘણા અણસમજુઓને થોડા સમજુઓ પહોંચી શકતા નથી. આવા કારણોથી કેટલા એક વિષયો સ્ફુટ કરતાં અચકાવું પડે છે. સમજુ થોડામાંથી ઘણું સમજે છે. અણસમજુ ઘણામાંથી થોડું પણ મેળવી શકતા નથી. આ વિષયાંતર પ્રસંગને લઈને સેવવો પડયો છે. લાગણીઓના સંબંધમાં લખતાં આ દિગ્દર્શન કરાવવાનું માત્ર અત્ર પ્રયોજન એજ છે કે મનોનિગ્રહ, જો લાગણીઓને અનુકૂળ થઈને અથવા તો તેને સમજાવી, પટાવી, ફોસલાવીને કરવામાં આવે તો વિશેષ હિતાવહ થઇ પડે, અને તેથી વિપરીત પ્રયત્ન સેવવામાં આવે તો તરતમાં ફાવી જવા જેવું લાગે ખરું, પણ પરિણામ તેનું શૂન્યજ ઘણાભાગે આવીને ઉભું રહે. બાળક અને માંદા માણસોની માવજત કરનારાએ અને માતાઓ આ ક્રમને સારી રીતે સમજતાં હોવાં જોઇએ, કે બાળકોને પોતાની ઇચ્છાને તાબે કરવા પહેલાં તેમની ઇચ્છાને તાબે થવું પડે છે. તે પછી ક્રમે ક્રમે તેઓને ફોસલાવી, પટાવી, સમજાવી અગર થોડું વધતું તેની ઇચ્છા અનુકૂળ વર્ત્તી પરિણામે પોતાને તાબે કરી શકે છે. મનોનિગ્રહ માટે પણ આવાજ

ક્રમની જરૂર પડે છે, તેથી જ હઠયોગ કરતાં રાજયોગ વધારે શ્રેષ્ઠ મનાયેલો છે.

ધર્મ વિષયમાં ભિન્નરૂચિ ( લાગણી )ને લઇને ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ માટે અનેક માર્ગો પ્રદર્શિત કરવામાં આવ્યા છે. "તેઓમાં તેઓ યથારૂચિ વિચરો" આવો શ્રેષ્ઠ પુરૂષોનો ઉદ્દેશ હોવો જોઇએ. પણ એક બીજાથી વિરોધી ઇચ્છા ( લાગણી ) અનુસાર એક બીજાનું વર્તન એક બીજાથી વિભિન્ન નિહાળી એક બીજાએ એક બીજા સાથે વિવાદનો વિષય ઉપસ્થિત કર્યો તત્સંબંધે વિવદતાં પોતપોતાની લાગણીમાં આગ્રહી બન્યા, ઘણાકોને પાછળથી પોતાની ભૂલ માલુમ પડતાં પણ માનક્ષતિના ભયથી ભુલને સુધારી શક્યા નહીં. આવાં ટોળાંઓના રીવાજ અને વિચારમાં કેટલાએકો નાયક બન્યા, અને તેથી ઝઘડાઓના ઝુંડ ઉભા થયા. તેને અનેક ઉપનામો અપાયાં. આવો મતભેદ લાગણીને નહીં સમજવાથી એક બીજાને આડે આવવાથી બન્યો છે બને છે અને બનશે. વ્યવહાર વિષયમાં પણ તેવુંજ બન્યું લાગે છે. એક જાતના મનુષ્યો એક બીજાના તરફ ધિક્કાર અને તિરસ્કારથી જોતાં શીખ્યા, એક બીજાને નુકશાન કરતાં શીખ્યા, તે પણ પૂર્વોક્ત કારણને લઇને બન્યું હોય એમ લાગે છે. તેવાં ટોળાઓમાં કેટલાએક દોઢડાહ્યા ઉત્પન્ન થયા, તેઓ અધિકારી બન્યા અને તેથી અધિકારી અને તાબેદારી શરૂ થઇ.

લાગણીની અસર વિલક્ષણ છે. શબ્દોમાં જો સ્વહૃદયોદ્‌ભવ લાગણીનો રસ રેડાયેલો હોય તોજ તે શબ્દો બીજાઓના ઉપર અસર કરી તથાપ્રકારની લાગણી ઉત્પન્ન કરી શકે છે. ઉપદેશકોમાં, મંત્રવાદીઓમાં જો લાગણીની નિર્બળતા હોય તો તેઓ કંઈપણ કરી શકતા નથી. દડો ફેંકતાં ફેંકનાર સાથે પડી જાય, એ ફેંકનારની નિર્બળતા નહીં તો બીજું શું ? પણ દડાનો આઘાત કરતાં નિયમિત ભૂમિએ પહોંચાડી શકે, અને પોતે પોતાની ભૂમિથી ન ડગે એ દડા ફેંકનારમાં રહેલી સબળતા છે. પોતાના હૃદયની લાગણી બીજાના ઉપર ફેંકી બીજામાં તેવી લાગણીની અસર કરવી એ સબળતા કહો કે સંકલ્પ બળ કહો, એ એકજ છે. બીજાઓના ઉપર પોતાના જેવી લાગણીની અસર કરતાં પોતાની લાગણીનો વ્યત્યય કરી બેસવું, તે નિર્બળતા જ ગણી શકાય. લાગણી ઉદ્‌ભવવી, તેનું યથાર્થ જ્ઞાન પોતાને થવું, અને તે લાગણીથી હું બીજાઓ ઉપર અસર કરી બીજાઓને મારા જેવા બનાવી શકીશ, એટલી સબળતા પોતામાં નીહાળી, પછીજ જો પ્રવૃત્તિ થાય તો તે સ્વઇચ્છા પ્રમાણે કરી શકે એ નિઃસંદેહ છે. અમુક લાગણી હૃદયમાં ઉદ્‌ભવી અને તેથી અમુક શબ્દોનું ( મંત્રનું ) સ્મરણ શરૂ કર્યું, પરિણામે લાગણીની સુદઢતા થતાં તેજ લાગણી આકાશમાં-દિશાઓમાં ફેલાઇ જઈ બહારથી દર્શન દેવા માંડી, એટલે જ હૃદયમાં હતું તે બહાર દેખાયું અને તે મનાયું, તેથી સિદ્ધિ થઇ એમ નક્કી કર્યું.

ત્યાર પછી જ્યારે જ્યારે તેનો ઉપયોગ કરવા તૈયાર થાય ત્યારે ત્યારે તે પોતામાં તેની પૂર્ણતા સમજી તેવી લાગણીની બીજાને અસર કરવામાં વિજયી થાય છે. આમ જે કંઇ બને છે તેનું મૂળ પરિણામ હૃદયાંતર્ગત લાગણીજ છે. ભય આપણે અનેક વસ્તુમાં નિહાળીએ છીએ તેથી ભૂતો પિશાચો અને તેની છાયાઓ આપણી નજર આગળ ખડી થાય છે. ભીંતથી, સ્થંભથી, બકરાથી, ગર્દભથી અને એક ઝાડનું દૂર ઉભેલું ઠુંઠ જોવાથી તેમજ કોઇ પણ પશુ વગેરેના સંચારથી ઉત્પન્ન થયેલ ખળભળાટથી જે ભય લાગે છે, અને સર્વત્ર ભયજ દેખાય છે તે ક્યાંથી આવ્યો ? એ હૃદયમાંથીજ આવ્યો. હૃદયમાં ભયની લાગણી ઉપસ્થિત થઈ, તેણે નેત્રમાં કર્ણમાં અને બીજી ઇન્દ્રીઓમાં અસર કરી, આખું શરીર ભયવાળું બનાવી, તેજ બહાર નીકળી દરેક વસ્તુઓમાં દાખલ થઈ. પોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલ ભયની લાગણી પોતાનેજ બીવરાવવા સમર્થ થાય છે. એજ રીતે એથી ઉલટી લાગણીઓ એટલે કે પવિત્ર લાગણીઓ હૃદયમાં ઉત્પન્ન થઈ, બહાર પ્રસરી પોતાનેજ બોધક બને છે. આમ સર્વત્ર લાગણીનુંજ સામ્રાજ્ય નિહાળી શકીએ છીએ.

પશુ પંખીઓની પ્રવૃતિથી પણ માનવાને કારણ મળે છે કે તેઓનામાં પણ અનેક જાતની લાગણીઓ ઉત્પન્ન થતી હોવી જોઇએ. એઓની ચેષ્ટાથી અને વર્તનથી કેટલીક વાર તો

જ્ઞાન હોવા છતાં પર સ્વરૂપ કથનમાં ડહાપણ વાપરવું એ એક જાતની શુષ્ક મૂર્ખતા નહીં તો બીજું શું ? માટે સ્વસ્વરૂપ વેદક બની પરસ્વરૂપ દર્શક બનવું અને તેવો પ્રયત્ન સેવવો એ આ લેખનો ઉદ્દેશ છે.

---

## શુદ્ધ મનોબળનું સ્વરૂપ.

જેને આપણે શરીરબળ તથા મનોબળ કહીએ છીએ તેનો પ્રબળો આધાર આત્મા ઉપર રહેલો હોવાથી શરીરબળ અને મનોબળની સાથે તૃતીય બળ–આત્મબળનો અમે આ વિષયમાં ઠીક ભિન્ન પ્રકારે ઉલ્લેખ કરવાનું યોગ્ય ધાર્યું નથી. જેવી રીતે એક અદશ્ય મૂળમાંથી વહેતો સરિતાનો જળપ્રવાહ જુદા જુદા માર્ગોમાં પ્રવાહિત થતો હોવાથી લોકો તેને ભિન્ન ભિન્ન નામો આપે છે તેવીજ રીતે આત્મબળરૂપી મૂળ બળમાંથી વહેતાં શરીરબળ અને મનોબળ વસ્તુતઃ એકજ પ્રકારના હોવા છતાં કાર્યભેદને કે કારણભેદને લીધે ભિન્ન ભિન્ન ઉપનામો પામે છે. આત્માનું બળ જ્યારે શરીરદ્વારા પોતાનો બહિર્ભાવ પામે છે ત્યારે તેને શરીરબળ તથા મનદ્વારા બહિર્ભાવ પામે છે ત્યારે તેને મનોબળ કહેવામાં આવે છે. વસ્તુતઃ તો એ બન્ને બળો આત્માનાંજ હોય છે. એક મનુષ્ય ચૈતન્યરહિત થયો કે તુરતજ તેનાં શારીરિક કે માનસિક બળો પણ ચાલ્યાં જાય છે.

કારણ કે જે મૂળ ઝરણમાંથી શરીર અને મનરૂપી ભિન્ન ભિન્ન નીકોમાં શક્તિનો પ્રવાહ વહેતો હતો, તે ઝરણ લોકાંતર પામી ગયું હોય છે. આત્મા એ અખૂટ શક્તિનો એક મહાન્ ઝરો છે. એ શક્તિને જેઓ યથાર્થ કેળવી શકે છે તેજ ખરો શક્તિમાન્ ગણાય છે. આ આત્મશક્તિ પોતાના યથાર્થ સ્વરૂપમાં મનોબળ દ્વારા પ્રતીત થાય છે ત્યારે તે કેવા રૂપે હોય છે તેજ બતાવવાનો અમે આ નિબંધમાં ઉદ્દેશ રાખ્યો છે. પણ તે પહેલાં શુદ્ધ શરીરબળ અને વિકૃત શરીરબળનું સ્વરૂપ જાણવાથી કંઇક વિશેષ સ્પષ્ટતા થશે, એમ ધારી સૌ પ્રથમ શરીરબળનોજ વિચાર કરીશું.

પ્રાણી માત્રમાં શરીરબળ સ્વાભાવિક રીતેજ રહેલું હોય છે. છતાં આપણે જોઇએ છીએ કે એક મજુર માણસ એક મણ જેટલો બોજો ઉંચકી કોઇપણ સ્થળે આરામ લીધા વિના બની શકે તેટલી ઝડપથી પાંચ-સાત કોસનો માર્ગ અનાયાસેજ કાપી શકે છે, જ્યારે તેના જેવાજ હાથ-પગ-નાક-કાન આદિ અવયવવાળો એક ગર્ભશ્રીમંત માત્ર પોતાના દેહનો ભાર પણ થોડે દૂર લઈ જતાં હાંફી ગયા વગર રહેતો નથી. આનું શું કારણ ? પેલા મજુર ઉપર કોઇ દેવ વિશેષની ખાસ કૃપા હોય છે અને શ્રીમંત ઉપર અવકૃપા હોય છે એમ પણ કહી શકાય નહીં. યથાર્થ કારણ તો એજ હોય છે કે પેલા મજુરે દૈનિક અનુ-

શીલન અને અભ્યાસવડે પોતાની અંગશક્તિને વિશેષરૂપે કેળવેલી હોય છે, ત્યારે માત્ર મગજનું કામ કરનારા અને ગાદી તકીયે બેસી રહેનારાઓએ તે શક્તિને ગોપવી રાખી હોય છે. એવીજ રીતે મગજનું કામ કરનારાઓ અનાયાસે થોડીજ ક્ષણોમાં સંખ્યાબંધ કાગળો કે પત્રો લખી શકશે, ત્યારે એક પરિશ્રમોપજીવી મજુર "મન" એ બે અક્ષરોની કાગળ ઉપર નકલ કરતાં પણ કંટાળી જશે. આમ થવાનું કારણ પણ વસ્તુતઃ તો અભ્યાસ—અનુશીલન કિંવા પરિશીલનજ હોય છે. મનુષ્યમાત્ર અનંત શક્તિનો અધિકારી છે એ સિદ્ધાંત ઉપેક્ષા કરવા યોગ્ય નથી. જે વ્યક્તિ જેટલી સાધના અને અનુશીલન ક્રમિકભાવે કરી શકે છે તેજ તેનો યોગ્ય અધિકારી થઇ શકે છે. વિશુદ્ધ શક્તિ પ્રાપ્ત કરવા માટે અભ્યાસ અથવા કેળવણી એજ એક રાજમાર્ગ છે. પરન્તુ વિશુદ્ધ શક્તિના સ્વરૂપને નહીં સમજી શકનારાઓ કેવા ખોટા માર્ગે દોરાઈ જાય છે, તેના એક બે દષ્ટાંતો અત્રે ઉપયોગી થઇ પડશે.

અમે ઉપરજ કહ્યું છે કે કેળવણીથી પ્રાપ્ત થયેલું મગજ વિશુદ્ધ બળ છે, પણ કેટલાએક મંદમતિઓ વિના પ્રયત્ને સંપૂર્ણ શરીરબળ મળી જાય એટલામાટે અનેક જાતના નીશાઓ અને વ્યસનો કરી પોતાના તન-મનનું સત્યાનાશ વાળે છે. જો કે નીશામાં ચકચૂર થયેલા હોય છે, તે વખતે તેમને કે તેમની

પાસેના મનુષ્યોને નીસાખોર મનુષ્યમાં અસાધારણ બળ આ
હોય એવો ક્ષણવાર ભ્રમ થઇ આવે છે, પરંતુ નિસા કે વ્ય
નના પરિણામે યથાર્થ બળ આવે છે, એમ કહેવાની કોણ હી
કરી શકશે? દારૂના નીસામાં ચકચુર થઇ વટેમાર્ગુઓને ક્ષણ
મુંઝાવનારાઓ શું એક ક્ષણ પછી એક સામાન્ય આઘાત માત્ર
ગંધાતી ગટરોમાં પડી ગયાના દૃષ્ટાંતો વિરલ છે? અફીણ
ગાંજાના વ્યસનીઓ હોલવાઇ જતા દીપકની જેમ થોડીવ
અસાધારણ સ્ફુર્ત્તિનો પરિચય આપી, પાછળથી હોશકો
વગરના નથી જણાતા? મૂળ હકીકત એવી છે કે ઉત્તે
ખાન-પાનથી લોહી કે નસો ઉશ્કેરાઈ જતી હોવાથી ઉત્તે
દ્રવ્યનો ખાનાર કે ઉત્તેજક પીણાનો પીનાર થોડી અદ્
શક્તિ કે સ્ફુર્ત્તિ દર્શાવે છે, પણ તે શક્તિ કિંવા સ્ફુર્ત્તિ
કૃત હોવાના કારણે વધારે વાર ટકતી નથી; એટલુંજ ન
પણ એક થાકી ગયેલા ટટ્ટુને એક ચાબુક મારી ચલાવવા
પરિણામે જે ક્ષતિ ભોગવવી પડે છે તેવીજ સ્થિતિ આ
વિકૃત બળવાળાઓની પણ થાય છે. માત્ર ઉત્તેજક ખાન
નથી જ તન-મન ઉશ્કેરાઈ જાય છે એમ માની લેવાનું ન
આજ કાલ “ શક્તિની દવાઓ ” ની જે દૈવી બક્ષીસ મ
લોકના મનુષ્યોને મળી છે તે પણ એવું જ વિકૃત બળ ઉ
કરતી હોવાથી કૃત્રિમ રીતે ઉપજાવેલી શક્તિ વિશુદ્ધ શા
જેટલી કાર્યકર કે કલ્યાણકર થઇ શકતી નથી. ખાનપાનની

તને એક બાજુ રહેવા દઇએ તો પણ ક્રોધ-માન-માયાદિ માનસિક વિકારોના પરિણામે પણ શરીરબળ અનેકવાર ઉશ્કેરાઇ જાય છે. ક્રોધના આવેશમાં આવેલી એક ન્હાની સરખી બીલાડી પણ કેટલીકવાર વીર પુરૂષને મારી નાંખે છે. એમ કહેવાય છે કે મરહૂમ લૉર્ડ કીચનર જેવો બાહોશ અને શૂરવીર નર પણ બીલાડીથી બહુ ડરતો રહેતો હતો. તે ગમે તેમ હો. કહેવાની મતલબ એટલીજ છે કે એક ક્ષુદ્ર જંતુ પણ માનસિક વિકારોને વશીભૂત થઇ અદ્ભુત શરીરબળ બતાવે છે. પરંતુ એ બળને વિશુદ્ધ શરીરબળ માનવાની ભૂલ કરવી જોઈતી નથી. વિશુદ્ધ શરીરબળ કોને કહી શકાય અને તે કેવી રીતે પ્રાપ્ત થાય તે વિષે વિસ્તારથી બોલવાનું અમે આ સ્થળે વિષયાંતરનો દોષ ન આવે એટલા માટે મુલતવી રાખ્યું છે.

શરીરબલ જેમ બે પ્રકારનું છે તેજ પ્રકારે મનોબળના પણ બે ભેદો પડી શકે છે. (૧) વિકૃત મનોબળ અને (૨) વિશુદ્ધ મનોબળ. આ છેલ્લા પ્રકારનું મનોબળ એજ ખરી રીતે મનોબળના સુંદર અભિધાનને યોગ્ય છે. બાકી વિકૃત મનોબળ જે હેતુઓવડે બહિર્ભાવ પામે છે તે હેતુઓ તરફ દ્રષ્ટિપાત કરતાં તેને મનોબળ કહેવું કે આગ્રહબળ કહેવું કે અભિમાનબળ કહેવું તે વિચારકો પોતે જ પોતાને માટે આ લેખના મનન અંતે વિચારી લેશે.

આપણી પાસે મનોબળના પ્રાય: જે દાખલાઓ રજુ કરવામાં આવે છે તે વસ્તુત: પવિત્ર મનોબળના હોતા નથી, તેથી વિશુદ્ધ મનોબળનું સ્વરૂપ જાણતા પહેલાં વિકૃત મનોબળના જ થોડા દ્રષ્ટાંતો ઉપર વિચાર કરી જોઈશું.

સત્યવાદી રાજા હરિશ્ચંદ્રનું દ્રષ્ટાંત સુપ્રસિદ્ધ છે. તેણે સત્યપાલન કરવા જતાં પોતાના રાજ્યનો ત્યાગ કર્યો હતો, સ્ત્રી પુત્ર આદિને ભરબજારમાં વેચી દીધાં હતાં, મતલબ કે એક મનુષ્ય સત્ય પ્રત્યેના દ્દઢ પ્રેમની ખાતર-જેટલો ભોગ આપી શકે તેટલો ભોગ તેણે આપ્યો હતો. આ દ્રષ્ટાંતમાં અમને લાગે છે કે સત્યાગૃહના સંગ્રામમાં મનુષ્યે કેટલો ભોગ આપવો જોઇએ, સત્યનું અવલંબન લેનારે કેટલી સ્વાર્પણતા દર્શાવવી જોઇએ, સત્યનો માર્ગ કેટલો વિકટ છે, અને તેમાં પણ જે પુરૂષ રાજા જેટલી જવાબદારી ધરાવતો હોય અને જેના આચરણ ઉપર સમષ્ટિના આચારનો પાયો રચાતો હોય તેણે કેવા પ્રકારની સહનશીલતા દાખવવી જોઇએ ઈત્યાદિ પ્રશ્નોનું જેટલુ સમાધાન કરવામાં આવ્યું છે, તેટલું સમાધાન વિશુદ્ધ મનોબળ કેવું હોવું જોઇએ તે પ્રશ્નનું કરવામાં આવ્યું નથી. વિશુદ્ધ મનોબળના દષ્ટાંત સ્વરૂપે રાજા હરિશ્ચંદ્રનો પરિચય આપવો તેના કરતાં એક સત્યાગ્રહી તરીકે તેના જીવનચરિત્રથી પરિચિત થવું એજ વધારે બંધબેસતું છે.

રાજા હરિશ્ચંદ્ર જે સત્યથી એક ડગલું પણ પાછળ ન હઠ્યા તેનું કારણ તેમનામાં વિશુદ્ધ મનોબળ હતું એ નહિં, પણ તેમનું મનોબળ સત્યના સ્વીકારરૂપ નીસાથી ઉત્તેજીત થયું હતું એ છે. જો કે એ મનોબળ પોતાના શુદ્ધ સ્વરૂપમાં નહોતું અથવા વિકૃત સ્વરૂપમાં હતું, પણ આપણા જેવા સત્યના માર્ગે પદે પદે વિચ્યુત થનારાઓને માટે તો તે અનુકરણીયજ છે, એમ બેધડકપણે કહી શકાય. વિશ્વામિત્ર ઋષિએ જો રાજા હરિશ્ચંદ્રને કપટવેશમાં છેતર્યા ન હોત તો હરિશ્ચંદ્ર રાજા કોણ હતા અને કેવા થઇ ગયા તેનો પરિચય વિશ્વને મળત કે નહીં તે કહી શકાતું નથી. વિશ્વામિત્રે જ્યારે રાજા હરિશ્ચંદ્ર પાસે આવી તેની સત્યપ્રિયતાની કસોટી કરવા માંડી ત્યારે જ સત્યના દૈવીમાર્ગનો પ્રવાસી હરિશ્ચંદ્ર કટિબદ્ધ થઇ તેની સામે ટક્કર ઝીલવા ઉભો રહ્યો. વિશુદ્ધ મનોબળવાળા પુરૂષોના સંબંધમાં તેમ બનતું નથી. કારણ કે તેમનું મનોબળ વિકાર પામવાના હેતુઓની રાહ જોતું બેસી રહેતું નથી. તેઓ તો જીવનના પ્રત્યેક વ્યવહારમાં, કસોટી થવાની હોય કે નહીં તેની પરવા રાખ્યા વગર પોતાનું શુદ્ધ મનોબળ પ્રકટ કર્યાજ કરે છે. રાજા હરિશ્ચંદ્રનું મનોબળ વિકૃત પ્રકારનું હતું તેથીજ તેને વિકાર પમાડે એવા હેતુઓની જરૂર હતી. વિશુદ્ધ પ્રકારનું મનોબળ તો શરદ્ઋતુના પૂર્ણિમાના પ્રકાશની પેઠે અવિચ્છિન્નપણે ઝર્યા કરે છે, વિશ્વના પ્રાણીઓને પોતાના પ્રકાશથી આહ્લાદ થાય

છે કે નહીં અથવા જગતનો ઇતિહાસ તેની નોંધ લે છે કે નહીં, તેની તેમને લેશ માત્ર પણ ચિંતા નથી હોતી. એક બીજું દૃષ્ટાંત લઇએ.

ધર્મરાજા ( યુધિષ્ઠિર ) કૌરવોના આગેવાન દુર્યોધન સાથે દ્યુતક્રિડા રમતા હારી ગયા અને એ હારમાં સતી દ્રૌપદી ગુમાવી બેઠા એવો એક પ્રસંગ મહાભારત વિગેરેમાં આવે છે. હવે જ્યારે દ્રૌપદીને દુર્યોધનની રાજસભામાં લાવવામાં આવી અને ભરસભામાં દુષ્ટ દુઃશાસને જ્યારે તેણીનાં વસ્ત્રો ખેંચવા માંડયા ત્યારે પાંચ પતિ સમક્ષ હોવા છતાં એક નિરાધાર બનેલી અબળા–સતી દ્રૌપદીએ જે આક્રંદ આરંભ્યું તે વજ્ર જેવી કઠોર છાતીવાળાને પણ પીગળાવી નાંખે તેવું છે. તે વખતે ભીમ અર્જુન જેવા મહારથી અને વીરનરોના હૃદયમાં સંતાપ તથા ક્રોધનો કેવો ધગધગતો અગ્નિ સળગી ઉઠયો હશે તેનું વર્ણન થઇ શકતું નથી. ગમે તે જાતની નિરાધાર અબળાને પણ જો પગમાં કાંટો વાગ્યો હોય તો પોતાના જીવનનો સર્વસ્વ ભોગ આપી એ કંટક ખેંચી કાઢનાર વીર ક્ષત્રીયરત્નોએ જ્યારે પોતાની જ સતી અર્ધાંગનાને રાજસભામાં આંખમાંથી અશ્રુ સારતી તથા કલ્પાંત કરતી નીહાળી હશે તે વખતે શું તેમનું હૃદય ચીરાઇ નહીં ગયું હોય ? દ્યુત જેવી દુષ્ટ ક્રિડા કરાવી પોતાના સરળ વડીલ બન્ધુ પાસેથી સર્વસ્વ પડાવી લેનાર દુર્યોધન પ્રતિ ધસી જઇ તેનું રકતપાન કરવાની શું એ વીરોને

ઈચ્છા નહીં થઇ હોય ? શું દૃઢપ્રતિજ્ઞ યુધિષ્ઠિરને પોતાને પણ આ દૃશ્ય અસહ્ય નહીં જણાયો હોય ? આપણે મહાભારતના વાંચનથી જોઇ શકીએ છીએ કે આપણા હૃદયમાં જે પ્રશ્નો અને ઇચ્છાઓ અત્યારે ઉદ્ભવે છે તેવા જ પ્રશ્નો અને ઇચ્છાઓ તે કાળે પણ મનુષ્યસ્વભાવના અનુસારે તેમને પણ પ્રકટી હતી, કે જેવી ઇચ્છાઓ એક વિશુદ્ધ મનોબળવાળા પુરૂષને ઉદ્ભવતી નથી. છતાં તેઓએ તે ઇચ્છાઓને સંયમમાં રાખવાનું અસાધારણ બળ દર્શાવ્યું હતું એમ પણ આપણે જોઇએ છીએ.

અહીંઆ એવા પ્રશ્ન ઉદ્ભવવાને યોગ્ય છે કે યુધિષ્ઠિરે તથા ભીમ આદિએ ક્ષુબ્ધ હૃદયને અંકુશમાં રાખવાનું જે બળ બતાવ્યું તેને શું મનોબળ નહીં કહી શકાય ? અમે તેને વિશુદ્ધ મનોબળનું નામ આપી શકતા નથી. કારણ કે ઉપર કહ્યું તેવી જાતનું બળ ઉત્પન્ન કરવામાં જે હેતુ હતો તે હેતુ વિશુદ્ધ મનોબળના કારણરૂપે કહી શકતો નથી. ધર્મરાજાએ તે વખતે જે સંયમબળ બતાવ્યું હતું તે તેમના સત્યરક્ષા–પ્રતિજ્ઞારક્ષાના આગ્રહરૂપી આવેશમાંથી ઉદ્ભવ્યું હતું, અને ભીમ, અર્જુન વગેરેએ જે બળ દર્શાવ્યું હતું તે પોતાના વડીલ બન્ધુ પ્રત્યેના માન ભાવમાંથી ઉદ્ભવ્યું હતું. અર્થાત્ ધર્મરાજના એ સંયમબળમાંથી સત્ય પ્રત્યેનો મમત્વ તથા પ્રતિજ્ઞા પાળવાનો દૃઢ આગ્રહ બાદ કરવામાં આવે તો તેમના મનોબળને આપણે બહુ મહત્ત્વનું રૂપ આપી શકીએ નહીં. તેવીજ રીતે

અર્જુન અને ભીમ આદિ બંધુઓમાંથી અગ્રજ પ્રત્યેનું બહુમાન તથા વડીલ બન્ધુનું આજ્ઞાપાલન જો બાદ કરવામાં આવે તો તે બળને પણ આપણે બહુ ઉચ્ચ કોટીમાં મુકી શકીએ નહીં. સારાંશ એ છે કે તેમણે તે પ્રસંગે જે બળ દર્શાવ્યું હતું તે પ્રતિજ્ઞાપાલન તથા આજ્ઞાપાલન એ બે હેતુઓને આભારી હતું અને તેથી તે બળને વિશુદ્ધ મનોબળનું નામ નહીં આપતાં વિકૃત મનોબળનું નામ આપવું એજ વિશેષ ઉચિત છે. જો કે એવું સંયમબળ આ કાળે પણ ઈચ્છવા યોગ્ય છે તો પણ એ બળ કરતાં પણ વિશુદ્ધ મનોબળ બહુ શ્રેયસ્કર હોય છે એ એકજ વાત સિદ્ધ કરવાનો અમે આ લેખમાં ઉદ્દેશ રાખ્યો છે એ વાત કોઇ વાચકે ભૂલી જવાની નથી. વિકૃત શરીરબળનું વર્ણન કરતી વખતે અમે જણાવી ગયા છીએ કે એક દારૂડીયો કે અફીણી દારૂ કે અફીણના ઉત્તેજક ખાન–પાન પછી જે અંગબળ બતાવે છે તે તેનું વિશુદ્ધ અંગબળ નથી હોતું પણ અફીણ કે દારૂની ઉત્તેજકતા અને તેને વશીભૂત થવાની સ્વાભાવિક સહજ નિર્બળતામાંથી ઉદ્દભવેલું તે વિકૃત અંગબળ હોય છે. તેવીજ રીતે ઉચ્ચ પ્રકારના માનસિક વિકારો કે નીચ પ્રકારના માનસિક વિકારો વડે ઉશ્કેરાયેલા મનોબળને વિશુદ્ધ મનોબળનું નામ નહીં આપતાં વિકૃત મનોબળ કહેવું એજ યોગ્ય છે. વિશુદ્ધ બળવાળા મનુષ્યનું બળ વિકૃતબળવાળા મનુષ્યની પેઠે એકાએક

ઉછાળો મારતું નથી તેમ અદૃશ્ય પણ થઇ જતું નથી. તે તો હંમેશા ગમે તે કાળે અને ગમે તે સંયોગમાં શાંત-સ્તબ્ધ સરોવરની જેમ ગંભીર અને અવિકારી જ રહે છે. પણ એ વિષય વિશુદ્ધ મનોબળવાળા યોગીઓનું વર્ણન કરતી વખતે અમે કિંચિત્ વિશેષ સ્પષ્ટ કરીશું.

આ પ્રસંગે અમારે એટલું કહેવું જોઇએ કે માનસિક વિકારો વસ્તુતઃ વિકાર હોવા છતાં તે છેક તિરસ્કારને પાત્ર હોતા નથી. ક્રોધ, અભિમાન, મોહ વિગેરે વિકારોને તિરસ્કાર-પાત્ર માત્ર ત્યારે જ ગણી શકાય કે જ્યારે તે અપ્રશસ્તરૂપે બહિર્ભાવને પામ્યા હોય. જૈન શાસ્ત્રમાં ક્રોધ, માન, લોભ, ઇત્યાદિના બે ભેદો પાડ્યા છે તે જરા વિચારવા યોગ્ય છે. જૈન શાસ્ત્ર સ્પષ્ટ રીતે કહે છે કે, જો કે ક્રોધાદિ વિકારો હેય છે તો પણ તેનો આપણે સર્વથા ત્યાગ કરી શકીએ તે પહેલાં અપ્રશસ્ત ક્રોધના પંજામાંથી મુક્ત થઇ પ્રશસ્ત ક્રોધ વિગેરેનું શરણ લેતાં આપણે શીખવું જોઇએ. આ વાત જેવી રીતે ક્રોધના સંબંધમાં કહી છે તેવીજ રીતે અન્ય અન્ય વિકારોના સંબંધમાં પણ સમજી લેવી. રાજા હરિશ્ચંદ્રે જે સત્યપાલન બળ બતાવ્યું, યુધિષ્ઠિરે જે પ્રતિજ્ઞાપાલનનું બળ દર્શાવ્યું, તેમના લઘુ સહોદરોએ જે વિવેકબળ દર્શાવ્યું તે પ્રશસ્ત બળ હોવાના કારણે માનને પાત્ર છે, પણ તે વિશુદ્ધ પ્રકારનું મનોબળ તો નહોતુંજ એમ પુનઃ

કહી દેવું જોઈએ. બીજા એક બે દ્રષ્ટાંતો આપી આ વાત સહેજ વિશેષ સ્પષ્ટ કરીશું.

સતી સીતાનો પતિપ્રેમ આર્ય નર-નારીઓને અવિદિત નથી. દેવી સીતા રામને જે પ્રકારે ચાહતા હતા તે ચાહને પ્રેમ પ્રીતિ મોહ કે ભકિત એમાનું ગમે તે નામ આપીએ પણ તેને એક ઉચ્ચ કોટીનો વિકાર માન્યા સિવાય તો ચાલે નહીં. હવે જયારે સતી સીતાને દુષ્ટ-રૂપાંધ રાવણ હરી ગયો અને ત્યાં તેણીને અનેક પ્રલોભનોની મધ્યમાં મુકી વિચલિત કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે પણ દ્રઢ પતિભકિતવાળા સતી સીતાજી વિચલિત થયા નહીં, એટલુંજ નહીં પણ રામ પ્રત્યેની અડગ ભકિતની ખાતર અનેક પ્રકારના કષ્ટોમાં પણ અસહ્ય ધૈર્ય ધારણ કર્યું. આ ધૈર્ય ધારણ એક પ્રકારનું મનોબળ છે એમાં તો કોઈથી શંકા લઇ જઇ શકાય તેમ નથી, પણ ધૈર્યધારણમાં હેતુ શું હતો તેનો જો વિચાર કરવામાં આવે તો ત્યાં રામ-પ્રેમ કે પતિપરાયણતા નજરે પડયા સિવાય રહે નહીં અને વ્યક્તિપ્રેમ કે મોહ એ શું છે ? એ એક પ્રકારનો માનસિક વિકારજ છે. અલબત્ત તે પ્રેમ પ્રશસ્ત હોવાના કારણે અનુકરણીય અને માનને પાત્ર છે. સતી સીતાના દિવ્ય ચરિત્રની છેક સામીજ દિશામાં જો કોઇ એવું દ્રષ્ટાંત દ્રષ્ટિગોચર થાય કે જેણે પતિથી બેવફા બની પતિહત્યા કરતી વખતે અતિ રાક્ષસી કઠોરતા દર્શાવી હોય તો તે મમતા અપ્રશસ્ત હોવાના કારણે લેશપાત્ર માનને પાત્ર નથી

બલ્કે નિંદનીય છે, એમ કહેવામાં અન્યાય નથી. પશ્ચિમના ઇતિહાસમાં એવાં અનેક દ્રષ્ટાંતો મળી આવે છે કે રાજપત્નીઓએ વ્યભિચારપ્રેમને વશીભૂત થઇ પોતાના વિશ્વાસુ પતિઓનાં કઠોરતાથી ખુન કર્યાં હોય અને એ ખુનના પરિણામે પોતાના રાજ્યવૈભવનો તથા કુટુંબ–પરિવારનો પણ અવિચલિત ભાવે ત્યાગ કર્યો હોય. અનેક માશુકોએ આશકના મોહમાં અંતઇ પતંગીયાની પેઠે આત્મ આહુતી આપી છે. પણ તે મોહ વ્યભીચારી હોવાને લીધે અથવા તો કામજન્ય હોવાને કારણે પ્રશંસાપાત્ર નથી. જો કે એક સતી સ્ત્રી અને મોહાંધ માશુક એ બન્ને વ્યક્તિઓ ઘણીવાર એકજ પ્રકારનું વિકૃત બળ દર્શાવે છે પણ તેની દિશા ભિન્ન ભિન્ન હોવાથી સતી સ્ત્રીનો પ્રેમ જગતમાં નિત્ય ગવાય છે અને વ્યભિચારી વેશ્યાનો આપાતરમ્ય મોહ જગત્માં ભયસૂચક એક દીવાદાંડી જેવો રહી જાય છે. પતિપ્રેમની જેમ અપત્યપ્રેમ એ પણ એક પ્રકારનો માનસિક વિકાર છે. એ અપત્યપ્રેમને તાબે થઈ ક્ષુદ્ર જંતુથી લઇ વનરાજ–સિંહ સુદ્ધાં અસાધારણ શૌર્ય દર્શાવે છે. ગરીબ ગાય પણ પોતાના એકાદ બચ્ચાનો વિરહ થયેથી ઘણીવાર ઉગ્રરૂપ પકડે છે, એક બીલાડી પણ પોતાનું બચ્ચું લઈ જનાર પ્રતિ દાંતિયાં ઘુરકાવે છે અને પુત્રને ખાતર બને તેટલા ભોગ આપવાને તૈયાર થાય છે. મનુષ્યો પણ સંતાન પ્રીતિની ખાતર અસીમ સાહસ ખેડે છે. આ બધાં દ્રષ્ટાંતોમાં જે મનોબળ જોવામાં આવે છે તેને પણ

વિશુદ્ધ મનોબળ નહીં માનતાં વિકૃત મનોબળજ માનવું પડશે, કારણ કે પુત્રમોહને લઇને એ બળો ઉત્તેજીત થયેલાં હોય છે.

અમે ધારીએ છીએ કે વિકૃત મનોબળ કેવું હોય તેનો કંઇક ખ્યાલ આપવાને અમે યથેષ્ટ વિસ્તાર કર્યો છે. વિકૃતબળ એ સ્વાભાવિક બળ જેટલું કાર્યકર, સ્થાયી તથા શ્રેયસ્કર નથી હોઇ શકતું એમ અમે ઉપર જ દર્શાવી ગયા છીએ. હવે મનોબળ પોતાના શુદ્ધ સ્વરૂપમાં કેવું હોય તેનો કિંચિત્ વિચાર કરીશું. જો કે વિશુદ્ધ મનોબળ કેવું ન હોય એ વાત સમજનારાઓ માટે વિશુદ્ધ મનોબળ કેવું હોય એ વિષય સંબંધે વિશેષ વિવેચનની અગત્ય નથી તો પણ પ્રસ્તુત વિષયને સંપૂર્ણ ઇન્સાફ મળી શકે, એટલા માટે કિંચિત્ સ્વરૂપ અત્ર રજુ કરીએ છીએ.

વિશુદ્ધ મનોબળ કેવળ આત્મશક્તિની સાથે જ સંબંધ ધરાવે છે. જેઓ જેટલે અંશે સંકલ્પની દૃઢતા અથવા આત્મસ્થિરતા પ્રાપ્ત કરી શક્યા હોય છે, તેઓ જ તેટલે અંશે વિશુદ્ધ સ્વરૂપે આત્માને અવલંબી નિર્મળ મનોબળ પ્રકટ કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો અભિમાન, મોહ કે ક્રોધ આદિ વિકારો ઉપર જેમણે સંપૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો હોય, રાગ-દ્વેષના નિમિત્તોમાં પણ જેઓ અવિચલિતભાવે આત્મસમાધિમાં રહી શકતા હોય તેઓ જ વિશુદ્ધ મનોબળના એક માત્ર અધિકારી ગણાવા યોગ્ય છે. આત્મસમાધિની સ્થાયી વૃત્તિમાંથી જેમની

વિકારી વૃત્તિ ઉત્થાન પામી શકતી નથી, આત્મવિચારણાની અખંડ ધારામાં કોઈપણ જાતનો સંજોગ-વિજોગ વિઘ્ન ઉપજાવી શકતો નથી, તેઓ જ યથાર્થ યોગીઓ કિંવા વિશુદ્ધ મનોબળવાળા છે; એમ નિઃસંકોચપણે કહી શકાય છે.

જેઓ વિશુદ્ધ મનોબળનું સ્વરૂપ હજી લક્ષગત કરી શક્યા ન હોય તેમને અમે પુનઃ વિશુદ્ધ અંગબળના સ્વરૂપ ઉપર એક વાર વિચાર કરવાની ભલામણ કરીશું. વિશુદ્ધ શરીરબળનો જેમને સ્પષ્ટ ખ્યાલ આવી ગયો હશે તેમને વિશુદ્ધ મનોબળનો ખ્યાલ ઘણી સહેલાઇથી આવી શકશે. અમે આ લેખના આરંભમાં જ એવા ભાવનું કહી ચૂક્યા છીએ કે જે અંગબળ ઉત્તેજક હેતુઓનો આધાર લીધા વિના પોતે પોતાના સ્વરૂપમાં જ અખંડિતપણે વર્તે તે જ અંગબળ યથાર્થ અંગબળ છે. તેવી જ રીતે વિશુદ્ધ મનોબળ રાગ-દ્વેષ આદિ ઉત્તેજક નિમિત્તોનો આશ્રય લીધા સિવાય પોતે પોતાના સ્વરૂપમાં સદાકાળ વર્ત્યા કરે તે જ મનોબળ યથાર્થ અને વિશુદ્ધ મનોબળ છે. આપણે જાણીએ છીએ કે એક ખરેખરો વીર અથવા બળશાળી પુરૂષ પોતાના દુશ્મન પ્રત્યે અથવા તો પોતાનું અનિષ્ઠ કરનાર પ્રત્યે ક્રોધ કે ક્રૂરતા બતાવવાને બદલે હંમેશા ક્ષમા કે દયા જ દર્શાવે છે. નિર્બળ અને નિર્વીર્ય માણસો તેવી ક્ષમા કે દયા દર્શાવી શકતા નથી. કારણકે તેઓના શરીર-મનમાં રહેલી નિર્બળતા સહેજ માત્ર આઘાતથી ઉશ્કેરાઈ જાય છે.

એટલા જ માટે કહ્યું છે કે નિર્બળો જે ક્ષમા આપી શકતા નથી તે ક્ષમા વીર પુરૂષો આપી શકે છે. આનું કારણ બહુ લાંબે શોધવા જવું પડે તેમ નથી. તેઓને પોતાના સ્વાભાવિક બળ પ્રતિ સંપૂર્ણ વિશ્વાસ હોય છે અને આથી ગમે તેવા દુશ્મનને તેઓ ઉશ્કેરાયા વિના ક્ષમા આપી છોડી દઈ શકે છે. જોકે તેમનું સ્વાભાવિક બળ જીવનની પ્રત્યેક ક્ષણે વિશ્વની દ્રષ્ટિ આગળ પ્રકટ થતું નથી તો પણ તેમની શત્રુજન પ્રત્યેની દયા કે ક્ષમામાં જ એ બળ પ્રત્યક્ષ થયા વગર રહેતું નથી.

વિશુદ્ધ મનોબળના સંબંધમાં પણ એમજ છે. યથાર્થ યોગીઓ, મુનિઓ, તપસ્વીઓ અને વિદેહી પુરૂષોમાં એ વિશુદ્ધ મનોબળ અખંડિતપણે પ્રવર્ત્તમાન હોય છે. સામાન્ય જનને રાગ-દ્વેષાદિના આઘાતો જેમ ઉશ્કેરી દે છે તેવી રીતે ઉપર કહ્યા તેવા યોગી પુરૂષોને ઉશ્કેરી શકતા નથી. તેઓ જંગલમાં રહેવા છતાં સિંહ-વ્યાઘ્ર આદિ હિંસ્ર પશુઓની મધ્યમાં પણ શાંતિથી આત્મસમાહિતપણે અડગ રહી શકે છે. ભૂખ-તૃષા આદિના અનેકાનેક પરિસહોમાં પણ પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થતા નથી. પ્રલોભનોની મધ્યમાં રહેવા છતાં જળકમળવત્ રહી પ્રલોભનોના બળને નિ:સત્ત્વ કરી મૂકે છે. જોકે સ્થૂલદ્રષ્ટિ એવા યોગી પુરૂષોના પુરૂષાર્થને પ્રત્યક્ષ નીહાળી શકતી નથી તોપણ તેઓ કેવા અડગ મનોબળથી એવા આઘાતો સહન કરી શકતા હશે, કેવી બળવાન વૃત્તિથી વિકારો ઉપર

વિજય પ્રાપ્ત કરી શકતા હશે તેનો વિચાર કરવામાં આવે તો તેમનું વિશુદ્ધ મનોબળ આપણી વિચારદ્રષ્ટિને ચકિત કર્યા વગર રહે નહીં. સ્થૂળ ભૂમિકા ઉપર જે બળ અસર કરે છે તેને આપણે બહુ મહત્ત્વનું રૂપ આપવાની ઘણીવાર ભૂલ કરી બેસીએ છીએ. પોતાની શાંતિમાં સહેજ ભંગ કરનાર કોઇ મનુષ્યને એકાદ તપસ્વીએ આંખના ઇશારામાત્રથી બાળીને ભસ્મ કર્યો હોય તો આપણે એ તપસ્વીના મનોબળને ઘણું મહત્ત્વનું રૂપ આપી દઇએ છીએ. પણ વસ્તુતઃ તે બળ એટલું બધું માનને પાત્ર નથી. એવી જાતનું વિચારી બળ તો એક ક્ષુદ્ર જંતુ પણ દર્શાવી શકે છે. પરંતુ જે બળ સૂક્ષ્મ ભૂમિકા ઉપર અસર કરતું હોય અને ગમે તેવા આઘાતની પણ ઉપેક્ષા કરી શકતું હોય તેજ બળ યથાર્થ બળ છે અને તેજ આપણા સર્વના માનને પાત્ર છે. શ્રી મહાવીરસ્વામી જેવા પ્રભુને ધ્યાનમાંથી કિંવા કાયોત્સર્ગમાંથી વિચલિત કરવા અનેક પ્રકારના ઉપસર્ગો દેવોએ કર્યા. જો મહાવીરસ્વામીએ ધાર્યું હોત તો તેઓ એક કાચી ક્ષણમાં તે ઉપસર્ગોને દૂર કરી શક્યા હોત પરંતુ તેઓ જાણતા હતા કે એવા ઉપસર્ગોને દૂર કરવા મનોબળને વિકૃત બનાવવું અને તે દ્વારા નિરૂપદ્રવવાળી અવસ્થામાં રહેવું એ આત્મહિતકર નથી. નહીં તો જેઓ એક અંગુઠાના સ્પર્શ માત્રથી મેરૂ પર્વતને કંપિત કરી શક્યા હતા તેમને માટે દેવોના ઉપદ્રવો દૂર કરવા એ બહુ મ્હોટી વાત નહોતી. પરંતુ વિશુદ્ધ મનોબળ સ્થૂળ ભૂમિકા ઉપર દેખીતી અસર પ્રકટાવવાને

લલચાતું નથી. તેની અસર નિગૂઢભાવે આત્મપ્રદેશમાં જ થયા કરે છે.

विकार हेतौ सति विक्रयन्ते येषां न चेतांसि त एव धीराः ॥ અર્થાત્ એક સંસ્કૃત કવિએ યોગ્ય જ કહ્યું છે કે જેઓ વિકારોની મધ્યમાં રહેવા છતાં–પ્રલોભનોના ખોળામાં રહેવા છતાં, જેઓનું મન વિકારને પામતું નથી તેઓજ ખરા ધીર–વીર પુરૂષો છે. જંગલમાં જઇ એકાદ નિર્જન ગુફામાં ધ્યાન કરનારા અને એ રીતે સંસારના પ્રપંચોથી મુક્ત રહેનારા સેંકડો યોગીઓ મળી આવશે. સ્ત્રી, પુત્ર, ધન, ધાન્ય, રાજ્ય, વૈભવ આદિ સર્વસ્વને ત્યજી દઈ આત્મહિતાર્થે સાધના કરનારા પણ સેંકડો મળી આવશે. પરંતુ ઉક્ત સંસ્કૃત કવિ કહે છે કે પ્રલોભનોના પંજામાંથી નાસી જનાર પુરૂષોને યથાર્થ ધીર પુરૂષ કહી શકાય નહીં. અક્ષયકીર્ત્તિવાન્ શ્રીસ્થૂલીભદ્રનું દૈવી–શુદ્ધ મનોબળ જૈન ઇતિહાસમાં મશહૂર છે. તેઓ પોતાની પરિચિત કોશાના આગારમાં વસવા છતાં અને વિલાસ–વૈભવની કાલિમામય કોટડીમાં પુરાવા છતાં અણિશુદ્ધ બહાર આવ્યા હતા. ત્યાં તેમને પગલે પગલે કેવી દૃઢતા તથા મનોનિગ્રહ બતાવવો પડયો હશે તેનો આપણે ખ્યાલ કરી શકીએ તેમ નથી. જો કે કોઇપણ પ્રકારના વિકૃત મનોબળથી પ્રેરાઇ તેમણે સ્થૂલ ભૂમિકા ઉપર કોઈ જાતની દેખીતી અસર

કરી નહોતી તો પણ તેમણે રાજા હરિશ્ચંદ્ર કે ધર્મરાજા કરતાં ઓછું મનોબળ વાપર્યું છે એમ શું કોઇ કહી શકશે ? રાગ-દ્વેષાદિના દ્વંદ્વોમાં પોતાની આત્મવિશુદ્ધિ ટકાવી રાખવી એજ સત્ય વીરત્વ છે, અને એજ વિશુદ્ધ મનોબળ છે. જનકવિદેહીનું દષ્ટાંત પણ એવીજ જાતનું છે. તેમણે મોહરાજાના સામ્રાજ્યમાં બાહ્યરીતે પરતંત્રતા સ્વીકારી હતી. પરન્તુ અંતરથી તેઓ એક યોગીની જેમ વિરાગીજ રહ્યા હતા. વિકૃત મનોબળ દાખવનારા સેંકડો અને સહસ્રો દષ્ટાંતો વિશ્વના ઇતિહાસમાં બન્યા હશે, પણ શ્રીમાન્ સ્થૂલીભદ્ર અને જનકવિદેહી જેવા નરવરોના પવિત્ર મનોબળનું હજુપણ એટલાજ ગૌરવથી ઇતિહાસ યશોગાન કરે છે. એજ બતાવી આપે છે કે તેઓમાં સામાન્ય મનોબળથી કંઇક વિશેષ અને તે પણ ઉચ્ચ કોટીનું મનોબળ હતું. આ સ્થળે બીજી પણ એક વાત લક્ષમાં રાખવા યોગ્ય છે. હેતુઓ અથવા નિમિત્તો વસ્તુતઃ મનુષ્યના બંધ કે મોક્ષમાં મુખ્યત્વે હેતુભૂત થતાં નથી. मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः કોશા વેશ્યાના ગૃહમાં વસવા છતાં મહાત્મા સ્થૂલીભદ્ર પરમ અણુગાર ગણાયા છે, રાજ્યઋદ્ધિ ભોગવવા છતાં જનકરાજા વિદેહી પુરૂષ તરીકે પ્રશંસાયા છે, દુર્વાસા મુનિ નિત્ય ભોજન કરવા છતાં ઉપવાસી જ ગણાયા છે, અને સહસ્ર ગોપીઓની મધ્યમાં વસવા છતાં કૃષ્ણ બાળ-બ્રહ્મચારી લેખાયા છે. વસ્તુતઃ

પવિત્ર અને શુદ્ધ મનોબળની પાસે હેતુઓ, નિમિત્તો કે પ્રલોભનો પોતાનું સત્ત્વ ગુમાવી બેસે છે. નિર્બળ મનોબળવાળા પુરૂષોની પાસે જ પ્રલોભનો ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. આ પ્રમાણે વિશુદ્ધ મનોબળનું તથા વિકૃત મનોબળનું સ્વરૂપ જાણ્યા પછી પ્રિયવાચક, તમે પણ એવા જ પ્રકારનું વિશુદ્ધ બળ સંપ્રાપ્ત કરો અને વિશ્વના ગણ્યા–ગાંઠ્યા દૃષ્ટાંતોમાં તમે પણ તમારા ચરિત્રવડે એક નવું યશસ્વી નામ ઉમેરો એજ અમારી અંતઃકરણની ભાવના છે.

---

## સેવ્ય સેવકની પ્રશંસાની હદ.

ઘણા કાળથી ચાલી આવતી પ્રણાલિકા તરફ લક્ષ આપતાં, માની શકાય છે, કે અમો જે ઘેલછા વિષે લખવા માગીએ છઇએ તે ઘેલછા લાંબા વખતથી શરૂ થએલ છે, જેને લઇને વ્યવહાર અને મર્યાદાની અવ્યવસ્થા પ્રચલિત થએલી છે, જેનું પરિણામ ઘણા કોઇએ ભોગવ્યું છે, ભોગવે છે અને ભોગવશે. વાત ટુંકી ને ટચ છે, જેને માટે આ લાંબા લખાણને લાચરીના રૂપમાં, અમારા સાક્ષર લબ્ધિવંતો માનવા તૈયાર થાય તો તે બનવાજોગ છે. મુદ્દા ટુંકામાંજ હોય છે. સમજાવવામાં વિસ્તારની અપેક્ષા રહે છે, જે વિસ્તાર ઇચ્છિત વાતને સિદ્ધ કરનાર હોવો જોઇએ. આ પૃથ્વીતલ ઉપર મનુષ્ય ક્ષેત્રમાં, એવો વ્યવહાર પ્રચલિત

છે કે, રાજા પ્રજા, ગુરૂ શિષ્ય, ગોર યજમાન, પતિ પત્નિ; પિતા પુત્ર, શેઠ મુનિમ, વગેરે દ્વંદ્વ સંબંધો ઉપસ્થિત થએલા છે, જે સંબંધોની મર્યાદા સ્વાર્થ અને લાલચે નષ્ટ કરી, એક બીજાને અથડામણીમાં મુકયા છે. રાજા, એ પ્રજાએ પોતાનું વિશ્વાસપાત્ર શ્રદ્ધાભાજન માનેલી વ્યક્તિવિશેષ છે, જેમાં બે જાતની શક્તિ હોઇ શકે; એક તો પ્રજાના મનને આકર્ષી પ્રિય બનવાની, જ્યારે બીજી શક્તિ એવી હોઈ શકે, કે જે શક્તિની ન્યૂનતા પ્રજા પોતામાં સમજતી હોય તેવી શક્તિવાળો એક સમર્થ વ્યક્તિ રાજા બની શકે છે. કર્તવ્ય તેનું એજ હોઇ શકે કે, જેનો પોતે રાજા બન્યો છે, તેને કુટુંબવત્ માને, તેની દરેક જાતની ફીકર તેને હોવી જોઇએ, અને તેથી ઉત્પન્ન થતુ દ્રવ્ય, તે તેમનું અને તેમનાજ માટે છે. પોતે માત્ર વ્યવસ્થા કરનાર એક બુદ્ધિમાન નર તરીકે પોતાને માને તો તેટલી તેને છુટ છે. પ્રજાથી મેળવેલ ધન ઉપર રાજાનો વસ્તુતઃ કંઇપણ હક નથી. જો તે ધનનો પોતાના વૈભવમાં, મોજ મજામાં અને બીજા સુખના સાધનોમાં ઉપયોગ લે, તો તે રાજા નહિ, પણ એક કૃતઘ્ન, વિશ્વાસઘાતક પુરૂષ-વિશેષ છે. આવી ભુલ રાજાઓમાં બનવા પામે છે, તેનું કારણ માત્ર પ્રજાનું વર્તન છે. પ્રજા પૈકી સ્વાર્થી નરાધમો પોતાની હદ છોડી, મર્યાદાનુ ઉલંઘન કરી, અધિકારનું ભાન ભૂલી જઇ, નીચ અને તાત્કાલિક અંગત સ્વાર્થસિદ્ધિને માટે, રાજાઓને રૂડું લગાડે છે, સ્તુતિ કરે છે, પ્રભુ તુલ્ય માને છે; પંચમ લોક-

પાલક કહી ગાય છે, હાથ જોડી દીનતા દાખવી, પોતે પોતાને તૃણતુલ્ય મનાવવા તૈયાર થાય છે. આથી પોતાની અને પોતાના સજાતીય બન્ધુઓની કિંમત ઘટાડે છે, રાજાઓની આંખમાં પોતાને નિર્માલ્ય દેખાડવા પ્રયત્ન સેવે છે, જેને લઇને મત્ત રાજાઓ પોતપોતાની હદ, પોતાનું કર્ત્તવ્ય, પોતાની ફરજ અને મર્યાદા ભૂલી જઇ, અહંકાર–પિશાચગ્રસ્ત બને છે, ધુણે છે, અને અહંકારની પરવશતાને લીધે, પોતે પોતામાં પૂર્ણતા નિહાળે છે. “બસ, હું મોટો, મારા જેવો કોઇ નહી, મારાથી આ દરેક બીએ છે. આ એક તૃણ તુલ્ય સાધારણમાં સાધારણ, રખડતા રઝળતા પશુ જેવા મનુષ્યો છે, જે મનુષ્યો ઉપર મારો કાબુ છે. તેમને હું જીવાડું તોજ જીવી શકે અને હું મારૂં તો મારી શકુંછું. એમની જીવન દોરી, એમનું સુખ અને સર્વસ્વ એ દરેક મારી કૃપાના આધાર ઉપર લટકી રહેલ છે.” આવા વિચારો રાજાઓના હૃદયમાં જડ ઘાલી બેસે છે, જેનો વારસો સંતતિને પણ ઉત્તરોત્તર અપાય છે, તેથી પ્રજાના મનને સંતોષ આપવામાં બેદરકારી વાપરવામાં આવે છે. પરિણામે સ્વાર્થ ક્ષતિ થવાથી પ્રજા અસંતોષને પામે છે, તેને લઇને અરજ ગુજારે છે, દબાણ કરે છે, અપ્રીતિ બતાવે છે, કંટાળો દાખવે છે, અને છેવટ મોટા બળવાને જન્મ આપે છે. રાજા બુદ્ધિ અને કળાને તિલાંજલિ દઈ રાજા પ્રજાની મર્યાદા તોડે છે. તેથી તેઓ તરફથી પુત્રવત્ પ્રજા માટે કેદખાનાંઓ, કોર્ટો, પોલીસો, લશકરો

વગેરેની જરૂરીયાત મનાય છે, તથા તેનો સંગ્રહ કરાય છે. આમ અનેક વ્યવસ્થા એથી શરૂ થાય છે. હદ ઉપરાંતની પ્રશંસા સ્વબળ ભુલાવે છે, ન હોય તેવું પોતામાં મનાવે છે, જેથી ઘણાક ઉછાંછળા ઉતાવળા બાવરા બની, આ દુનિયામાં કષ્ટપરંપરા ભોગવી, પશ્ચાત્તાપને શરણ થઈ, સ્વપદભ્રષ્ટ બની જીવન ત્યજી, પરલોક સીધાવે છે. પ્રશંસા એ પણ પ્રમાણમાં જ શોભે છે, અને તેથીજ અતિ સર્વત્ર વર્જયેત્ એ સૂત્ર કોઈ મહાન્ અનુભવી પુરૂષનું કહેલું લાગે છે, એમ ધારી કહેવું પડે છે. આ હિંદુસ્તાનમાં ઇતિહાસથી આપણે જોઈ શક્યા છીએ કે, રજપુત રાજાઓની સભામાં ભાટ ચારણનું જોર તોર વધારે હતું અને તેથી અકાળે અનુચિત પ્રશંસાનાં જે બણગાઓ તે લાલચુ ભાટ ચારણો તરફથી ફુંકાતાં તે રાજાઓના કાનમાં પેસી, તેમને બહેરા, અને અંધ બનાવી દેતા. પોતાને નિર્ભીક પરાક્રમી કિંવા અનુપમ વિજયી સમજી પોતાના નિકટવર્તી શત્રુઓ, આસપાસ શી હીલચાલ અને ખટપટ કરી રહ્યા છે તે જોવાને—તપાસવાને બેદરકાર રહેતા હતા. ઘણીવાર કેટલાએક રાજ્ય સેવકો તરફથી તેવી હીલચાલોની ખબર તેમને આપવામાં આવતી તો તેવી ખબરોને પોતાના ગર્વિષ્ટપણાને લઈને હસી કાઢી પ્રમાદમત્ત બની બેસી રહેતા. આથી બહુ છતાં, લશ્કર છતાં, બુદ્ધિશાળી પ્રધાન મંડળની હૈયાતી છતાં

એક પળમાં પોતાનું રાજ્ય ખોઈ બેસી, હાથ ઘસતાં બનેલા છે. વળી, પ્રશંસા મનુષ્યને આગળ વધતાં પણ અટકાવે છે. એક માણુસ પોતે વિદ્યામાં, કળામાં, હુન્નરમાં પોતાનો અભ્યાસ આગળ ચલાવતો હોય, તેની વચમાં જો તે માણુસ પ્રશંસાનો ભાજન થઇ પડે એટલે કે પોતાની પ્રશંસા પોતે સાંભળવા ભાગ્યશાળી બને તો પ્રશંસારૂપી ઘેનની એટલી બધી ઉંડી અસર તેના મન ઉપર થઈ જાય, કે તેથી તે બેહોશ બની આગળ વધતો અટકી જઇ પોતામાં પૂર્ણતા માની બેસે છે. એક કારીગરનો પુત્ર ચિત્રકળામાં અતિ નિપુણ થએલો તે ચિત્તાકર્ષક નવાં નવાં ચિત્રો બનાવી, પોતાના બાપને બતાવતો હતો અને કહેતો હતો કે, હે પિતાશ્રી ! આ ચિત્ર મેં બનાવ્યું છે, આ ચિત્ર આપ નિહાળો. પિતા તે ચિત્રને જોઇ, મનમાં મલકાતાં છતાં, પુત્ર આગળ વધતો ન અટકે તેવા હેતુથી 'હજુ આ તારા ચિત્રમાં ખામી છે,' એમ વખતો વખત કહેતો હતો અને તેથી પુત્રને પોતાની કળામાં વધારે કાળજી રાખવી પડતી હતી. એક વખતે એક મનમોહક ચિત્ર બનાવી પુત્રે પિતા આગળ લાવી, એક એવી બાજી રચી કે જુઓ પિતા, આ ચિત્ર કોઇ એક નિપુણ ચિતારાનું મારા હાથમાં આવેલું છે. પિતાથી સરળતાવશ બોલાઈ જવાયું કે બસ, વાહ-વાહ, આવું ચિત્ર જ્યારે તું કરતાં શીખશે, ત્યારે હું તને શાબાશી આપીશ, અને તને હું હુશીયાર ચિત્રકાર થયો માનીશ.

આ ઉપરથી ખુશી થતો પુત્ર બોલી ઉઠયો કે, હે પિતાજી! આ ચિત્ર આપના દાસના હાથનું કરેલું છે. પિતા દીલગીર થયો અને નિઃશ્વાસ નાંખીને બોલ્યો કે બસ, હવે તું આગળ વધી શકશે નહી. મતલબ કે જ્યાંસુધી પિતા પુત્રના ચિત્રની પ્રશંસા કરતો ન હોતો ત્યાંસુધી તે પોતાની ચિત્રકળામાં આગળ વધવાના ઉદ્યોગને છોડતો નહોતો. પણ જ્યારે પોતે પિતાએ પોતાના ચિત્રની થએલી પ્રશંસાને જાણી ગયો, ત્યારથી તે પુત્ર તે કળામાં આગળ વધતો અટકયો. એમ પ્રશંસા ઘણીકવાર હાનિજ ઉત્પન્ન કરે છે. અત્રે કહેવાનું એ તાત્પર્ય નથી કે પ્રશંસા નજ કરવી. પણ તે મર્યાદામાં હોવી જોઇએ. હાલમ કેટલીક કથાઓ, વાર્તાઓ અને રાસાઓ, તેમજ પુરાણોમ લખાએલી અતિશયોક્તિઓ અને માહાત્મ્યો વાંચતાં, હાલન કેળવાએલા મગજના મનુષ્યોને હસવું આવે છે, અને તેવ વાતોને જોડી કાઢેલી કલ્પિત કલ્પનાઓ કહે છે. તેવા શાસ્ત્રોને સત્ય હકીકત જણાવનારાં શાસ્ત્રો તરીકે તેઓ માનતા નથી આથી એવું બને છે કે સાધુ અને યથાર્થ સત્ય જે તદંતર્ગત રહેલું છે, તે પણ અતિશયોક્તિના પ્રવાહમાં તણાઇ જાય છે માત્ર કુદરતનું વર્ણન તેનેજ આપણે સાચા વર્ણન તરીકે લેખી શકીશું. જોકે અલંકારોના અનેક ભેદો બનાવેલા છે પણ વસ્તુત તે ભેદો બાપા શોભાડવા માટે ઘણા ભાગે ઉપયોગમાં લેવાય છે. શૃંગાર એ એક રસ છે. પણ તે રસનું પોષણ પોષકે અ

સ્થાને તો નજ કરવું જોઇએ. એમ પ્રશંસાનો ગેરઉપયોગ થતો અટકે, તોજ આ દુનિયાનો નિયમ રાજા પ્રજા વચ્ચેનો યથાર્થ જળવાઇ શકે. આ નિયમનો ભંગ કરનારાઓ સ્વાર્થી, લાલચુ અને લંપટ હોય છે, જે આપણે પહેલાં પણ કહી ગયા.

ગુરૂશિષ્યોને માટે તેવો જ પ્રકાર નિહાળવામાં આવે છે.

**ગુરૂ શિષ્ય.**

ગુરૂઓની ગુરૂતાનો નાશ અને તેમનાથી સ્વ-અધિકારનું ભૂલી જવું, લાલચમાં પડી જઇને સ્વઆચાર વિમુખ બની, અપમાન સેવતા થવું, એ દરેકનું કારણ શિષ્યોની પ્રશંસા છે. દરેક સંપ્રદાયના ધર્મગુરૂઓ સંપ્રદાય લાલચુ બન્યા, એ પણ પ્રશંસાને લઇને છે. મૂર્ખ માણસો પ્રાયશઃ સ્વાર્થને લઇને અથવા ગતાનુંગતિકપણાને લઇને ગુરૂઓની પ્રશંસા કરી, માનપાન આપી, એટલા બધા ઉંચા ચડાવી મુકે છે, કે જેથી ગુરૂઓ પ્રશંસામાં ફુલાઈ જઇ, સ્વધર્મને કોરે મુકી, પ્રશંસા કરનાર સેવકોની પોતે પ્રશંસા કરનારા બની બેસે છે. નાટક એવો ભજવાય છે કે ગુરૂ શિષ્યોની પ્રશંસા, અને શિષ્ય ગુરૂની પ્રશંસા, એમ સામસામો મસ્કો લઇ બેસે છે. તેમાં ગુણગ્રાહીપણું ભૂલી જવાય છે, એક બીજાની હદનું ભાન રહેતું નથી, અને તેથી તેવા મંડળોમાં જો જરા પણ એક બીજાનું અપમાન થયું તો મોટા કલહો ઉત્પન્ન થાય છે, વેર બંધાય છે, જેથી એક સંપ્રદાયમાં અનેક

મંદીરો, અનેક આશ્રમો, અનેક ઉપાશ્રયો, અનેક ધર્મશાળાઓ, અનેક મઠો, મસજીદો જન્મ પામે છે, અને ધર્મની છિન્નભિન્નતા નજરે નીહાળવામાં આવે છે, એટલું જ નહિ પણ પ્રશંસા-વ્યસની ગુરૂઓમાં ઈર્ષ્યાગ્નિ પ્રજ્વલિત થાય છે, પોતાની સમીપે થતી બીજાની પ્રશંસા સાંભળી, મારી પ્રશંસા ન કરતાં મારી સન્મુખ બીજા ગુરૂની પ્રશંસા આ શિષ્યો કરે છે, તેમજ મારા કરતાં તેને તેઓ વધારે માન આપે છે, તો જેની પ્રશંસા કરાય છે, તેની હું કોઇ એવી જાતની ન્યૂનતા બતાવું, કે તેના ઉપરથી તેમની વૃત્તિ ઉતરી જાય, અને મારી પ્રશંસા કરે. આવા વિચારો સ્ફુરવાથી ગુરૂઓમાં એક બીજાની નિન્દા કરવાનો જુસ્સો પેદા થાય છે, અને ત્યાં પોતાની અધિકતા તથા બીજાની નિન્દાનાં ભજનો ગવાય છે, વ્યાખ્યાનો વંચાય છે, શાસ્ત્રો રચાય છે, આથી ખંડન મંડન આદિ કલહોના બીજો વવાય છે. આ બધાનું મૂળ તપાસીએ તો પ્રશંસા છે. પ્રશંસા એ એક એવી મીઠી ચળ છે, કે જેણે જંગલમાં, વિજન સ્થળમાં, સમાધિમાં લયલીન બનેલા યોગીઓને સમાધિભ્રષ્ટ બનાવ્યા છે. દેવો મનુષ્યોની વાસના પૂર્ણ કરવા જે મનુષ્યને તાબે થયા હોય તો તે પ્રશંસાથી જ થયા છે. આમ પ્રશંસાએ મોટા મોટાઓને ચલાયમાન કર્યા છે અને ભાન ભૂલાવ્યા છે. શિષ્યની પ્રશંસાના પરિણામે ક્રમશઃ ગુરૂઓ કેવા અધઃપાતને પ્રાપ્ત

થયા છે, તેના નમુના નિહાળવા હોય તો, પ્રભાસપાટણ, કાશી વગેરેમાં રહેનારા (ગોર) યજમાનોને માટે કેવી દોડધામ કરી મૂકે છે તે જુવો.! યજમાનોના નામના ચોપડા રખાય છે, રેલ ઉપર સામા એક એક કોસ સુધી લેવા જાય છે, તેમના પછવાડે રખડે છે, અને તમો અમારા યજમાન થાઓ એમ દીન વચને કરગરે છે. યજમાન આવ્યા એ તો એક જાણે સ્વર્ગમાંથી ઈંદ્ર આવ્યા હોય, તેવી દોડધામ ગુરૂઓ કરી મુકે છે. એ સિવાય બીજા તેવાજ નમુના પણ ઘણા જોવામાં આવે છે. ગોરોને યજમાનો ધમકાવે છે, અને પોતાની મરજી મુજબ યજમાનો ગોરો પાસે કામ કરાવે છે. પુત્રીને તેડવા જવું હોય તો ગોર, કંકોત્રી લઇને જવું હોય તો ગોર, લગ્નપત્રી લઇને જવું હોય તો ગોર, છેવટ સગપણ કરવા જવું હોય તો પણ ગોર, અને પાંચ મેમાનો ઘેર આવ્યા હોય તો રસોઇ કરવાને પણ ગોર ! આ બધું જોતાં શું ત્રાસ ઉત્પન્ન નથી થતો ? અને તે શું ઉપહાસ્યને પાત્ર નથી ? એક તરફથી યજમાનો ગોરને પગે લાગે છે, જ્યારે બીજી તરફથી દાસની માફક તેમની પાસેથી કામ લે છે. આ બધું બતાવે છે કે ગુરૂઓ, લાલચમાં પોતાની ગુરૂતા શું છે તે ભુલી ગયા છે. આવા કનિષ્ટ કાર્ય માટે પણ ગુરૂઓની યજમાનો માટે મારામારી ! આ બધી કેવી વિચિત્ર ઘટના છે ! ગુરૂઓ તથા યજમાનોને ( શિષ્યોને ) આ સ્થિતિએ પહોંચાડ્યા હોય તો શરૂઆતનું અને છેવટનું કારણ માત્ર એક બીજાની પ્રશંસા

છે. ગુરૂઓ જ્યારે સ્વમુખે પોતાના યજમાનો આગળ એમ બોલવા તૈયાર થાય કે, અમો તમારા આશ્રિત છઇએ, તમો અમારા અન્નદાતા છો, તમારાથી બધાં રૂડાં વાનાં છે, તો પછી સ્વાભાવિક રીતે જ પોતે પોતાની લઘુતા યજમાનોની દૃષ્ટિમાં પેદા કરે છે, જેનું ફળ પૂર્વે લખાઈ ગયું તે મુજબ ગુરૂઓને ચાખવું પડે છે. તેથી લેખક આ દરેક કનિષ્ટ દશા પ્રાપ્ત થવાનું કારણ-મૂળ પ્રશંસાજ છે, એમ માને છે. જ્યાં પ્રશંસાની અધિકતા મનાઇ ત્યાં પછી વિદ્યાની કે ગુણની, અથવા તો ઉત્તમતાની કિંમત તરફ લક્ષ રહેતું નથી, તેથી વિદ્વાન્, મૂર્ખ, સદ્‌ગુણી, ગુણવિહિન, ઉત્તમ તેમજ કનિષ્ટને પ્રશંસાના સામ્રાજ્યમાં એક સરખા માની લેવામાં આવે છે. માન પાન દરેકને સરખું અપાય છે. વાહ ! વાહ ! પ્રશંસા, બલીહારી છે તારી અને તારી મોહજાળની ! કે જેમાં ફસાઇ જઇ લોકો આનંદ માને છે, એટલુંજ નહીં પણ કેટલાએક દુર્ગુણો જો પેદા થતા હોય તો, તે તને પોતાનેજ આભારી છે. અમુક વ્યક્તિની પ્રશંસા, અમુક સમુદાય અથવા મંડળ, અમુક સદ્‌ગુણને લઇને અથવા અમુક જાતની તેની પ્રવૃતિને લઇને કરે છે. મારા તરફ સદ્‌ભાવ નહી હોવાને લીધે મારી તેવી પ્રશંસા થતી નથી માટે હું પણ જો અમુક વ્યક્તિની માફક કરૂં તો મારી પણ પ્રશંસા તેના જેવીજ થાય. આવા વિચાર-તરંગો પ્રશંસાની લાલચને લઇને આવવાથી ઘણા મનુષ્યો

માયા કપટના ઉપાસકો બની બેસે છે, એટલુંજ નહી પણ મારામાં અમુક જાતનો દુર્ગુણ અથવા વ્યસન દેખી, લોકો મારી નિંદા કરશે, પ્રશંસા નહીં કરશે, તેથી મારામાં રહેલા દુર્ગુણો જનસમુહના જાણવામાં ન આવે એવી મારે સાવચેતી રાખવાની જરૂર છે. એવા એવા અનેક તર્કો પ્રશંસાના કારણને લઇને ઉત્પન્ન થાય છે, તેમ વર્તતાં શીખે છે, અને વર્તે છે. જો કપટ પ્રપંચ, અસત્ય બોલવું, બીજાની ઈર્ષા થવી વગેરે દુર્ગુણો મનુષ્ય જાતમાં પેદા થતા હોય તો તે ઘણા ભાગે પ્રશંસાની લાલચને લઇનેજ થાય છે. કોઇ કહેવા તૈયાર થશે કે પ્રશંસાને લઇને અને પ્રશંસાને ખાતર જો કોઇપણ પ્રવૃતિ થવા ન દેવી એવી લેખકની ઈચ્છા હશે તો તે વ્યર્થ છે, અને કેટલાએક શુભકાર્ય થતાં અટકી જશે. હાલમાં મોટી મોટી સખાવતો, મોટાંમોટાં આશ્રમો, મંદીરો, ઉપાશ્રયો ધર્મશાળાઓ જે થાય છે, તે ઘણા ભાગે સ્વપ્રશંસાને માટેજ થાય છે, પછી ભલેને પ્રશંસાઈચ્છુકની ઇચ્છા પ્રશંસા કરાવવાને માટે હોય, પણ તેથી અનેક શુભ કાર્યો થતાં નજરે તો જોઇ શકીએ છીએ ને ? અને તેથી ઘણાઓનું ભલું તો થાય છે ને ? અસ્તુ. આ નિર્માલ્ય દલીલને ધારો કે અમુક વખતને માટે સ્વીકારીએ, પણ વસ્તુતઃ તો તે અવાસ્તવિક અને ક્ષણજીવી છે. જે જે કાર્યમાં ઉદાર ગૃહસ્થો તરફથી હાથ લંબાવવામાં આવેછે, તે તે સંબંધનું જો તેમને જ્ઞાનહોયઅને તેથી થતા ફાયદા વગેરે સમજી

શકવાની શક્તિ હોય, લોકોનું ભલું કરવાનીજ માત્ર જેની સ્પૃહા હોય, એવા મનુષ્યો જે કાર્ય સતત ઉદ્યોગી બની, તન મન ધનના ભોગે કરી શકશે, તેવું કાર્ય પ્રશંસા ઇચ્છિકોથી નહીંજ બની શકે. અન્ય દેશોમાં કરોડોની સખાવત થતી આપણે સાંભળીએ છીએ, વાંચીએ છીએ, તે નામને ખાતર નહીં પણ, મનુષ્ય માત્ર આપણા બંધુ છે, તો તેમના ભલા માટે મારા દ્રવ્યનો ઉપયોગ શા માટે ન કરવો ? એમ સમજીને તેઓ કરે છે. જ્યારે આપણા આર્યાવર્તમાં હાલ ઘણા ભાગે ધનાઢયોમાં તેવું જ્ઞાન હોતું નથી, જેને લઇને તેઓની પાસેથી ધન કઢાવનારાઓ માત્ર તેમની પ્રશંસા કરીનેજ નેમ કરી શકે છે. સારાઓ શુભ કામ માટેજ કરે છે, કનિષ્ટો સ્વાર્થ માટે કરે છે. ને આમ થવામાં જરાપણ માન ક્ષતિ જોવામાં આવે તો પછી તેઓ પોતાના ધનનો વ્યય કરવા હાથ લંબાવતા અટકી જાય છે, ચીડાય છે, અને રીસાય છે. આવા પાત્રોનો અનુભવ ઘણાઓને થતો હશે એટલે વિશેષ વિવેચનની જરૂર નથી. નકામા ખર્ચો આટકનરી રીતે વધી ગયા હોય તો તે પ્રશંસાને લઇને વધ્યા છે. એકે કર્યું, એનો જશ ગવાયો, તો બીજાએ તેથી અધિક, તો ત્રીજાએ તેનાથી અધિક એમ ધનનો ધુમાડો કરવો શરૂ કર્યો અને તે કાળક્રમે રૂઢત્યાગ થઈ પડયો, જે પાછળથી ઘણાઓને બોજા રૂપ થવાથી ગરીબોને પીડા કારક નીવડયો.

આમ વિચાર કરતાં અનેક કનિષ્ટ કટુકફળો ચાખવાને હિણભાગ્ય લોકો પ્રશંસા પિશાચણીના કારણથીજ ભોગ થઈ પડ્યા છે. પુનઃ લેખક વાચકવૃન્દને સ્મરણમાં લાવવા સૂચના રૂપે લખે છે કે પ્રશંસાને તદ્દન દેશવટો દેવો એવો આ લેખનો ઉદ્દેશ નથી, પણ જેમાં જેટલું હોય તેને માટે તેટલુંજ બોલાય, ત્યાં સુધી તે સ્તુત્ય છે, પણ પ્રશંસાના વ્યસની તો કોઇને નજ બનાવવા જોઇએ. ગુણગ્રાહી બનવું, સ્વનિંદા કરતાં શીખવું, પોતાના દુર્ગુણોને દૂર કરવા પ્રયત્નશીલ બનવું. પોતાના કરતાં બીજામાં ગુણાધિકતા નિહાળી પ્રમુદિત થવું, એ બધુંએ સેવ્ય છે, અને કર્તવ્ય છે. પણ પૂર્વોક્ત સ્થિતિએ પ્રશંસાનો ગેર ઉપયોગ તો નજ થવો જોઇએ.

**પતી પત્નિ.**

હવે આપણે પતિ પત્નિના સંબંધ તરફ વળીએ. આર્યાવર્તમાં પ્રાચીન વખતના રચાયેલા-લખાયેલા પુસ્તકોમાં આપણે જ્યાં જોઇશું ત્યાં પુરૂષોની અધિકતા અને સ્ત્રીની ન્યુનતા દર્શાવનારા લેખોજ વાંચીશું. આ પ્રવાહ જોકે સકારણ છે અને તેનો હેતુ બીજી દિશા તરફ વળે છે કે પુરૂષોએ સ્ત્રીમાં વધારે લીન અને મોહિત થઇ સ્વકર્તવ્ય ન ભુલી જવું જોઇએ, કે જેથી પોતાનો જન્મ નિરર્થક અગર તો બાયલા તરીકે ન ગવાય. સ્ત્રીસંગ્રહ કરતાં ફક્કડ સ્થિતિમાં રહેવું, કે જેથી અન્ય મોહ-

ના અભાવે, આત્મભોગે પણ કાર્ય કરવા જતાં તે બીલકુલ પાછી પાની કરે જ નહિ. અને તેવું રહસ્ય સમજીને જ હાલના રાજ્યકર્તા પોતાના લશ્કરના શૃંગારરૂપ સોલજરોને લગ્નગાંઠથી જોડતા નથી. આવા ઉંડા હેતુથીજ મોહ સામ્રાજ્યમાં વીરો ન ફસાય તેમાટે સ્ત્રી કનિષ્ટતાદર્શક લેખન પદ્ધતિ ચાલી આવતી હોવી જોઈએ. બીજી રીતે નીતિશાસ્ત્રો અને ધર્મશાસ્ત્રોમાં સ્ત્રી પુરૂષના ના સંબંધ માં લખાણના એવા જથ્થા વાંચવામાં આવે છે કે પત્નીને પોતાનો પતિ સેવ્ય છે. પતિ ઇશ્વર છે અને પતિભક્તિપરાયણ સ્ત્રી મોક્ષે જઈ શકે છે. એમ પતિ પ્રત્યે સ્ત્રીની ફરજો બજાવવા માટે ઘણુંજ લખવામાં આવ્યું હોય છે, તે પણ ઉંડો વિચાર કરતાં સકારણ છે; કેમકે સ્ત્રીઓ અબલાના નામથી ઓળખાય છે. તેમનું મન નબળું હોય છે. બીજા વિષયાન્ધો તરફથી અપાતી લાલચ વગેરેને લઈને તેમની વૃત્તિ ચલાયમાન ન થાય એવા હેતુથી પતિનેજ ઇશ્વર માનવો જોઇએ વગેરે શબ્દો ભાર દઈને આગળ લખવામાં આવેલા હોવા જોઈએ. પતિવ્રતા સ્ત્રીઓ સતીઓ ગવાઇ છે, પણ આ દરેક લેખન શૈલીનો હેતુ ન સમજાયાથી શાસ્ત્રમાં લખાયેલી પુરૂષોની પ્રશંસા અને સ્ત્રીની ન્યૂનતાએ હાલના યુવકોના મન ઉપર કેટલાએક સમયથી એવી ખોટી અસર કરી નાખી છે કે જેને લઇને સ્ત્રીઓને તેઓ તુચ્છમાં તુચ્છ-હલકામાં હલકી દાસી, દાસી કરતાં કનિષ્ટ, પગની જુતી સમાન માનવા લાગ્યા છે, જેથી સ્ત્રી પુરૂષો વચ્ચે જે શુદ્ધ અને સત્ય

પ્રેમાંકુરો ખીલી નીકળવાં જોઇએ તેના બદલામાં એક બીજાને એક બીજા તીરસ્કારની નજરથી જોતાં શીખવા લાગ્યા છે; સ્ત્રીને સાધારણ કારણથી મારવી, શિક્ષા કરવી, રડાવવી એમાં પુરૂષોએ પોતાનો પુરૂષાર્થ માનેલો છે. આથી પ્રેમાભાવ ઉત્પન્ન થવા લાગ્યો, અને ઘરેઘર કલહના રોપો રોપાવા લાગ્યા. આ બધાનું કારણ જો તપાસીએ તો શાસ્ત્રમાં લખાએલાં પુરૂષોની પ્રશંસાના અને સ્ત્રીની કનિષ્ટતાના લખાણોજ છે. તેણેજ આ અસર કરી છે. પુરૂષોની પ્રશંસા શાસ્ત્રમાં લખાએલી હોવાથી પુરૂષો પોતે ફુલાવા લાગ્યા, અને સ્ત્રીઓની કનિષ્ટતા વાંચવાથી સ્ત્રીઓને હલકી તુચ્છ દ્રષ્ટિથી જોતાં શીખ્યા. અત્ર એક વાત યાદ રાખવી જોઇએ. શાસ્ત્રમાં કેટલાએક શબ્દો જે ખાસ ભાર દઇને લખાય છે તે વિધિ રૂપે હો, યા પ્રતિષેધ રૂપે હો. પરંતુ તેમાં તેજ કારણ હોવા જોઇએ. અવિધિના સદ્ભાવે વિધિ પ્રકટાવવા લખાય છે. સ્વીકારના સદ્ભાવે પ્રતિષેધ રૂપે લખાય છે. તે નિયમાનુસાર જ્યારે સ્ત્રી પુરૂષોમાં સ્વસ્વ અધિકારની હદ ભૂલી જઇ અણગમો પેદા થવા માંડયો, ત્યારે મહાત્મા મનુને મનુસ્મૃતીમાં લખવું પડેલ હોવું જોઇએ કે **नार्यस्तु यत्र पूज्यन्ते रमन्ते तत्र देवताः**, સ્ત્રીઓ જ્યાં પૂજાય છે ત્યાં દેવતાઓ પણ ક્રિડા કરે છે. હવે બીજી બાજુ તપાસીએ તો, પ્રેમઘેલાઓ, વિષયાંધો, શ્રૃંગારરસિકો, અનેકધા સ્ત્રી પ્રશંસા કરી ગયા છે, અને કહે છે, કે સ્ત્રી ચંદ્રમુખી છે, મૃગનયની છે, જીવનદોરી છે, સાક્ષાત્ લક્ષ્મીનો

શ્વશુર પક્ષને વગોવે છે. અમારી ગાય જેવી પુત્રીને અમારા વહેવાઇઓ દુ:ખ દે છે, એમ ખુલ્લે છોગે બોલે છે, જમાઈમાં કંઇ મીઠું નથી, અથવા તો જમાઇ ઉદ્ધત નીવડયો, એમ વદે છે; આથી વેરનાં બીજ રોપાય છે, અને ઘણી વખત તેવી પુત્રીઓને જીંદગી સુધી પતિવિયોગિની થઇ, માતા પિતાને ઘેર રહેવું પડે છે. આ પણ આડકતરી રીતે પુત્રીનો પક્ષ તે એક જાતની પુત્રીની પ્રશંસા છે. એક પક્ષની નિન્દા જયાં કરવામાં આવે છે, ત્યાં તેના અંતર્ભૂત બીજા પક્ષની પ્રશંસા સમાયેલી છે. આટલાથી ન અટકતાં માતાપિતાઓ પોતાનાં બાળકોને પહેરવાનાં, ઓઢવાનાં, ખાવા પીવા વગેરેનાં વ્યસનોમાં મોહને લઇને એટલે સુધી ચડાવી દે છે કે તેઓ મોટા થયા પછી કેટલીકવાર માતાપિતાની મેળવેલી સમૃદ્ધિ, તેવા ખર્ચોમાંજ પુરી કરે છે, અને તેથી એક સાધારણ કહેવત પ્રચલિત છે કે, "રાંડીપુતર શાહજાદા અને બાપ મરે પછી ઉમરાબદા."

તેવીજ રીતે શેઠ અને મુનિમના સંબંધમાં સમજવાનું છે.

**શેઠ મુનિમ.** કેટલાક લોભી સ્વાર્થી શેઠો મુનિમો પાસેથી ટુંકા પગારે કામ લેવામાં પોતાના પૈસાનો બચાવ માને છે. મુનિમને છાપરે ચડાવી સારૂં લગાડી ભવિષ્યની લાલચો આપી રાજી રાખે છે. આથી મુનિમપણાની હદ ભુલી જઇ સ્વાર્થી મુનિમો, દગાતા શેઠોથી

અધિક બની જાય છે અને છેવટ શેઠોને ધમકી આપે છે અગર બીજી રીતે નુકશાન કરે છે. વિસ્તારના ભયથી તેવા દાખલાઓ અત્રે ટાંકતા નથી. તેમજ મુનિમો પણ કેટલાએક નબળા મગજના અક્કલના ઓથમીરો કાર્ય કરવામાં આળસુ હોવાથી અનેક સ્થળે આદરને નહિ પામતાં અમુક શેઠને ત્યાં નોકરીની લાલચે શેઠની પ્રશંસા કરે છે, દીનતા દાખવે છે, અને નોકરી મેળવે છે; તેવા શેઠોથી તેવા મુનિમો દબાતા રહે છે, અને કેટલીક વાર શેઠની પ્રશંસા કરી પોતાની કિંમતમાં ઘટાડો કરી દીધેલ હોવાથી મુનિમને નહી છાજતાં કાર્યો પણ શેઠના દબાણથી કરવા પડે છે. તે વખતે કેટલાએકોને સ્મરણમાં આવે છે અને બોલે છે કે નોકરીને હજાર વાર ધિક્કાર હોજો, દાસત્વ સ્વીકારવું અને નોકરી સ્વીકારવી સરખી છે, વગેરે. શેઠ મુનિમ વચ્ચે અનેક ખટપટો અને કલેશો ઉભા થતા હોય તો, તેનો પણ ઉંડો વિચાર કરતાં, છેવટ એક બીજાની ખોટી પ્રશંસા અને સારૂં લગાડવું તેજ કારણભૂત જણાશે.

એમ અનેકધા વિચારતાં, દુનિયાની ચાલતી અનેક પરિસ્થિતિ તરફ નિહાળતાં, તેમનામાં થતો ફેરફાર જોતાં એમ માલુમ પડે છે કે કલેશ–કંકાસોનાં અનેક કારણો પૈકી હદ ઉપરાંતની પ્રશંસા પણ એક સબળ કારણ છે. જેમાં જેટલા સદ્ગુણો હોય તેને માટે તેટલું જ બોલવું એ અવાસ્તવિક નથી, કેમકે મનુષ્ય જાતમાં તારતમ્યતાએ ન્યૂનાધિકતા તો

કોઈ વૈદકના રસનો અને કોઈ નાસ્તિક રસનો આસ્વાદ લે છે. વિદ્યા એ કેટલી બધી દુર્લભ ચીજ છે, તે જુના શાસ્ત્રીઓને પૂછવાથી સમજી શકાય છે. ગ્રંથના અભાવે એક શાસ્ત્રનો અભ્યાસ કરવો હોય ત્યારે માતા, પિતા, ગ્રામ, દેશ ત્યજી, જ્યાં તે વિષયના જ્ઞાતા ગુરૂઓ હોય, તેના સમીપે જઈ તેમની સુશ્રુષા કરી ઘણા કાળે તેનો અભ્યાસ મેળવવા શક્તિવાન થવાય છે. એક માણસના મનમાં એવો વિચાર ઉત્પન્ન થાય કે હાલમાં દરેક દેશમાં કસ્તી ધરાવતાં વિદ્વાનોના વિચારો જાણવાની જરૂર છે. તે વ્યક્તિને કેટલા સ્થળે મુસાફરી કરવી, તેમજ કાળક્ષેપ સાથે કેટલા દ્રવ્યનો વ્યય કરવો પડશે? છતાં પણ પોતાની મુરાદ ક્વચિતજ પાર પાડી શકશે. આ બધી મુશ્કેલીઓને દુર કરનાર અને સહેલાઈથી પૂર્વોક્ત લાભ મેળવવા ભાગ્યશાળી થવા માટે ઉત્તમમાં ઉત્તમ સાધન હોય તો એક લાઇબ્રેરીજ છે. લાઇબ્રેરીમાં કચાએલ પુસ્તક સંગ્રહ વાંચતાં ઘેર બેઠાં દુર દેશના વિદ્વાનોના પણ વિચારો જણે તે માણસ જાણવાને શક્તિવાન્ થાય છે. જે પુરૂષો ગતકાળમાં દેશોત્કર્ષી બન્યા છે, તેમના આત્માને શોધવા આપણે બેનસીબ છીએ. તેવા મહાન નરોના મગજમાં રહેલા જ્ઞાનના ઝરાઓમાંથી નીકળેલા જ્ઞાનામૃતને જાળવી રાખનાર પુસ્તક પત્રપુટમાંથી તેના પીપાસુઓને જો જ્ઞાનામૃતનું પાન કરવાને મળતું હોય તો તે એક લાઇબ્રેરીમાંથીજ છે. ધર્મગુરૂઓની પાસે શાસ્ત્ર શ્રવણ કરવાથી પ્રાયશઃ

ધાર્મિક જ્ઞાન મળી શકે છે, વ્યવહારિક વિદ્વાનોના પરિચય-થી વ્યવહારિક જ્ઞાન મેળવી શકાય છે, પણ લાઇબ્રેરીનું સેવન કરવાથી તો દરેક જાતનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. જેમ એક ભોજનશાળામાં ભિન્ન ભિન્ન રૂચિના મનુષ્યોની ઇચ્છાઓ તૃપ્ત કરવા તેમની રૂચીઅનુસાર અનેક પ્રકારની રસવતી તૈયાર કરવામાં આવેલી હોય, તે એટલે સુધી કે બાળકથી વૃદ્ધ પર્યંત, રાજાથી રંક પર્યંત અને નિરોગીથી રોગી પર્યંત દરે-કને અનુકૂળ ભોજન સામગ્રીઓ ભોજનશાળામાંથી સુલબ્ધ થતી હોય તો તે ભોજનશાળાને દરેક મનુષ્ય એકી અવાજે ઉત્ત-મમાં ઉત્તમ ભોજનશાળા તરીકે કહી પ્રશંસશે. જેમ કેટલીક હાલની હોટેલોમાં ચા પીનારને ચા મળે છે, કોફીવાળાને કોફી મળે છે અને ભજીયાં ખાનારને ભજીયાં પુરા પાડવામાં આવે છે, અને તેથી તે હોટેલમાં આવનારાઓ યથારૂચિ ભોજન કરી આનંદ મેળવે છે, તેથી જોનારાઓને અનુભવ હુશે કે તેવી ભોજનશાળાઓ–હોટેલો જ્યારે જોશો ત્યારે અનેક મનુષ્યો-ના સમુહોથી ઉભરાઈ જતી નજરે દેખાતી હશે. તેજ પ્રમાણે લાઇબ્રેરી એ એક પવિત્ર ઉંચામાં ઉંચી ભોજનશાળા છે, જેની અંદર જમાના પ્રમાણે એવી ગોઠવણ કરવામાં આવે છે કે ગુજ-રાતી, અંગ્રેજી, મરાઠી, ઉર્દૂ, હિંદી, એમ જુદી જુદી ભાષાના જુદા જુદા દેશોમાં નીકળતાં વર્તમાનપત્રો, તેમજ માસિક તથા પાક્ષિકોનો સંગ્રહ કરવામાં આવે છે, તે સાથે તેવી જ

ભાષાઓમાં લખાએલાં પુસ્તકોનો જથ્થો રાખવામાં આવે છે. તેથી જેને જે વિષય, જે ભાષા, જે ચોપડી, ચોપાનીયાં કે પેપર પસંદ હોય તેને, તે લાયબ્રેરીમાંથી મળી શકે છે, અને જેને જે વિષયનું શિક્ષણ મેળવવું હોય તે તેમાંથી મેળવી શકે છે, આવી અતિ ઉપયોગી લાયબ્રેરી જેવી સંસ્થાની કેટલી બધી જરૂર છે, એમ ઉપલી હકીકતથી સમજી શકાશે.

હવે તે લાઇબ્રેરીનો પ્રચાર કેવા પ્રકારે હોવો જોઇએ, તે તપાસીએ. વસ્તુસ્થિતિ તો એવી છે કે મનુષ્ય જાતમાં અનેક અનુભવસંપન્નતા, વિવિધ ભાષાકુશળતા, ભિન્ન ભિન્ન દેશોનું આચારવિચારભિન્નપણું હોવું જોઇએ, જે તથાપ્રકારના પુસ્તકોના અભ્યાસ વિના અગર તો ભિન્ન ભિન્ન વિદ્વાનોના સંસર્ગ વિના બનવું અસંભવિત છે, તે મેળવવા સ્વતઃ સમજી શકાય તેમ છે કે તેવાં પુસ્તકોનો સંગ્રહ દરેકે દરેકના ઘરમાં હોવો જોઇએ. પુસ્તક સંગ્રહ એજ ઉન્નતિના શીખરે લઇ જવા માટે અપૂર્વ સાધન છે. ભલેને અનેક વસ્ત્રો અલંકારો અને ફરનીચર વગેરે રાચરચીલાંઓથી ગૃહ શુંગારવામાં આવેલું હોય પણ જે ગૃહમધ્યે વ્યવહારિક કે ધાર્મિક પુસ્તકોનો સંગ્રહ જોવામાં આવતો નથી તે ઘર એક રીતે સ્મશાનતુલ્ય છે. શરીર શોભાનાં સાધનો અને શારીરિક સુખના વૈભવોથી મનુષ્ય, મનુષ્ય પંક્તિમાં આવી શકતો નથી. બુદ્ધિ વૈભવ એજ ખરો વૈભવ છે. બુદ્ધિ

વૈભવવિનાનો અન્ય વૈભવ તદ્દન વીરસ લાગે છે. વૈભવને યથા રૂચિ યથાસ્થાને યોજી યથાનુકૂળ, યથાસમયસેવન કરવું, એ કામ પણ બુદ્ધિનું જ છે. જેમાં આવો વિવેક નથી તેઓ ગમે તેટલા વૈભવવિભૂષિત હો, તો પણ તેઓ શોભાને પાત્ર તો નહિજ ગણી શકાય. બુદ્ધિ એ જ્ઞાનવિના વિકાસ પામતી નથી અને જ્ઞાન પુસ્તક વાંચન વિના આવી શકતું નથી. એક નાસ્તિક ગમે તેટલો વાચાળ હોય, અને ગમે તેટલા નીતિના આલાપો કરી લોકોમાં પોતાની મૂર્ખતા દર્શાવતો હોય, પણ તેનું હૃદય કોઇપણ જાતના ધર્મથી સંસ્કારવાળું બનેલું ન હોય તો, તેની વાક્ચાતુરી કોઇને પણ આનંદજનક હોઇ શકતી નથી, તેમ બુદ્ધિવિકળો ગમે તેવા વૈભવી હોવા છતાં તેઓ શોભાપાત્ર બની શકતા નથી. અતઃ બુદ્ધિ વિકાસ માટે પુસ્તક સંગ્રહની આવશ્યકતા સ્વીકાર્યા વિના ચાલી શકે તેમ નથીજ. ચોવીસ કલાક દરમીયાન અનેક કાર્યમાં વખતનો ભોગ આપતાં મનુષ્યો એક કલાક, અરધી કલાક પણ વ્યવહારિક કે ધાર્મિક પુસ્તકોનું વાંચન ન કરતાં હોય તો તેઓને મનુષ્ય નામથી નહીં બોલાવતાં પશુજ ગણવાં જોઇએ. હાલના જમાનામાં જોઇ શકાશે કે જ્યાં ત્યાં જ્ઞાનનાદજ નજરે પડે છે. જ્યાં જુઓ ત્યાં જુદા જુદા વિદ્વાનો તરફથી જુદા જુદા વિષયોપર જાહેર ભાષણો આપવાનો રિવાજ જોસભેર ચાલી રહ્યો છે, જે સાંભળવા માટે ઘણા મનુષ્યો તત્પર થઇ રહે છે. તેવા પ્રસંગે પણ વિદ્યાહીનો શું

સાર કાઢી શકે છે ? કેટલાએક તો ઉપદેશકો શું ઉપદેશ્યું તે સમજવાને પણ લાયક ન હોવાથી જેવા જાય છે, તેવા પાછા આવે છે, અને તેઓ તેમના અંતઃકરણને તે વખતે ઘણી વખત ધિક્કારતા પણ આપણે સાંભળીએ છીએ કે, "આપણે તો કાંઇ સમજી શક્યા નહીં." ધર્મગુરૂઓ જ્યારે કોઈ પણ તાત્વિક વિષય સમજાવવાનો પ્રયત્ન સેવે છે, ત્યારે ઘણાકોને તુંબડી બાંધેલા કાંકરા જેવું થાય છે, અને કેટલાએક તો ટુંકમાંજ પતાવે છે કે આવી ઝીણી કુંચીની વાતો અમો સમજી શકતા નથી. ખરી રીતે તો તે પોતાની નાલાયકી જાહેર કરે છે.

બીજી બાજુ વ્યવહારિક અકુશળતાના પાત્રો તરફ નીહાળીએ તો તેઓ પણ પૂર્ણ દયાને લાયકજ છે. એક સામાન્યમાં સામાન્ય અરજી કરવી હોય, ઈન્સાફ મેળવવો હોય, અગર ખત–દસ્તાવેજ કંઇપણ કરવું હોય તો, તેવા પ્રસંગે પણ તેવા પામરોને બીજા વિશેષજ્ઞોનો આશ્રય લેવો પડે છે, અને દ્રવ્યદાન પણ કરવું પડે છે. આવી ગુલામગીરીને માટે સરજાએલા પુરૂષો, એ શું મનુષ્ય પંક્તિમાં ગણાવાને લાયક હોઇ શકે કે ? જેમનું વાંચન અધિકું છે, અનેક વ્યવહારિક અનુભવો પુસ્તકદ્વારા જેમણે મેળવ્યા છે, એવા નરો પોતાનું ગાડું પોતાના હાથે ગગડાવતા નજરે પડે છે, એટલે બનતાં સુધી તેમને પૂર્વોક્ત દીનતા સેવવી પડતી નથી. મૂર્ખોને માટે એટલે સુધી જોઇ શકીએ છીએ કે કેટલીકવાર પોતાના હૃદયમાં ઉપ-

જતા વિચારોને ભાષામાં મુકી બીજાઓને સમજાવી પણ શકતા નથી, એટલુંજ નહિ પણ લેખિનિદ્વારા લખી પણ શકતા નથી. તેમની સ્થિતિ "મુંગાકો સ્વપનું ભર્યું સમજ સમજ પસ્તાય" એવી બને છે. તેનાથી તો આપણે લઘુતમ અબોલ બાળકોને શ્રેષ્ઠતમ ગણશું, કે તે રૂદનથી, હાસ્યથી અંગચેષ્ટાથી પણ પોતાના આંતરિક ભાવ પરિચિતોને સમજાવી શકે છે. આ ઉપરથી વાંચકવર્ગને કબુલ કરવું પડશે કે ઘરોઘર લાઇબ્રેરીની જરૂર છે. પ્રાચીન કાળમાં જ્યારે પુસ્તકો દુર્લભ હતાં તે વખતે પણ હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ આપણા પૂર્વજો ઘણા દ્રવ્યભોગે પણ કરતા હતા, જે પુસ્તકોને હાલમાં તેમનાજ પુત્રો નકામાં માની, ઘરમાંથી દેશવટો દેવા તૈયાર થાય છે. વર્તમાન જમાનામાં યાંત્રિક વિદ્યાના પ્રભાવે દિવ્ય પુસ્તકો બહુજ સસ્તી કિંમતે મળી શકે છે, છતાં તે ખરીદવા તરફ બેદરકારી રહે છે, એ કંઈ થોડું શોચનીય નથી ! દરેક ગૃહસ્થે ગૃહ શોભાર્થે એક બે કબાટો પણ પુસ્તકોથી ભરેલા પોતાના ઘરમાં રાખવાંજ જોઇએ, પુસ્તક સંગ્રહ તેજ લાઈબ્રેરી છે. આવી રીતે ઘરોઘર લાઇબ્રેરીની આવશ્યકતા સિદ્ધ થાય છે, છતાં પણ તેમ ન બની શકે તો ગામોગામ લાઇબ્રેરીની આવશ્યકતા તો અવશ્ય પુરી પાડવીજ જોઇએ. જેમ મંદીરો દર્શનાર્થે નિર્મિત થયેલાં છે, આશ્રમો, ઉપાશ્રયો, કથા શ્રવણ, ધર્મસાધન કરવા માટે જરૂરનાં માનેલાં છે, તેમ વાંચન

માટે એટલે કે વાંચનશાળા તરીકે લાયબ્રેરીનો ઉમેરો તેટલોજ જરૂરનો છે, એમ જ્યારે દરેકના સમજવામાં આવશે, અને તે ક્રિયામાં મુકવામાં આવશે, ત્યારેજ આપણે આપણી, આપણી કોમની, આપણા દેશની ઉન્નતિ જોવા ભાગ્યશાળી બની શકીશું.

હાલમાં લેવાતી કેળવણી ગુજરાતી અને અંગ્રેજી વિદ્યા સંબંધી પૂર્ણ કરી કેટલાએક યુવકો માને છે કે "અમો કેળવાએલા છીએ." પણ તેમ માનવાથી તેઓ ભ્રાન્તિમાં ડુબે છે. કેળવણીને તેઓ લાયક થયા છે, એમ સ્વીકારવું જોઇએ, પણ કેળવણી જે લેવાની છે તે તો પાછળથીજ લેવાય છે. કેળવણીનો અર્થ આંહી આપણે અનુભવ કરીશું. એક વિષય, શિક્ષણ શાળામાં શિક્ષણ તરીકે પસાર કર્યો તેટલા ઉપરથી જ આપણે અનુભવી બની શકતા નથી, પણ તેવાજ વિષયને પુષ્ટિ આપનારા જ્યારે અનેક વિષયો, અનેક બનાવો ભૂતકાળના વાંચીશું, વર્તમાન કાળમાં તેનો કેટલે અંશે સદભાવ અસદભાવ છે, તે નિહાળીશું, ભવિષ્યકાળનું યથાર્થ અનુમાન કરવા લાયક બનીશું, ત્યારેજ એમ માનવા તત્પર થવાની જરૂર છે કે હવે મને અમુક વિષયની કેળવણી પ્રાપ્ત થઇ. દાખલા તરીકે ગણિતશાસ્ત્રમાં આપણે શિક્ષણ શાળામાંથી શિક્ષણદ્વારા નિપુણતા મેળવી, પણ તેથી આપણે ગણિતમાં કેળવાઇ ગયેલા છીએ, એમ માનતાં આંચકો ખાવો પડશે. ગણિત શીખ્યા તે

સત્ય છે પણ તે ગણિતનો જરૂર પડ્યે કાર્યમાં ઉપયોગ કરવો જોઇએ, તેના ઉપરથી અમુક આંકડાઓ હેતુપુરઃસર નક્કી કરી બતાવવા જોઇએ. આ શક્તિ અવિસંવાદી આપણામાં પ્રાપ્ત થાય ત્યારેજ માનવા તૈયાર થવાની જરૂર છે કે "અમો ગણીતમાં કેળવાએલા છીએ." આ ઉપરથી સ્પષ્ટ સમજી શકવાને પુરતાં કારણો મળે છે કે સ્કુલો, કોલેજોમાંથી શિક્ષણ મેળવેલા વિદ્યાર્થીઓએ પોતાના મગજને ખીલવવા માટે, પાછળથી, નહીં વાંચેલા અનેક વિષયોનાં અનેક વિદ્વાનોનાં હાથે લખાએલાં પુસ્તકો વાંચવાની જરૂર છે. તેવું વાંચન પ્રાપ્ત કરવા માટે દરેકે દરેક મનુષ્ય સરખી રીતે શક્તિવાન્ ન હોવાથી તેટલાં પુસ્તકો કયાંથી મેળવી શકે, એ પ્રશ્નના ઉત્તરમાંજ માનવાની જરૂર છે કે તેવાઓની અનુકૂળતાને ખાતર પણ વાંચનશાળા એટલે કે ગામોગામ લાયબ્રેરીની જરૂર છે.

હિંદુસ્તાન સિવાયના બીજા દેશો પૈકી કેટલાક દેશો હાલમાં ઉન્નતિના શીખરે આરૂઢ થયેલા નજરે પડે છે, અને હજુ પણ જેઓની ગતિ ઉચ્ચતર શીખરે ચઢવાને સમારંભાએલી છે, તેઓ પૂર્વે તદ્દન જંગલી દેશ તરીકે ઘણા ભાગે ઓળખાતા હતા, તેમાંથી આ સ્થિતિએ તેઓ જે પહોંચ્યા છે, તે ફક્ત જ્ઞાનબળથી જ. પૈસાથી જ્ઞાન મળે છે, એ સૂત્રને માન નહીં આપતાં બધું જ્ઞાનથી જ સંપ્રાપ્ત થાય છે, એ સૂત્રને તે દેશો માન આપનારા છે. યાંત્રિકવિદ્યા, વિદ્યુતવિદ્યાની જે અપૂર્વ

શોધ તેઓએ કરી બતાવી તેથી મનુષ્ય જાતની અજાણ શકિત તેમણે સિદ્ધ કરી આપી છે. જે મનુષ્ય નામધારકો પોતાને કમઅક્કલ સમજે છે, તેઓને ખરેખરા નિર્ભાગ્યશેખરો સમજવા. શોધ ખોળમાં જ્ઞાનબળની કેટલીક આવશ્યકતા છે, અને તે જ્ઞાનની મૂળ ઉત્પત્તિ વિચારથી થાય છે, જે વિચારનું બીજ વાંચન છે. યાંત્રિકવિદ્યા અને વિદ્યુત્ વિદ્યાથી તેઓ કરોડાધિપો બન્યા છે, તે સાથે ખગોળના સંબંધમાં પણ દીવસે દીવસે આગળ વધતા નજરે પડે છે. science ના સંબંધમાં તેઓ એટલી હદ સુધી પહોંચ્યા છે કે એક વખત તેઓ તેનાથી બધુંએ સિદ્ધ કરી બતાવવા સમર્થ નીવડ્યા છે, અને વિજ્ઞાનવાદને તેઓએ એવો તો ખીલાવ્યો છે કે જો આર્યો પાસે પૂર્વજ્ઞાનીઓનાં લખેલાં તાત્વિક જ્ઞાનદર્શક પુસ્તકો ન હોત તો, તેઓને મુંગે મોઢે વિજ્ઞાનવાદ સ્વીકાર્યા વિના છુટકો ન હોતો, એટલુંજ નહીં પણ આર્યશાસ્ત્રમાં તેઓ શ્રદ્ધાવિમુખ થયા વિના રહેત નહીં. પૂર્વજોનો તત્સંબંધમાં પરમ ઉપકાર માનીએ કે તેઓએ તેવાં પ્રાચિન પુસ્તકો સાચવી રાખ્યાં.

હાલમાં વિજ્ઞાનવિદ્યામાં તેઓ આગળ વધતા જાય છે, અને એક વખત એવો આવશે કે તે વિદ્યા એક સાધારણ રીતે ક્રિયામાં મુકાઇ જશે અને જે દ્વારા કરોડો રૂપીયા તેઓ કમાઇ શકશે. ભોગ આપ્યા વિના સંપત્તિવાન થવાતું નથી એ તો નિર્વિવાદ છે. આ બધું તેઓ મનુષ્યજાત છતાં કરી શકયા

અને કરી શકે છે: જ્યારે આર્યવાસીઓ, મનુષ્ય છતાં પૂર્વોક્ત શોધખોળ પાશ્ચાત્ય દેશીઓ કેમ કરી શકતા હશે તેનો વિચાર કરવાને પણ લાયક નથી. આ થોડું શોચનીય છે! આર્યો! આપણે આ આર્યાવર્તમાં જન્મ્યા છીએ, એટલો જ આપણો ભાગ્યોદય માનીએ છીએ, કેમકે આ દેશ એવો ફળદ્રુપ છે કે આળસુમાં આળસુ માણસ પણ પોતાનું ગુજરાન ચલાવી શકે છે અને પેટ પુરતું તેમને મળી શકે છે. પણ આવા બેનસીબ મનુષ્યો જો બીજા દેશોમાં જન્મ્યા હોત તો તેઓની કેવી દયાજનક સ્થિતિ થાત તે કલ્પનામાં પણ આવી શકતું નથી. આર્યોની આવી મંદભાગ્યતામાં અને વિદેશીઓની આવી ઉગ્ર ભાગ્યતામાં જો કંઇ કારણ હોય તો એકનો નિરૂદ્યમ અને બીજાનો ઉદ્યમ છે. તે દેશોમાં એટલી લાઇબ્રેરીઓ નજરે પડે છે કે જેની પરિસીમા નથી અને તે લાઈબ્રેરીઓમાં પુસ્તક સંગ્રહ લાખો રૂપીયાનો કરવામાં આવેલો છે. આર્યોનાં પુસ્તકો જે આંહી સુલબ્ધ નથી તેવાં પુસ્તકો વિદેશીઓની લાઇબ્રેરીમાંથી સહુજમાં મળી શકે છે. જેના પ્રભાવે તેઓ આગળ વધ્યા છે, અને જેના અભાવે આર્યવાસીઓ પાછળ હઠયા છે, તે લાઇબ્રેરી જ છે. માટે જ્યારે વિદેશીઓ કરતાં પણ આપણે વિશેષતર વિદ્યાવિલાસી બનશું ત્યારેજ આપણા ઉદયરૂપી સૂર્યના પ્રકાશમાં આપણે આપણું ખોવાઇ ગયેલું શોધી મેળવવા શક્તિવાન્ બની શકશું. પાશ્ચાત્યદેશીય વિદ્યાના પ્રભાવે, તેમના

સંસર્ગના સદ્‌ભાવે આપણે સહજ સમજતાં શીખ્યા છીએ અને તેનું પ્રથમ એક અમુક સ્વરૂપમાં અનુકરણ કરવાની શરૂઆત કરવા મંડયા છીએ, જે શરૂઆત હજુ ઘણીજ મંદ અને બેદરકારી ભરેલી માલૂમ પડે છે. જુની કેટલીએક પ્રવૃત્તિઓ જે, તે કાળમાં ભલે ઉપયોગી ગણાતી હોય, પણ હાલમાં બોજારૂપ થઈ પડેલી લાગે છે, તોપણ કેટલાએક માનાકાંક્ષિઓ તેવી પ્રવૃત્તિમાં–રીવાજોમાં લાખ્ખોનો ભોગ આપે છે, તેથી મેળવાય છે શું? માત્ર ક્ષણિક યશ અને યશના આપનારા પામર પેટભરાઓ. બીજી રીતે પણ વસ્ત્રાલંકારાદિ તરફ ખર્ચ વધારે પડતો થતો જોવામાં આવે છે, એટલે કે બીજી જુદી જુદી પ્રવૃત્તિઓમાં ખરચાતાં નાણાંનું દશમાંશ ભાગ જેટલું લાઈબ્રેરીઓ માટે ખરચાતું જોવામાં આવતું નથી. એક એક શ્રીમાન્ ધારે તો લાઈબ્રેરી જેવી સંસ્થા સહજમાં ચલાવી શકે, છતાં પણ સેંકડો શ્રીમંતોથી એક પણ લાઈબ્રેરી નમુનારૂપ હસ્તી ધરાવતી નથી. પારસીઓ કેળવણીમાં આગળ વધ્યા તો જુઓ તેમના ધર્માદા, કે હોસ્પીટલો, સ્કૂલો અને લાઈબ્રેરીઓ માટે લાખોની સખાવતો કરનારા થઈ પડયા. જૈન કોમ ધનાઢ્યનામાં કંઈ ઓછી છે એમ નથી પણ તેમનું દ્રવ્ય બીજે રસ્તે વપરાતું વધારે નજરે પડે છે. લાઈબ્રેરી એ એક ઉપયોગી અને કિંમતી જરૂરની ચીજ છે. ધર્મોદય, દેશોદય, લાઈબ્રેરીથીજ થવાનો છે, એ હજુ જૈન

કોમ સમજતી નથી, તેથી ખુલ્લું જોવાય છે કે ગુજરાત, કાઠીયાવાડ, મારવાડ, મેવાડ, માલવા, પંજાબ, દક્ષિણ, કચ્છ એ દેશોમાં જૈનોની વસ્તી પુષ્કળ હોવા છતાં, એકે દેશમાં જેને ખરૂં લાઇબ્રેરી નામ આપી શકાય, એવી એક્કે લાઇબ્રેરી પ્રકાશમાં આવી નથી એટલે કે હસ્તી ધરાવતી નથી. ભલેને બાળચેષ્ટારૂપ પચીસ, પચાસ અગર ચારસો પાંચસો ચોપડીયો એકઠી કરી, કબાટોમાં ભરી, બે ચાર ચોપાનીયાં કે છાપા મંગાવી, પાટીયું લટકાવી, અમોએ લાઇબ્રેરી સ્થાપન કરી છે, એવાં બણગાંઓ પેપરદ્વારા ફુંકી, મનને ફોસલાવનારાં ઘણાં આમો તૈયાર થયેલાં દેખાતાં હોય. જો કે એ પગલું પણ પ્રશંસનીય છે. અમે તેવાઓને ભલામણ કરીશું કે તેઓ આવી સ્થિતિએ પણ આગળ વધો, પણ જેને આપણે નમુનારૂપ લાઇબ્રેરી કહી શકીએ, કે જે લાઇબ્રેરીમાંથી સંખ્યાબંધ પુસ્તકો દરેક ભાષાનાં છાપેલાં અને લખેલાં ઉપલબ્ધ થઈ શકે, તેવી લાઇબ્રેરી જૈન કોમ તરફથી હજુ સુધી ઉઘડવા પામી નથી. લાખોના ખર્ચે જૈન મંદીરો બંધાય છે, ધર્મશાળાઓ થાય છે, ઉપાશ્રયો ચણાય છે, અને તેવાંજ કેટલાંએક બીજાં કાર્યો જૈનોની ઉદારતા તળે થતાં જોવામાં આવે છે-નજરે પડે છે, તેવાં અનેક ધાર્મિક કાર્ય સાથે આ પણ એક ધાર્મિક કાર્ય છે, એમ સમજી જૈનોનું વલણ લાઇબ્રેરી તરફ ખેંચાણું નથી એ શોચનીય છે. પૂર્વે શ્રીમંતો જેમ પૂર્વોક્ત ધર્મકાર્યમાં સ્વદ્રવ્યનો

વ્યય કરતા હતા તેવીજ રીતે તેઓ જ્ઞાનભંડારો સ્થાપવા અને લખેલી હજારો પ્રતો એકત્ર કરવામાં પોતાના દ્રવ્યને લખલૂટ ખર્ચે વાપરતા હતા, એટલે તેમનું વલણ સર્વદેશીય હતું, ત્યારે હાલના જૈનોનું વલણ એકદેશીય થઇ ગયેલું માલૂમ પડે છે. બીજા ધર્મકાર્યમાં દ્રવ્યનો વ્યય ન કરવો એમ લખનારનો પ્રતિષેધક હેતુ બીલકુલ નથી. પણ તે સાથે લાઇબ્રેરીની ઘણી આવશ્યકતા છે, એ તરફ પણ જૈનોએ પોતાનું લક્ષ ખેંચવાની ઘણી જરૂર છે. આજે તત્સંબંધમાં પોતાના દ્રવ્યની સાર્થકતા કરવા તરફ દૃષ્ટિપાત કરવાની આવશ્યકતા બતાવવાને ખાતરજ આ લેખથી અંગુલિદર્શકતા કરેલી છે. સુભાગ્યે એક બે લાઈબ્રેરી કંઇક સારી સ્થિતિમાં ખીલતી નજરે પડે છે, જેને માટે પણ ઘણું વક્તવ્ય છે. પાલીતાણામાં ( સિદ્ધક્ષેત્રમાં ) વીરબાઈ પાઠશાળા સાથે લાઇબ્રેરી રાખવામાં આવી છે, જે લાઇબ્રેરીમાં ઘણી સારી રીતે પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવેલ છે, પણ તે લાઇબ્રેરીની વ્યવસ્થા જોઇએ તેવી સંતોષકારક નથી; તેમજ પાલીતાણામાં તેનો ઉપયોગ લેનારા મળી આવતા નથી. તીર્થવાસીઓ પોતાની ઉદરપૂર્ણામાં પડેલા હોય છે, ત્યારે યાત્રાળુઓ યાત્રા કરવામાં મચ્યા હોય છે, તેમાંથી ક્વચિત્ સમય મળે તો, તેવાઓ તે લાઇબ્રેરીની મુલાકાત લે છે, અને ચોપાનીયાં કે પેપરો માત્ર વાંચી શકે છે. વળી કાર્યવાહકો તે લાઇબ્રેરીને નમુનારૂપ બનાવવા ઈચ્છતા હોય,

તો સમજવા પ્રમાણે તેઓની પાસે દર વર્ષે લાઈબ્રેરી પછવાડે ખર્ચી શકાય તેટલી રકમ ફાજલ નથી. જૈનોમાં કમનસીબે એવું ભૂત ભરાઇ ગયું છે કે, એકના નામથી જે કાર્ય થયું હોય, તેને બીજાએ ઉત્તેજન ન જ આપવું. આવી ક્ષુદ્ર દ્રષ્ટિ જૈનોમાંથી ક્યારે દૂર થશે એ હજુ સમજી શકાતું નથી, અને આ મલિન બુદ્ધિથી જ આવી લાઇબ્રેરીઓ કવચિત્ કવચિત્ શહેરોમાં ઓછા વત્તા પ્રમાણમાં સ્થપાવા છતાં પણ આગળ વધી શકતી નથી, કેમકે નામને મદદ આપવી, એવો તુચ્છ વિચાર જૈનોમાં ઘર ઘાલી બેઠેલો હોવાથી, કામને મદદ આપવી એ સુવિચાર તેમના હૃદયના ખુણામાં પણ શોધ્યો જડતો નથી, અને તેથી જ આપણે ઉત્તમ લાઇબ્રેરીઓ જોવા બેનસીબ છીએ. પાલીતાણા જેવા તીર્થમાં હજારો યાત્રાળુઓ એક એક રૂપીયો માણસ દીઠ આપી જાય, તો વાર્ષિક હજારો રૂપીયાની પેદાશ થાય અને તેથી તે લાઇબ્રેરી જૈનોમાં જ નહિ, બલ્કે હિંદુસ્તામાં અદ્વિતીય લાઇબ્રેરી બની શકે. બીજી લાઇબ્રેરી જેને લાઇબ્રેરીની ગણનામાં ગણી શકાય, તે મુંબઇમાં શ્રીમોહનલાલજી જૈન સેંટ્રલ લાઈબ્રેરી છે. એ સંબંધમાં પણ આપણે ઘણું વિચારવા જેવું છે. મુંબઈ જેવા વિશાળ, રમણીય, લક્ષ્મીની જ્યાં રેલમછેલ થઇ રહી છે, અને જ્યાં લક્ષાધિપતી જૈનોનાં ટોળે ટોળાં ઉભરાઈ નીકળે છે, તેવા શહેરમાં આ લાયબ્રેરી જેવી પવિત્ર સંસ્થા સ્થપાયા પછી હજુ સુધી જોઇએ તેવી રીતે દર

વર્ષે વૃદ્ધિંગત થવા પામી નથી. કંઈક સારી સ્થિતિમાં થયેલ વાર્ષિક બે હજાર, પચીસો રૂપીઆ જેટલી રકમ તે લાઇબ્રેરી પાછળ વાપરવામાં આવે છે. એ શું મુંબઈ નગરી માટે મોટી રકમ કહી શકાય ? મકાન હજુ ભાડુતી જ વાપરવામાં આવે છે. નામ સેંટ્રલ લાઇબ્રેરી, જે લાઇબ્રેરી આખા હિંદુસ્તાનમાં નહિ, બલ્કે હાલના શોધાએલા મનુષ્યલોકના તળીએ અને પ્રાન્તે જે કોઇ પુસ્તકો દરેક વિષયનાં, દરેક ભાષાનાં લખેલાં અને છાપેલાં આ લાઇબ્રેરીમાંથી મળવાં જ જોઇએ તો જ આનું નામ સેંટ્રલ લાઇબ્રેરી સાર્થક બની શકે, જે કરવું મુંબઈવાસીઓને પાન ઉપર ચુનો ચોપડવા જેવું સહેલું છે, પણ દરેકે દરેકના મનમાં તે કર્તવ્ય છે, તે અને એમાં વપરાતું દ્રવ્ય, તે ખરેખરૂં સાર્થક છે, વગેરે સમજાય તોજ. શેઠ દેવકરણ મુળજી જેવા ઉદાર ગૃહસ્થ જેમ આ લાઇબ્રેરીને ઉન્નત કરવા પોતાની ઉદારતાનો ભોગ તનમન ધનથી સમર્પે છે, તેવીજ રીતે તેવું વર્તન બીજા સખી ગૃહસ્થોનું હોય તો ઉપરોક્ત વિલાપ કરવાનું કારણ રહે નહીં. છતાં પણ ઝાંખાં ઝાંખાં ભવિષ્યમાં લાંગાકાળે આશાનાં કીરણો દેખાય છે કે વખત જતાં આ લાઇબ્રેરી આપણે ઇચ્છીએ છીએ તેવી સ્થીતિએ પહોંચી શકશે. પણ તે તરતમાં શામાટે ન થવું જોઇએ ? નથી થતું એ જૈનોની તે તરફ બેદરકારી નહીં તો બીજું શું ? લાઇબ્રેરી એ હાલના સુધરેલા જમાનામાં કેળવાયેલા

સાક્ષરોએ અદ્વિતીયમાં અદ્વિતીય મહત્વની સંસ્થા માનેલી છે, જેને ઉચ્ચ સ્વરૂપમાં મુકવા કેટલાએક અભ્યાસીયોને તેમ કરતાં શીખવાને માટે અભ્યાસ કરવો પડે છે. હાલમાં ગાયકવાડ સરકારે લાઇબ્રેરીની આવશ્યકતા સ્વીકારી છે, અને તે પોતાના મહાલે મહાલોમાં અને શહેરે શહેરોમાં લાઇબ્રેરી સ્થાપવા ઉત્સુક બન્યા છે તેમજ લાઇબ્રેરીને ઉચ્ચ શીખરે મુકવા લાઇબ્રેરીને કયા સ્વરૂપમાં મુકવી જોઇએ તેને માટે, ખાસ અમેરીકાથી, ખાસ તેના અભ્યાસીને બોલાવવામાં આવેલ છે, જેની સુચનાનુસાર લાઇબ્રેરીની ગોઠવણુ ગાયકવાડ સરકારના રાજ્યમાં થવા માંડી છે, એ એક આનંદના સમાચાર છે. આ ઉપરથી બીજાઓએ શીખવાનું છે, અને ધડો લેવાનો છે કે એક મકાનમાં ખુરશીઓ, કબાટ, ટેબલ વગેરે ફરનીચરો, પુસ્તકો વગેરે ગોઠવી, પેપરો, પત્રો અને ચોપાનીયાંઓ મંગાવવાથી લાઇબ્રેરી થઇ માની લેવી તે પાશ્ચાત્યદેશનું અધુરૂં અનુકરણ છે. જેમ દરેક કળાઓના અભ્યાસની આવશ્યકતા છે, તેમ લાઇબ્રેરીયન પણ લાઇબ્રેરીના કાયદાકાનુનો, રીત રીવાજો, અને પદ્ધતિનો અભ્યાસી જ રાખવો જોઇએ, પગારમાં જેટલો લોભ તેટલું પોતાના કાર્યને આગળ વધતું અટકાવવા જેવું છે.

લેખક એક કાર્યનો પ્રતિષેધ અને બીજાનું પ્રતિપાદન કરવાના હેતુથી નહીં, પણ જરૂરના કાર્યને તદ્દન ભૂલી જવાથી

એક તરફ જેઓની વૃત્તિ દોરાઇ ગઇ છે, તેઓનું ધ્યાન ખેંચવા અત્રસ્થળે ઇશારો કરે છે કે, હાલમાં જીનમંદીરોની, ઉપાશ્રયોની આવશ્યકતા મોટા શહેરથી લઇને નાના ગામડા સુધીમાં જૈનોએ મહત્વની સ્વીકારી છે, તેને માટે દરવર્ષે મુંબઇ જેવી નગરીમાં સેંકડો ટીપો કરનારાઓ પૈસા ઉઘરાવતા નજરે પડે છે, શ્રીમંતો પોતાની જુની આંખોથી જોવાની પડી ગએલી ટેવથી તેનેજ મહત્વનું ખાતું માની તેમાં લાખો રૂપીયા આપવામાં પોતાની ઉદારતા દર્શાવે છે. અસ્તુ. એ પણ અવશ્ય કર્તવ્ય છે, પરંતુ દીલગીરીનો વિષય એ છે કે આ બધું જેનાથી શોભી નીકળે એવું અને તેની પ્રાપ્તિનું સાધન–લાઇબ્રેરી માટે કોઇ ટીપ કરતો કે ટીપ ભરતો નજરે પડતો નથી, તેમ ઉદાર જૈન ગૃહસ્થોનું જોઇએ તેવું તે તરફ વલણ પણ નથી. આ સમજ દુર થવાની જરૂર છે, એટલે કે લાઇબ્રેરીની આવશ્યકતા દરેક ધર્મના કાર્યમાં અગ્રગણ્ય મનાવી જોઇએ. એવી દ્રઢતર શ્રદ્ધા સાથે સુવિચારો જૈનોના ધાર્મિક પવિત્ર ઉદાર હૃદયમાં જાગૃત થશે ત્યારે જ જૈનોનો ઉદય થવાની શરૂઆત થઇ છે, એ વાકય સાર્થક ગણાશે, કેમકે આસ્તિકયતાની જાગૃતિ માટે લાઇબ્રેરી જ મુખ્ય સાધન છે. જુઓ ! પાશ્ચાત્ય દેશીઓ પ્રથમ વિજ્ઞાનવાદિઓ હતા તેમાંથી તેઓ અનેક પુસ્તકોના વાંચનબળથી આસ્તિકો થવા માંડયા છે. જેઓ પરલોક તથા ચૈતન્યને નહીં માનનારાઓ હતા, તેઓ હવે તેમ માનવા પગભર થયા છે, એટલું જ

નહીં પણ આર્યધર્મ પૈકી કેટલાએક ધર્મોને સ્વીકારનારા યુરોપીયનો થવા લાગ્યા છે. ત્યાં તેઓ સોસાઇટીઓ સ્થાપવા લાગ્યા છે, મોટી સભાઓ ભરી વિદ્વાન્ અધ્યક્ષ સમક્ષ વાદવિવાદો કરવા લાગ્યા છે, અને સત્ય શું છે, તે તરફ પોતાની પ્રગતિ વધારવા માંડયાં છે. આ બધું, ફરીથી કહેવું પડે છે, કે વાંચનબળનો જ પ્રતાપ છે. વળી વેપાર વિજ્ઞાન પ્રાપ્ત કરવાનું મુખ્ય મથક પણ લાઇબ્રેરી છે. આ જમાનામાં દૈનિક પત્રો દરેક દેશોમાંથી બહાર પડતાં હોવાથી દેશદેશના વેપારની રૂખ તથા કળા વાંચનારાઓ તેમાંથી મેળવી શકે છે; વિચારશીલો ભવિષ્ય ઉપજાવી શકે છે, અને વેપારને માટે પોતાનો માર્ગ શોધી શકે છે, એટલું જ નહિ પણ મોટો વેપાર ખેડી લાખો રૂપીયા મેળવી શકે છે. આવું શિક્ષણ જે લાઇબ્રેરી અર્પે છે, એ લાઇબ્રેરી વિચારરસિકોને કેટલી બધી મહત્વની જણાશે, તેનો ઇન્સાફ તેમને જ સોંપીએ છીએ; નીતિપથનું શિક્ષણ આપનાર માતા પિતા ગુરૂઓ ( ધર્માચાર્યો ) કરતાં લાઇબ્રેરી સતત્ અનેકગણું શિક્ષણ આપી શકે છે; વાંચનથી જ ઉચ્ચ જીવન બની શકે છે, અને તેને માટે લાઇબ્રેરી મુખ્ય સાધન છે, કેમકે જેઓને હૃદય નથી તેઓને માટે કંઇ પણ કથનીય છે જ નહી, પણ જેઓ સહૃદયો છે તેઓ ગમે તેમાંથી ઉપાદેય શોધી કાઢી પોતાના ભલા માટે ગ્રહણ કરે છે. અનેક દેશોમાં રહેલી કોર્ટોમાં ગુન્હેગારોના ગુન્હાનો પ્રકાશ અને તેમને શિક્ષા, વાદી પ્રતિ-

વાદીના પક્ષકાર ધારાશાસ્ત્રીઓની બુદ્ધિમત્તા ભરેલી દલીલોનું વાંચન એ મનુષ્ય જીવનને કેટલુંબધુ લાભપ્રદ છે! એ સમજવું મુશ્કેલ નથી. હાઈકોર્ટના ફેંસલાઓનાં પુસ્તકો બહાર પડે છે જે પુસ્તકોનો સંગ્રહ તથા અભ્યાસ વકીલ બેરીસ્ટરો સતત કરતા દેખાય છે, આવું ટુંકું ટુકું પણ ઉપયોગી શીખવાનું વાંચનમાંથી ઘણું જ મળી શકે છે. સાદી જીંદગી ગુજારનારા મનુષ્યો, તેવા પેપરો પોતે ન મંગાવી શકે એ સ્વાભાવિક છે, તો તેવાઓના ભલા માટે લાઈબ્રેરી કેટલી બધી ઉપકારી છે, તે લાઈબ્રેરીના લાભ લેનારા સારી રીતે જાણતા હશે.

જુનો જમાનો એવો વિચિત્ર હતો કે એક ધર્મના મનુષ્યો બીજા ધર્મના રહસ્યોને ભાગ્યેજ સમજી શકતા હતા. એક વ્યક્તિ પાસે રહેલું પુસ્તક બીજાને ભાગ્યે જ મળી શકતું હતું, જેથી જ્ઞાનાભાવ અને અજ્ઞાનનો સદ્ભાવ વચલા કાળમાં એટલો બધો વધવા પામ્યો હતો કે મનુષ્યો સ્વબુદ્ધિ નિરપેક્ષ બની માત્ર ધર્માચાર્યોના કથન ઉપર વિશ્વાસ રાખી અંધશ્રદ્ધાએ પોતાનો નિર્વાહ કરતા હતા, તેથીજ તેવા વખતમાં ઘણા સ્વાર્થલંપટ ધર્માચાર્યોએ ઝઘડાનાં ઝુંડો ઉભાં કરીને ધર્મના નામે ધતીંગો જગાડી એક દર્શનમાંથી અનેક ઉપદર્શનો ઉભાં કરી લોકોને વિહ્‌વળ બનાવ્યા હતા, જેની અસરનાં કટુક ફળ આર્યવાસિઓ હજુ પણ ભોગવે છે. હાલનો જમાનો સોંઘો અને સુલભ છે, કે યાંત્રિક

કળાના પ્રતાપે અને હાલની કેળવણીના સદ્ભાવે કેટલાએક પુસ્તકો જુદી જુદી ભાષાઓમાં બહાર પડવા લાગ્યા છે. જેમકે પૂર્વે એવી માન્યતા હતી અને અધુના છે કે વેદાધ્યનનો અધિકાર બ્રાહ્મણો સિવાય બીજાને નથી એટલે "બ્રાહ્મણો જે કહે તે બીજાઓએ વેદવાકય માની સ્વીકારવું જ જોઇએ." પણ હાલમાં પાશ્ચિમાત્યદેશીય વિદ્વાનોએ વેદના અંગ્રેજીમાં ભાષાંતરો કરી દરેકને વેદાધ્યાયી બનાવી દીધા છે. જૈનોમાં પણ એવી જ સમજ અને પ્રતિષેધ છે કે સૂત્રો ત્યાગી સિવાય બીજાઓથી વાંચી શકાય નહિ, તો તેના બદલામાં પણ હાલ કેટલાએક કલ્પસૂત્ર વગેરેનાં અંગ્રેજીમાં તથા ગુજરાતીમાં ભાષાંતરો થયાં છે અને થતાં જાય છે; મુસલમાનોનું કુરાનશરીફ જે એક પૂજ્ય પુસ્તક ગણાય છે, જેની ઉપલબ્ધિ હિંદુઓના હાથમાં હોવી સ્વપ્નવત્ ગણાતી તેના બદલામાં હાલ તે કુરાનશરીફનાં ભાષાંતરો થઈ ગએલાં દરેકના હાથમાં વંચાતાં જોઈ શકીએ છીએ, એક બીજા ધર્મનાં પુસ્તકોને માટે પણ તેમજ બનવા પામ્યું છે, અને બને છે. આથી અંધશ્રદ્ધા ટળી લોકો વિચારશીલ બન્યા છે, અને આવાં પુસ્તકોનાં વાંચનથી એકબીજાનાં ધર્મનાં રહસ્યને સમજતા થવા લાગ્યા છે, જેથી લોકોમાં ધર્માંધતા દુર થવા માંડી છે, અને વિરોધ ટળી બંધુભાવની આવશ્યકતા સ્વીકારાતી દેખાવા લાગી છે, જેથી કોન્ફરન્સો, કોંગ્રેસો જેવી સંસ્થાઓ લોકો ભરતાં શીખવા લાગ્યા છે, અને

કરતાં બે ડગલાં પાછા હઠીએ છીએ. તેમ ન બનો, વિદ્વાનો, શ્રીમંતો અને વિદ્યાવિલાસી યુવકો વગેરે દરેકના હૃદયમાં લાઈબ્રેરીની આવશ્યક્તાની ઉર્મીઓ જોસભેર ઉછળો, અને તેનો પ્રવાહ વચનદ્વારા તથા ક્રિયાદ્વારા બહાર પડો, કે જે પ્રવાહના સીંચનથી લાઈબ્રેરીરૂપી બગીચા-ઉપવનો-વનખંડો નવપલ્લવિત બનો અને તેમાં અનેક અનુભવી પવિત્રાત્માઓને આનંદ-શાંતિ મળો, એજ આ લેખનો ઉદ્દેશ છે.

---

## સ્વતંત્રતા.

સ્વતંત્રતા એટલે સ્વતંત્રપણું, પોતે પોતાને આધીન એવો અર્થ થાય છે. હવે પોતે કોણ, અને આધીનતા શું? એ વિચારીએ તો, પવિત્ર શુદ્ધાત્મા પોતાના ગુણોને આધીન, મતલબ કે પોતાના ગુણોમાં લીન હોય, તેજ આત્મા સ્વતંત્ર કહેવાય અને તે આત્માની જે પ્રવૃત્તિ તેનું નામજ સ્વતંત્રતા કહેવાય છે. વર્તમાનકાળમાં પાશ્ચાત્યદેશીય વિજ્ઞાનવાદ ઉપર રચાએલી કેળવણીની અસરથી, ઘણા કહેવાના વિદ્વાનો, લેખકો અને ગ્રાહકો લખવામાં, બોલવામાં તેમજ પોતાના વર્તનમાં સ્વતંત્રતા શબ્દનો ટેકો એટલે કે ઉપયોગ પ્રતિપળે અને પ્રતિપદે કરતા જોવાય છે. આ પ્રવૃત્તિનો જન્મ જડવાદમાંથી પ્રાયઃ પેદા થયો

છે. જેઓ ઇશ્વરને આધિન નથી, પાપ પુન્યને આધિન નથી, નીતિ અને અનીતિ એ પોતાની વ્યાખ્યાને અનુસારે જ્યાં વર્ણવાય છે, એટલે કે વસ્તુતઃ નીતિ અને અનીતિને જે આધિન નથી, પતિ પત્નિના પ્રેમની જ્યાં વ્યાખ્યા નથી, એક માની લીધેલા પ્રેમ–love થી જોડલાં જોડાઇ જાય છે, અને પોતપોતાના અધિકારની સત્તાની આડે ન આવવું, એ એક જાતની Etiquette (એટીકેટ) જ્યાં મનાય છે, પત્ની પોતાના ઘરમાં રહી, કોઇ અન્ય પુરૂષ સાથે વાત કરતી હોય તો ત્યાં તેના રૂમમાં પતિથી આજ્ઞા વિના ન અવાય, એવુ વર્તન જ્યાં ચાલે છે, પુત્ર અને પિતાનો સંબંધ માત્ર અમુક ઉમર સુધી એકબીજાની સાથે રહેવામાં સમાએલો છે, સ્વજન અને સગાંઓના આતિથ્યના ખર્ચોનાં જ્યાં Bill કરાય છે, તેવાઓના ભેજાઓથી રચાએલાં પુસ્તકોનાં શિક્ષણ દ્વારા આ આર્યાવર્તમાં જે સ્વતંત્રતાએ પોતાનું પ્રબળ સામ્રાજ્ય જમાવવા માંડયું છે, જેના પ્રતાપે પિતાપુત્રમાં, પતિપત્નિમાં, સંપ્રદાયોમાં, જ્ઞાતિઓમાં ક્લેશોનાં બીજો રોપાવા લાગ્યાં છે, મર્યાદા નષ્ટપ્રાયઃ થવા લાગી છે, લઘુ વૃદ્ધ વ્યવહારનો લોપ થવાની શરૂઆત થઈ ચુકી છે, એકબીજા ઉપર આક્ષેપો કરવા, ટીકા કરવી, એ એક જાતની ચતુરાઇ અને વિદ્વત્તા મનાવા લાગી છે, જે કાર્યો બહુ ડ્હાપણથી, શાંતિથી, સંપથી કરાતાં હતાં, તેવાંજ કાર્ય વાદવિ-

વાદોથી, બહુમતે કરાવા લાગ્યા છે. આ બધોએ પ્રતાપ જડવાદમાંથી જન્મેલી સ્વતંત્રતા દેવીનો છે.

જો દીપકની ચીમની અને ફાનસના કાચમાં જુદા જુદા રંગો રહેલા હોય, તો તેની અંદર પ્રકાશતો દીવો, બહાર પોતાનો ખરો પ્રકાશ ન આપી શકે, એ સ્વાભાવિક છે. ચીમની અને કાચના રંગથી રંગાએલો પ્રકાશ, જો દીવાનો પ્રકાશ માની લઈએ તો પછી ખરા દીવાનો પ્રકાશ કેવો હોઇ શકે, એવું જ્ઞાનજ નથી એમ કહેવું પડશે. દીપકના મૂળ પ્રકાશનું જ્ઞાન જેઓ ધરાવતા હશે, તેઓ રંગથી રંગાએલા પ્રકાશને દીવાનો સ્વચ્છ પ્રકાશ કદીપણ કહી શકાશે નહી. તેમ બુદ્ધિ અને મનના મૂળ ધર્મ અને તેનો મૂળ સ્વભાવ શું છે, અને કેવા હોવા જોઇએ, એ જાણવાની પ્રથમ આવશ્યક્તા છે. તે વિના મન બાહ્ય રૂચિકર અરૂચિકર દ્રશ્ય પદાર્થો અને દ્રશ્ય સાંજોગિક સાધનોથી રંગાઇ ગએલું હોય છે, તેની અસર ઇન્દ્રિય ઉપર અને બુદ્ધિ ઉપર થાય છે, તેથી પવિત્ર બુદ્ધિને પણ મન સ્વસ્વરૂપે પીછાને છે, ઇન્દ્રિઓને ઇચ્છાનુકુળ પ્રવર્તાવે છે, પવિત્ર બુદ્ધિપ્રકાશ મનના રંગથી રંગાઈ મન ઉપર પ્રકાશ પાડે છે, જે પ્રકાશ બુદ્ધિનો શુદ્ધ પ્રકાશ હોતો નથી, તેવા પ્રકાશને મન કેળવણી અથવા તો જ્ઞાન માને છે, અને તદનુકુળ નિઃશંક પ્રવૃત્તિ કરે છે, અને તેને પોતે પોતાને અને બીજાઓને સ્વતંત્રતાના નામે ઓળ-

ખાવે છે. આ ભ્રાન્તિ નહી તો બીજું શું ? આવા ભ્રાન્તિવાળા મનુષ્યો બુદ્ધિના મૂળ સ્વરૂપને અને તેના પ્રકાશને સમજનારા નથી એમ કહેવું જોઈએ. જો એમ હોત તો કદાપિ મનાતી સ્વતંત્રતાને ખરી સ્વતંત્રતા કહેત નહી.

ક્રોધ, માન, માયા, લોભ, મત્સર વગેરે દોષો એવા છે કે, જેમાંથી એક અથવા એકથી વધારેની હાજરી વિના ઘણુ ભાગે એકે મનુષ્ય હોતો નથી, જેથી જે જે વખતે પોતે પોતાના વિચારોને જાહેરમાં મુકે છે, તે વખતે વિચારો પૂર્વે બતાવેલા દોષોમાંથી કોઈ પણ એક દોષથી મિશ્રિત હોય છે; એટલુંજ નહિ પણ ઘણી વાર તે દોષોજ તેવા વિચારોના ઉત્પાદકો હોય છે. તેવા વિચારને સ્વતંત્ર વિચાર કહેવા, એનું નામજ પરતંત્રતા છે. આર્યાવર્તવાસી મનુષ્યો આત્માને માનનારા છે, પરલોકને માનનારા છે, અને કર્મને–પ્રારબ્ધને–સંસ્કારને માનનારા છે. પૂર્ણજ્ઞાની પવિત્રાત્માઓ આ આર્યાવર્તમાં પૂર્વે થઇ ગયેલા છે, તેમના કથેલાં શાસ્ત્રો એ આર્ય પુરૂષોને શિરસા વંદ્ય છે, વગેરે વગરે ઉપાદેય ધર્મોને આધિન થઇ, અનેક દુષણરૂપી પરાધિનતામાંથી, જેટલે જેટલે અંશે મુક્ત થવાય તેટલે તેટલે અંશેજ તેઓ સ્વતંત્ર કહી શકાય. સંસારી મનુષ્યો માતા પિતા પુત્ર સ્ત્રી ધન વગેરે પરાધિનતાઓમાં એવા તો સજ્જડ બંધાઇ ગયેલા છે, કે તેઓ એક ક્ષણ પણ પોતે પોતાને સ્વતંત્ર

માની શકતા નથી, ત્યારે તેવાજ સાધનોના ત્યાગી-સંન્યાસી પરમહંસો અને સાધુઓ તેમાંથી તેટલે અંશે સ્વતંત્ર હોઇ શકે છે. તેઓને પૂર્વ પ્રતિબંધો અડચણકર્ત્તા હોતા નથી, અને તેથી તેઓ અપ્રતિબંધક કહેવાય છે. આ ઉપરથી આપણા આર્યાવર્તમાં ત્યાગીઓજ ઉપદેશકનો અધિકાર ભોગવતા આવ્યા છે. કેમકે તેઓ સંસારી કરતાં સ્વતંત્ર હોય છે, અને તેથી તેમના વિચારો અને વચનો તેટલે અંશે સ્વતંત્ર હોઇ શકે છે. આ પદ્ધતિના ક્રમને આજ કાલની સ્વતંત્રતાએ નિર્માલ્ય બનાવી દીધો છે. વ્યવહારિક કેળવણી પ્રાપ્ત કરી ( Degree ) પદવીઓ મેળવી જેઓ પચીશ પચાશ રૂપીયાની નોકરીમાં પોતાની જીંદગી વેચી, નશીબના આડું ઢાંકણ દે છે, જેઓ મનની નિર્બળતાને લઇને પોતાની શક્તિ અને પોતાના વૈભવ તરફ દ્રષ્ટિ ન કરતાં બીજાઓના જેવા બનવા ભગીરથ પ્રયત્ન સેવે છે, અને તેમ કરવાથી કેટલાએકો ઘણીવાર પોતાની મૂળસ્થિતિ ગુમાવી બેસે છે તેવા મનુષ્યોથી શોભતી-સ્થપાતી-રચાતી, સભાઓ-પરિષદો સુધારાની યોજના કરવા, સડો દુર કરવા લાંબાં લાંબાં ભાષણો ( lectures ) દ્વારા બીજાઓને જાગૃત કરવાનો ભાર વહે છે, તેવાઓ સ્વતંત્ર છે એમ કહેવું કે માનવું એ અક્કલથી ઉલટું છે.

અન્ય દેશોનું અને અન્યદેશનિવાસી મનુષ્યોનું સદંતર અનુકરણ ન કરવું એમ આ લેખકનો આશય નથી, પણ જે જે

વિષય અને સદ્દગુણો પોતાના માટે પોતાના કટુંબ માટે અને પોતાના ભવિષ્યની સંતતિ માટે તેમજ આખા દેશ માટે, અને આસ્તિકતાની ઉપર રચાએલી ભાવના માટે હિતાવહ હોય તો તે તેટલા અંશે ગમે ત્યાંથી અને ગમે તેમાંથી અનુકરણીય છે. આપણે જે આર્ય દેશમાં ઉત્પન્ન થયેલા આસ્તિકો છીએ તેમને આર્યતામાં અને આસ્તિકતામાં અભિવૃદ્ધિ કરવાને માટે ગમે તેનું અનુકરણ કરવાની છુટ છે, પણ આપણે આપણાપણું ખોઈ બીજાઓના જેવા બની જઇ આપણા બન્ધુઓને બીજાઓના જેવા બનાવવા માટે પ્રયત્ન સેવવો એ ખરી સ્વતંત્રતા, આર્યતા અને આસ્તિકતાનો નાશ કરવા જેવું છે.

વાંચકો ! સ્વતંત્રતા શબ્દનો ઉપયોગ કરનારાઓ કેટલા એકો નિરંકુશ બની, માતા પિતા અને બીજા વડીલોની આજ્ઞાને તિલાંજલિ આપે છે, ધર્મને ઢોંગ માને છે, ત્યાગી ઉપદેશક ગુરૂઓને અંધશ્રદ્ધાના ઉત્પાદકો ગણે છે, અને પ્રાચિન શિષ્ટ પુરૂષોથી ચાલી આવતી પવિત્ર ફરજોને હસી કાઢે છે. મહાજ્ઞાની પુરૂષોએ જે ધાર્મિક અનુષ્ઠાનો અતિ ડહાપણથી સહેતુક નિર્માણ કરેલાં છે, કે જેના સેવનથી બાહ્યની અને અંતઃકરણની વિશુદ્ધિ થાય છે, તેવા અનુષ્ઠાનોને ભારભૂત માને છે, પૂર્વ પુરૂષોના રચેલાં પુસ્તકોને કલ્પના કહી કાઢી તે તરફ તિરસ્કાર અથવા તો ઉપેક્ષા બતાવે છે, આવા આવા અનેક અધઃપાતના દોષોને હૃદયમાં ઉત્પન્ન કરી ખરી સ્વતંત્રાનો નાશ કરે છે. આવી રીતે

જો લાંબા વખત સુધી ચાલશે તો ભવિષ્યની પ્રજા અને તેથી વસાએલા નિખિલ આર્યાવર્ત તદ્દન ઉલટી દિશામાં ફેરવાઇ જ-શે, એવી બીતિ રહે છે અને એક કાળ એવો આવશે કે એક બીજા એક બીજાને દ્વેષની દ્રષ્ટિથી જોવા માંડશે, લોભ વધશે, અવનતિમાં લઇ જાય તેવી ઉન્નતિ સર્વને પ્રિય લાગશે, અને જેથી એક બીજાઓ ઉપર તરાપ મારશે, તેથી મોટાં યુદ્ધો અને કલહો પેદા થશે.

સંયમ એજ ખરી સ્વતંત્રતા છે. પાંચે ઇંદ્રિયોના વિષયોને આધિન ન થતાં, તે વિષયોને પોતાની સ્વાધિન રાખી, નિયમિત રીતે વર્તતાં શીખવું, અને સંયમની અભિવૃદ્ધિ કરવી, ક્રમે ક્રમે સંસારની વાસનાઓ કે જે લાંબા કાળથી આપણા હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવી રહેલી છે, તેની નિર્બળતા કેમ થાય, તે તરફ દ્રષ્ટિ રાખી પ્રવૃત્તિ કરવી, અભ્યંતર દુર્ગુણો દૂર કરી, સદ્‌ગુણોનો વિકાસ કરવા ઉદ્યમી બનવું, અને મનની નિર્બળતાને લઇને થતી લાલચોનો સંહાર નાશ કરી, મનને સબળ બનાવવું, મનના વિકારો બુદ્ધિ ઉપર અસર ન કરી શકે, પણ બુદ્ધિની પવિત્રતા મન ઉપર અસર કરી, મનને પોતાની અનુકૂળ બનાવે અને તે પછી તેવું પવિત્ર મન આપણી કાયિક પ્રવૃત્તિનું પ્રેરક બને, એ રીતે વ્યવહારપથે વિચરતાં શીખવું, એજ સંસારમાં રહેલા સંસારી જીવોની ખરી સ્વતંત્રતા છે.

એક કાળે તેવા સંસારપથમાં વિચરનારાઓમાં ઔદા-સિન્ય પ્રાપ્ત થશે, થાય છે, અને તેઓ સંસારનો ત્યાગ કરી વિરક્ત યોગી બની બાહ્ય દૃષ્ટિ તરફ દુર્લક્ષ્ય આપી અંતર્દૃષ્ટિથી અવલોકન કરી, પોતામાં મોટી આત્મશક્તિ ખીલવવા શક્તિ-વાન થાય છે, જે શક્તિ દ્વારા સ્વભાવ સમજાય છે, વિભાવ ત્યજાય છે, અને અનાદિ કાળથી આત્મા સાથે સંબંધ ધરાવનાર કર્મ બળ નાશ પામે છે, અનુક્રમે આત્મા કેવલ જ્ઞાન (સંપૂર્ણ-જ્ઞાન ) પ્રાપ્ત કરે છે, અને તેથી તે વીતરાગ ( રાગદ્વેષ વિનાનો ) આત્મા, સ્વતંત્ર આત્મા બની જાય છે. તો પણ જ્યાં સુધી શરીરનો સંબંધ તે આત્માને છે, ત્યાંસુધી તેટલે અંશે તે આત્મા શરીર સંજોગને લઇને પરતંત્ર કહેવાય છે, પરંતુ જ્યારે શરીરનો ત્યાગ કરી, અશરીરિ બની, તે મહાન્ આત્મા મોક્ષા-લયમાં નિવાસ કરે છે, ત્યારે જ તે આત્મા ખરી સ્વતંત્રતાને મેળવનારો થાય છે, અને તે આત્માની સ્વતંત્રતા તેજ ખરી સ્વતંત્રતા કહેવાય છે.

વાંચકો ! હાલમાં જે સ્વતંત્રતાનો વા વાય છે, ને સ્વતં-ત્રતાનો ખરો અર્થ કરવા જઇએ તો મદ, અહંકાર, ઉચ્છૃંખ-લતા, ઉદ્ધતાઈ, નિઃસ્નેહતા, અને સ્વછંદીપણું તેજ થાય છે. મતલબ આજ કાલની સ્વતંત્રતા કહો કે પૂર્ણ રીતે અજ્ઞાન-કૂપમાં ડુબી ગયેલ આત્મા કહો, તે બધુંએ એકજ છે. ખરી

સ્વતંત્રતા કઇ હોઇ શકે, તે સંબંધમાં ઉપર જે દેખાતું સૂચન કરવામાં આવેલ છે તેજ છે, તે મેળવવા જેટલે જેટલે અંશે પ્રયત્ન સેવવામાં આવશે, તેટલે તેટલે અંશેજ પરતંત્રતાનો નાશ અને સ્વતંત્રતાની પ્રાપ્તિ થઈ શકશે.

---

## 'વીરભક્ત' નું અવલોકન અને તે સંબંધી વિચારો.

---

હાલનો જમાનો વિચારનો હોવાથી વિચારશીલ નરરત્નો વિચારસંદર્શક વિવિધ ગ્રન્થો વિદ્યાના વિનોદને વધારવા વિદ્વાનો સન્મુખ રજુ કરે છે, જે લેખરૂપે, નિબંધરૂપે, પુસ્તકરૂપે, અને નોટરૂપે હોય છે. ગ્રન્થ, લેખ એ એક સાંકળ છે, જેમાં શબ્દોનું ગ્રન્થન કરવામાં આવેલ હોય છે, અને તે સાંકળથી વિચાર-આશયને બાંધવામાં આવેલ હોય છે. "તંતુસમુહથી વસ્ત્ર" "પરમાણુસમુહથી તંતુ" એમ એકએકથી એકએકની ઉત્પત્તિ છે. તંતુદત્ત દ્રષ્ટિ પુરૂષ વસ્ત્રને યથાર્થ જોઈ શકતો નથી. પરમાણુનો વિચાર કરનાર તે જ ક્ષણે તંતુનો યથાર્થ ખ્યાલ કરી શકતો નથી. એક રીતિ જોતાં બીજી રીતિમાં ગૌણતા ઉપસ્થિત થાય છે. જોનાર જોએલી રીતિને ઘણી વાર અગ્રપદ અર્પે છે, જેથી પૂર્ણદર્શન વિના અંશગ્રાહી બને છે, [illegible] ને પૂર્ણદર્શક માને છે એ આશ્ચર્યનો વિષય છે.

અધિકાર બાહેરની વાત કેટલીક વાર અનધિકારી સ્વીકારે છે. આથી પોતે પોતાનો, પોતાની શક્તિનો ખ્યાલ કરી શકતો નથી, જેથી લોકોમાં ઉપહાસ્યાસ્પદ ઠરે છે.

અવલોકન બે રીતે થાય છે. એક ચર્મચક્ષુથી, બીજું દિવ્ય દ્રષ્ટિથી; બાહ્યચક્ષુથી અક્ષરાવલિ, શબ્દાવલિ, લેખની રમઝમક અને અલંકારિક ભાષા વગેરે અવલોકાય છે. ઘણી વાર કેટલાએક અવલોકકો બુક બાઇન્ડીંગની પ્રશંસા કરે છે, કેટલાએક કાગચક્ષુવાળા પોતાને અનુકૂળ શોધી કાઢી તેટલા જ ભાગ માત્રને નિન્દે છે, વગોવે છે, અને શું જોઈએ તે ન બતાવતાં માત્ર શુષ્ક પાંડિત્ય દેખાડે છે. અવલોકકોએ ગ્રન્થાવલોકનનો અર્થ ઘણે ભાગે એવો જ માની લીધેલો હોય છે કે બે ચાર ભુલ કાઢી બતાવી, લેખકની લેખિનીને કલંકિત કરવી. ભુલ કાઢ્યા વિના અવલોકન કરવું એ અવલોકન ગણાય જ નહિ, આથી તેવાઓ સત્યની પ્રશંસાને બદલે ઉપેક્ષા કરનારા બને છે. હોવું એમ જોઇએ કે સત્યની પ્રશંસા અને પ્રસ્ખલનાને સુધારવા લેખકને મૃદુ ભાષામાં સૂચના, અને સાથે પોતાની માન્યતા શું છે, બીજા વિદ્વાનો આ સંબંધમાં શું કહે છે, વગેરે બતાવવું જોઇએ. તેમ કેટલાએક અવલોકકોથી બનતું નથી છતાં અવલોકન કરી લેખકોને ઉતારી પાડે છે, ઉત્સાહ ભંગ કરે છે, અને આગળ વધતા અટકાવે છે. સાક્ષરો જો કે

ના ઉપનામથી સ્વનામ ગુપ્ત રાખનારે કરેલ છે, જેણે કટુ ભાષાની લ્હાણી કરીને પોતાની યોગ્યતા દર્શાવી છે. તેને માટે તેવા શબ્દોમાં ઉત્તર ન આપતાં માત્ર તેણે જે કંઈ લેખકના લેખમાં ભુલભાવના પેદા કરેલી છે તે સુધારી વાંચવા વાંચકોને અત્રે ભલામણ કરશું. પ્રથમ તો લેખકે પોતાનું નામ ગુપ્ત રાખેલ છે તેનું કારણ શું હશે તે સમજાતું નથી. કેમકે ગ્રન્થનું અથવા લેખનું અવલોકન કરવાની ગમે તેને સામાન્ય છુટ હોવા છતાં, તેનું કારણ શું હશે કે જાહેર નામ આપતાં અચકાવું પડયું છે ? હશે! અમોને તે જાણવાની પરવા નથી. માત્ર ભોળા લોકોની આંખે તે અવલોકક આડા પાટા બાંધે છે, તે જ દુર કરવાની આવશ્યકતા સ્વીકારી તેટલા પરત્વે જ અત્રે લખીશું. કોન્ફરન્સ હેરલ્ડમાં લખાએલા લેખરૂપી કવાથથી કોન્ફરન્સ દેવીને મરવાની ભીતિ જે અવલોકક બતાવે છે, અને તેને માટે દયા જાહેર કરે છે, તેમાં કેટલી સત્યતા સમાયેલી છે, અને તે કોન્ફરન્સ દેવીનું હિત કેટલું ચાહનારા છે, તેને માટે ટીકા કરવી એ અત્રે ઉચિત નથી. તત્સંબંધમાં કંઈ પણ ન લખવું એમ માની માત્ર તેને એટલું જ પુછીશું કે લેખોરૂપી કવાથની કટુતા જે તમોને તમારી વિચારરસનામાં લાગી તે તમારા વિચારમાં રહેલ કોઈ વિકારને લઈને ? કે લેખોમાં રહેલી કટુતાને લઈને ? જો લેખોમાં–લેખોરૂપી કવાથમાં સ્વતઃ કટુતા હોય તો તેની અસર દરેકને કટુપણે થવી જોઇએ પણ તેમ બન્યું નથી; કેમકે

ઘણા સાક્ષરોએ અને વિચારકોએ આવા લેખોની વિશેષ વિશેષ જરૂર છે, એમ સ્વીકાર્યું છે, ત્યારે વીરભકતને તેમાં જે કટુતા ભાસી તેનું કારણ તેમનું હૃદય તપાસી શકાય તો માલુમ પડે તેમ છે. આટલું તો સ્પષ્ટ છે કે સત્ય અવલોકન કરનારમાં કુવાથનો ગંધ ન હોવો જોઈએ, કારણ કે થોડા પણ કુવાથથી અંધતા આવે છે અને સત્ય શોધતાં પણ મળી શકતું નથી.

હવે તેનું અવલોકન તપાસીએ. પ્રથમ "પ્રતિક્રમણ" એ લેખનું અવલોકન કરતાં તે લેખક લખે છે કે "વીરપ્રભુ પછી થઇ ગએલા આચાર્યો, ઉપાધ્યાયો, તથા વિદ્વાનોને "માના-કાંક્ષી" આદિ શબ્દોથી તિરસ્કારી કાઢવાનું સાહસ કરેલું છે." આના ઉત્તરમાં જણાવવું પડે છે કે, અવલોકક પોતે દરેક ગચ્છના પૂર્વાચાર્યોને માનની નજરથી જુએ છે? અને તે અવલોકક કોઇ પણ ગચ્છના આચાર્યની નિંદાની દુર્ગંધથી દુર રહે છે? અમને—લેખકને—સૌ સુજ્ઞ જનને તો પૂર્વાચાર્યોને માટે અને તેમના પ્રશસ્ત પ્રયાસોને માટે માન છે, પણ વિચાર સ્વાતંત્ર્યનું સામ્રાજ્ય અંધશ્રદ્ધાનું નથી. વિચાર વ્યવસાયથી જે કંઇ સત્ય હોય તેજ બુદ્ધિપૂર્વક વિદ્વાનોના સમાગમથી અને સહાયતાથી સ્વીકારવું જોઈએ. જેને હાલમાં આપણે પૂર્વાચાર્ય તરીકે ઓળખીએ છીએ, તેઓ એક કાળે વર્તમાન કાલીય આચાર્ય ગણાતા હતા. હાલના આચાર્ય, ઉપાધ્યાય, સો વર્ષ

પછી પૂર્વાચાર્ય તરીકે ઓળખાયે, ગવાયે, અને મનાયે, તો સો વર્ષ પછીના લોકો વર્તમાન કાલીય આચાર્યો ઉપાધ્યાયોનાં દરેક કાર્યોને સર્વથા માન આપશે કે ? એવું સર્વથા પહેલાં બન્યું નથી, હાલમાં બનતું નથી, અને હવે પછી બનવા સંભવ નથી. આપણે શું સત્ય અને યથાર્થ સ્વીકારવા માટે બંધાએલા છીએ, અને થઇ ગએલા આચાર્ય અને વિદ્વાનો સંબંધમાં પણ તેમ બનતું આવ્યું છે તે નીચેના વખાણ ઉપરથી સમજી શકાશે.

ન્યાયવિશારદ શ્રીયશોવિજયજી મહારાજ, વિમળસૂરિ વગેરે માટે શું શું લખી ગયા છે તે, અને ખરતરગચ્છના આચાર્યો તપગચ્છના આચાર્ય માટે, તપગચ્છના આચાર્ય ખરતરગચ્છ, પાયચંદગચ્છ અને અંચલગચ્છના આચાર્ય માટે, તેમજ તે ગચ્છોના આચાર્યો એક બીજાના ગચ્છોના આચાર્યો માટે શું શું લખી ગયા છે તે, અને હાલમાં તપગચ્છની કેટલીક વ્યક્તિઓ તરફથી ખરતરગચ્છવાળા ઉપર અને ખરતરગચ્છીય કેટલીક ઉતાવળીયા સ્વભાવની વ્યક્તિઓ તરફથી તપગચ્છ ઉપર જે હુમલાઓ પુસ્તક દ્વારા કરવામાં આવે છે તે વાંચવા અવલોકકને અત્રે ભલામણ કરીશું, અને જોઇશું કે તેઓને દરેકને માટે પોતે શું અભિપ્રાય આપે છે ? અને તેઓમાંથી કોણે કોને તિરસ્કારી કાઢ્યા છે તેનો વિચાર પણ તેઓ કરે એવી ભલામણ કરીએ છીએ.

પૂર્વના ઘણા આચાર્યોએ એક બીજાને નિન્દ્યા છે, એક બીજાનાં કાર્યોને ખંડયા છે, ગચ્છભેદ સાથે મમત્વવશવર્તિ થયા છે, એક એકને એક એકે નિન્હવ, મિથ્યાદૃષ્ટિ, વિરોધક, ઉપનામોથી વધાવ્યા છે, તે શું સૂચવે છે ? અને તેમ કરનારા ઓ "માનાકાંક્ષી" ન હોય એને માટે અવલોકક પાસે શું પ્રમાણ છે ? આથી એમ લખવાનો હેતુ નથી કે દરેક આચાર્યો તેવા થઇ ગયા છે. ઘણાઓ આત્માર્થી, સ્વકાર્યનિષ્ઠ, પરહિત-કર્તા, ભવભીરૂ, પાછલાઓ માટે અનેક ઉપકારક ગ્રન્થના કર્તાઓ પણ થઇ ગયા છે, જે આપણને શિરસાવંદ્ય છે. જેઓ તરફથી ઘણી વખત ઘણા ખળભળાટો, કલેશો, મતભેદ, ઐક્યનો નાશ, અને કુસંપનો વધારો, તેમજ એક વીરપ્રભુના શાસનની છિન્ન ભિન્નતા થવા પામેલ છે તેવાને માટે તો દીલગીરી દર્શાવ્યા સિવાય બીજો ઉપાય નથી. દુનીયામાં એક સાધારણ કહેવત છે કે, "સો વિદ્વાનોનો એક મત" તો શાસનપ્રિય પૂર્વાચાર્યો એક બીજા સાથે સંપથી મળી વિચાર ભેદનું નિરાકરણ કરી સમગ્રનું એક સરખું વર્તન અને ક્રિયમાન કરવા ધારત તો કરી શકત. વિદ્વાનોમાં આગ્રહને અભાવે ઐક્ય થતાં વાર લાગતી નથી. હાલમાં કેળવાયેલા વ્યવહારિક જ્ઞાનમાં વધેલા વિદ્વાનોમાં અનેક મતભેદ છતાં, જ્યારે તેઓ મંડળરૂપે-સંસ્થારૂપે કે પાર્લામેંટરૂપે એક થઇ પોતપોતાના વિચારોને

ચર્ચે છે, વિચારોની આપ લે કરે છે ત્યારે તેઓ એક મત યા અનુમત નરન થઈ જાય છે.

તેમ જો આપણા આચાર્યો ધારત તો કરી શકત. દાખલા તરીકે દેવર્ધિગણીક્ષમાશ્રમણે વલ્લભીપુરમાં પાંચશો આચાર્યોને એકત્ર કરી એકસંપથી શાસ્ત્રોને પુસ્તકારૂઢ કર્યા હતાં. તેજ પ્રમાણે આપણા પૂર્વજો ધારત તો તે પણ કરી શકત; અને હાલ જે ક્ષુદ્ર બાબતોમાં આપણે એક બીજા સાથે લડી મરીએ છીએ, અને એક વીર પ્રભુના ભક્તો છતાં એક બીજાને એક બીજાથી ભિન્ન માનીએ છીએ, તેમ થવા ન પામત. આ જોવાને આપણે જે કમનશીબ રહ્યા છીએ તેનું કારણ માનાકાંક્ષીપણું નહિ તો બીજું શું ! તેમજ વળી તેઓ બીજો નાટક પણ દૃષ્ટિપર પડે છે કે, ગચ્છ ગચ્છના એટલુંજ નહિ પણ એક ગચ્છના સંઘાડા સંઘાડાના આચાર્યો અને મુનિઓમાં કેટલી ખેંચાતાણ અને આગ્રહ જોવામાં આવે છે ? જૂનને છુટી જઈ વર્તમાન કાળમાં રહેલા પૂજ્ય પુરૂષોમાંથી માનાકાંક્ષીપણું જો "વીરભક્ત" દૂર કરી બતાવશે તો પણ તેનો ઉપકાર માનશું.

"હવે ઘર ઘરનું પ્રતિક્રમણ થઇ ગયું." એ શબ્દથી અવલોકક લેખકને ક્રિયાથી અરૂચીવાળો ઠરાવે છે. અન્યાય ખરો મનાય તો સુત્રમનું સામ્રાજ્ય મનાય. આ તો એવું થાય છે કે અસ તું બોલ્યો કે ? તાકીદ કરવામાં આવશે. આવી આપખુદ સત્તા દર્શાવી અવલોકકે પણ લેખકને ક્રિયાથી અરૂચીવાળો

બનાવી શિક્ષા કરી છે. પ્રિય અવલોકક! જરા આપ જુદા જુદા ગચ્છોમાં તપાસ તો કરો, તેથી તરત સમજી શકશો કે દરેક ગચ્છના પ્રતિક્રમણમાં ઘણો ફેરફાર જોવામાં આવે છે, વિધિમાં ભેદ, સૂત્રો માનવામાં ફેર, વધારા ઘટાડામાં ફેર, ખુલ્લેખુલ્લો જોવામાં આવે છે. હાલમાં તપગચ્છ, પાયચંદગચ્છ, ખરતરગચ્છ, અંચલગચ્છ એટલા ગચ્છો વિશેષ હસ્તિ ધરાવે છે, તેમજ તેમની પ્રતિક્રમણ સૂત્રની ચોપડીઓ પણ જુદી જુદી છપાઇ ગએલી છે, તે વાંચતાં અવલોકકને તરત માલુમ પડશે કે "ઘર ઘરનું પ્રતિક્રમણ" થઇ ગયું છે કે નહિં? અવલોકકના લખાણ ઉપરથી જ માલુમ પડે છે કે પોતે ક્રિયા–પ્રતિક્રમણના વિષયથી અજ્ઞાત છે. નહિં તો "ઘર ઘરનું પ્રતિક્રમણ થઇ ગયું" એ વાકય તેને બીલકુલ આશ્ચર્યજનક જણાત નહિં. આગળ ચાલતા તે લખે છે કે, "સંઘની ભલાઈ માટેજ કાર્ય કરનાર આચાર્યવર્યો સંઘસંમતિપૂર્વક સાધારણ સૂત્ર પ્રતિક્રમણમાં ઉમેરે તેમાં હાની કયા પ્રકારની છે? યદિ લેખક મહાશયના અંતઃકરણમાં કોઇ હાની માલૂમ પડતી હોય તો તેઓએ બતાવવી જોઇતી હતી." આ લખાણ વાંચી હસવું આવે છે. કારણકે લેખકે આખા લેખમાં કોઇ સ્થલે સાધારણ પ્રક્ષેપ કરેલા સૂત્રો માટે નિષેધના રૂપમાં કે આ પ્રક્ષેપ અયુક્ત છે તેવા રૂપમાં લખેલજ નથી. ફક્ત જે જે નવા નવા સૂત્રો જુદા જુદા વખતમાં પ્રતિક્રમણમાં દાખલ કરવામાં આવેલા છે તે શા કારણથી? કેવા

સાથે લખવું પડે છે કે અવલોકકે સમજવું જોઇએ કે દ્રવ્ય-ક્ષેત્રકાળભાવાનુસારે આપણા પૂર્વ પુરૂષો ફેરફાર કરતા આવ્યા છે તે ક્રમશઃ લખાએલાં પુસ્તકો તરફ દૃષ્ટિ ફેરવતાં સહેજમાં જણાઇ આવશે. કાળક્રમે ઘણા ફેરફાર થયેલા છે. દુનીયામાં સામાન્ય નિયમ છે કે, "ભાષા પછી વ્યાકરણ"—"રોગ પછી ઔષધ" નક્કી કરવામાં આવે છે, તેમ વ્યવહાર પછી બંધારણ બાંધી શકાય છે. જો તેમ કરવામાં ન આવે તો ઘણી વાર ઘણો ગુંચવારો પેદા થાય છે. પાંચસો વર્ષ પહેલાંના પુસ્તકોમાં જે લખાએલ છે તે, અને ત્યારપછીનાં પુસ્તકોમાં જે લખાએલ છે, તે વાંચતાં ખુલ્લી રીતે સમજાય છે કે, વ્યવહારાનુકુળ બંધન, અને તદનુસાર વિધિપ્રતિષેધ, તેતે વખતના ગ્રન્થકર્તાઓ કરતા આવ્યા છે. પૂર્વે લખાએલા નિયમોથી પણ હાલમાં કેટલુંક ઉલટું વર્તન જોવામાં આવે છે. પણ તે કાળાનુસારે યોગ્ય સમજી, બહુસંમત હોવાથી ઘણા વિદ્વાનોને અનુમતિ આપવી પડે છે, જે હકિકત અત્રે લખતાં વિષયાન્તર અને વિસ્તાર થઈ જાય માટે લખતા નથી. તમોને હાલ નવી નવાઇ જેવું લાગશે પણ યાદ રાખજો કે, તમારા વ્યવહારાનુસારે બંધારણ કુદરત બાંધશેજ. બંધારણનો અર્થ અત્ર સ્થળે હાલમાં એટલોજ માનીએ કે જે વ્યવહાર બહુસંમત થયો, અને તે શિષ્ટ પુરૂષોએ સ્વીકાર્યો તેજ તેનું બંધારણ કહી શકાય. ઈતિહાસનાં પાનાં ફેરવતાં માલુમ પડે છે કે, એવો

ફેરફાર ઘણીવાર થએલ છે, અને થાય છે, અને તેમ થવા સંભવ છે. કેમકે સાધારણ નિયમને અટકાવવા કોઇ સમર્થ નથી. વિદ્વાનો ઉદ્દેશને વધારે સાચવે છે. વીર પ્રભુનો ઉદ્દેશ જે વર્તનથી જળવાઇ રહે તે વર્તન, તેજ વિદ્વાનોને ઉપાદેય છે. આ વાત આગ્રહવાળાથી ન સમજાય તો તેમાં સમજુ દોષવાન નથી.

"અથવા નવી ક્રિયા કરવા ભલામણ કરે છે" એ લખવું મૃષા છે. લેખકના લેખમાં તેવું લખાણ છે જ નહીં. આવા મૃષા લખાણથી શું ફાયદો હશે તે સમજાતું નથી. હવે બીજા કથનપર આવીએ. "પણ એટલું તો મારે અહીંઆ કહ્યા વિના ચાલતું નથી જ કે જે માણસ તદ્દન કપટ વિનાનો હોય તેજ પ્રતિક્રમણ કરી શકે છે." આ લેખના શબ્દો ટાંકી બતાવી અવલોકક લખે છે કે "આ વાકય લખી લેખક મહાશયે એક અયોગ્ય ચર્ચા કરેલી છે" ઉચ્ચ આશયથી લખેલ યોગ્ય કથન અયોગ્ય લાગે તેમાં લેખક શું કરે? લેખનો આશય ન સમજવો અને લેખકનું અવલોકન કરવું એ વિરોધે અયોગ્ય ચર્ચા ઉભી કરી હોય તો તેમાં લેખકનો શો દોષ? લેખકનો આશય માત્ર ત્યાં એજ છે કે, પ્રતિક્રમણ કરતી વખતે પૂર્વે કરેલા દોષો ગુરૂ સમક્ષ કહી બતાવી તેની આલોચના કરવી, અને પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થવું એ પ્રતિક્રમણનો હેતુ છે. પોતાથી

થાય, ને તે વખતે જે અપ્રમાદ સેવાય તે, તત્ સંબંધમાં તેટલા કાળ પરત્વે અપ્રમાદી ન કહેવાય ? તેમ સરળ હૃદયથી દોષોને આલોચી, નિન્દી ગર્હી, ગુરૂસમક્ષ મિથ્યાદુષ્કૃત દેવું તે, તત્ સંબંધમાં તેટલી ક્રિયા પરત્વે નિષ્કપટી ન ગણાય કે ? શ્રીમાન્ યશોવિજયજી મહારાજ કપટને માટે શું લખી ગયા છે તે જરા નિહાળવા ભલામણ કરીએ છઇએ.

दंभेन व्रतमास्थाय यो वांछति परंपदम् ।
लोहनावं समारुह्य सोऽब्धेः पारं यियासति ॥
किं व्रतेन तपोभिर्वा दंभश्चेन्नानिराकृतः ।
किमादर्शेन किं दीपैर्यद्यांध्यं न दृशोर्गतम् ॥
केशलोच धराशय्या भिक्षा ब्रह्मव्रतादिकम् ।
दंभेन दुष्यते सर्वं त्रासेनेव महामणिः ॥

ભાવાર્થઃ—દાંભીકપણે વ્રત આચરી જે પરંપદને ઇચ્છે છે તે લોઢાની નાવમાં બેસી સમુદ્ર પાર જવાની ઇચ્છા કરે છે. જેણે દંભનો ત્યાગ કર્યો તેને વ્રતથી અને તપથી શું ? જેને દૃષ્ટિનો અંધદોષ ગયો નથી તેની આગળ આદર્શ કે દીવાઓ ધરવાથી શું ? કેશનો લોચ, પૃથ્વી ઉપર સુવું, ભિક્ષા માગવી, બ્રહ્મચર્યાદિ વ્રત પાળવું એ સર્વ, કપટ જો ગયું નથી તો દુષિત થાય છે. જેમ ઘણુ માર્વાથી મણી દુષિત થાય છે. આગળ ચાલતાં તેજ મહાત્મા લખે છેઃ—

**अहो मोहस्य माहात्म्यं दिक्षां भागवती मपि ।**
**दंभेन यद्विलुंपंति कज्जलेनेव रूपकम् ॥**

**ભાવાર્થઃ**—અહો ! મોહનું કેવું માહાત્મ્ય છે કે, ભાગવતી દીક્ષાનો પણ દાંભિકો, કાજલથી જેમ રૂપનો નાશ થાય છે તેમ, દંભસેવનથી વિલોપ કરે છે. વીરવિજય મહારાજ પણ પીસ્તાલીસ આગમની પૂજામાં લખે છે કેઃ—

"ચોથું આવશ્યક અનુસરતાં, કેવળી ચંદનબાળા;
અલ્પાગમ તપ કલેશ તે જાણે, બોલે ઉપદેશમાળા."

ચંદનબાળા મહા સતીએ ખરા અંતઃકરણથી નિષ્કપટપણે કેવળીની આશાતનાનો પશ્ચાતાપ કરતાં કેવળજ્ઞાન મેળવ્યું, તે પશ્ચાતાપને "આવશ્યક" ના નામથી વીરવિજયજી મહારાજ ઓળખાવે છે. ચંદનબાળાએ જે પશ્ચાતાપ કર્યો, તે વખતે તેમાં નિષ્કપટપણું નહોતું કે ? વળી તેજ વીરવિજયજી મહારાજ લખે છે કેઃ—

"જ્ઞાન વિના આડંબરી, પામે જગ અપમાન,
કપટ ક્રિયા જન રંજનેરે, મૌનવૃત્તિ બકધ્યાન;
મત્સરી ખરમુખ ઉજવલે, કરતાં ઉગ્ર વિહાર,
પાપશ્રમણ કરી દાખીયા, ઉત્તરાધ્યયન મઝાર."

એમ અનેક સ્થળે કપટને, આડંબરને નિન્દ્યો છે. અજ્ઞાનને ધિક્કાર્યો છે. ઇર્ષા વગેરેને લઇને કપટ પેદા થાય છે, જેથી તે રહીત થવા પ્રયત્ન સેવવો એ ઉત્તમતાની નિશાની છે. પ્રત્યેક

ભાષણના દોષમાંથી બચી શકતા નથી. જો તેવાઓને અશુદ્ધ ક્રિયા ઉપર અનાદર હોય તો તેમને પોતાને શુદ્ધ ક્રિયા કરતાં કોણ અટકાવે છે? જો તેઓ શુદ્ધ ક્રિયાના પ્રેમી હોય તો તે-મણે શુદ્ધ ક્રિયા કરી બતાવી બીજાઓને તેનું અનુકરણ કરતાં શીખવવું જોઇએ. બલ્કે નહીં કે પતિત પાતક બનવું. એટલે જેઓ ક્રિયા પ્રત્યે અભાવ દર્શાવનારા છે તેઓ પણ પોતાના વિચારમાં આગ્રહી છે એમ કાં ન માનવું? આવું ખુલ્લું લખ્યા છતાં, લેખકની માન્યતા ન સમજવી અને બીજી રીતે દોરવાઈ જઇ યદ્વા તદ્વા લખી કાઢવું એ ઉતાવળીયા વિકારી સ્વભાવની નિશાની છે. લેખકના વિચારને સમજીને જો લેખ આદ્યંત વાંચ્યો હોત, અને તેનું મનન કર્યું હોત, તો અવલો-કકને અવલોકન કરવાની તસ્દી લેવી પડત નહિ. અવલોકન કરનારને જ્યાંસુધી અવલોકકના ગુણ પ્રાપ્ત થયા ન હોય ત્યાં-સુધી તેવાઓએ અવલોકન કરવું યોગ્ય નથી. અવલોકકમાં કેવા ગુણો હોવા જોઇએ, તેને માટે એક વિદ્વાન (રા. મોહન-લાલ પાર્વતિશંકર દવે) લખે છે કે "ટીકાકારમાં અનેક માનસિક અને નૈતિક ગુણોની સમૃદ્ધિ હોવી જોઇએ, તે સહૃદય હોવો જોઇએ, તેણે અનેક પ્રકારના પુસ્તકો વાંચેલાં હોવા જોઇએ, તેણે જાતજાતનો અનુભવ મેળવેલો હોવો જોઇએ, વિવિધ વાંચન અને વિશાળ અનુભવને પરિણામે તેની વિચાર-શક્તિ ખીલેલી હોવી જોઇએ, નવા લેખકની કિંમત પણ

ત્વરાથી આંકી શકે એવી તેની બુદ્ધિ ઘડાયલી હોવી જોઇએ, અમુક રચના સારી છે કે નઠારી છે એટલુંજ નહિ પણ તે સારી અથવા નઠારી હોવાનાં કારણો શાંશાં છે, તે કેટલે અંશે સારી અથવા નઠારી છે, અને તે જો નઠારી હોય તો તે કેવી રીતે સુધારી શકાય એ સમજાવવાની શક્તિ તેનામાં હોવી જોઇએ, કેવી રીતે અને કેટલા પ્રમાણમાં તેના તેજ વિચારો બીજા લેખોમાં પણ આવેલા તે કહી શકાય એવી કેળવાયેલી સ્મરણશક્તિ તેની હોવી જોઇએ, તે વિચારો જો કવિતાના આકારમાં મુકાયા હોય તો એક સ્હેજ અમસ્થા ફેરફારથી એક કવિમાં જે વિચાર સાધારણ લાગે છે, તે બીજામાં અદ્દ્ભુત ચમત્કારવાળો કેવી રીતે બની જાય છે તે સમજાવવાનું સામર્થ્ય હોવું જોઇએ, સાહિત્યની પ્રવૃતિઓને પ્રસિદ્ધિમાં આણવા ઉપરાંત ઉત્સાહી અને બુદ્ધિમાન યુવકોની લેખનશકિતને અયોગ્ય માર્ગે જતી રોકવાની અને સન્માર્ગમાં વાળવાની શકિત તેનામાં હોવી જોઈએ. એટલા બુદ્ધિબળ ઉપરાંત નીતિબળ પણ તેનામાં હોવું જોઈએ, ક્ષુદ્ર વિચારોને આડે ન આવવા દેતાં નિખાલસપણે નિર્ણય કરવા જેટલી પ્રમાણિકતા તેનામાં હોવી જોઇએ, સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ તેને હોવી જોઇએ, એ વિચારનાં સંગીનપણા ઉપર ભરોસો તેને હોવો જોઇએ. અને લોકોમાં વાહવાહ કહેવડાવવાના લોભથી તે મુકત હોવો જોઇએ." વગેરે, વગેરે.

આ અવલોકન કરનારે માત્ર પ્રતિક્રમણના વિષય માટે જ નહિ પણ સાક્ષર અમરચંદ ઘેલાભાઈ વગેરે લેખકોના લેખોનું અવલોકન કરતી વખતે કેવું સૌજન્ય અને ઉદારપણું વાપરેલ છે તે દરેક સુજ્ઞ જનને વ્યક્ત હશે એટલુંજ નહિ પણ પ્રાયશઃ કોન્ફરન્સ હેરલ્ડમાં આવેલા પૈકી ત્રણ ચાર સિવાય બધા લેખો અવલોકકને અરૂચિકર થઇ પડ્યા છે. આનું કારણ માત્ર સંકુચિત દૃષ્ટિ, વિચાર દૈન્ય, અને પોતાની માન્યતામાં દુરાગ્રહ સિવાય બીજું કશું સમજાતું નથી. અવલોકનના બીજા શબ્દોની ઉપેક્ષા કરી હાલ તો આટલાથી વિરમીશું, પણ સુચના તરીકે લખ્યા વિના ચાલતું નથી કે આશયના ગર્ભમાં ઉતર્યા સિવાય અવલોકન કે અસમંજસ ટીકા કરવા કરતાં પ્રતિપાદક શૈલીને વળગી દલીલપૂર્વક મૃદુ ભાષામાં રદીઆ આપવાથી જનસમાજને વિશેષ કલ્યાણકારી થવાય છે; કોન્ફરન્સ હેરલ્ડના તંત્રીએ પ્રતિક્રમણ એ લેખના નીચે ફુટનોટમાં જે પ્રતિક્રમણ સંબંધે પ્રશ્નો પૂછ્યા છે, તેનો ખુલાસો કર્યો હોત તો વધારે ઉપયોગી થઈ પડત. હજુ પણ ભલામણ કરીએ છીએ, કે અવલોકક મહાશય પ્રતિક્રમણના રહસ્યને જો સમજનારા હોય તો પૂછેલા પ્રશ્નોનો ખુલાસો કરશે; અને તે પછી જો તે ઉત્તરો સંતોષકારક હશે તો પ્રતિક્રમણ સંબંધી બીજી પ્રશ્નમાળા માન સાથે તેમના કંઠમાં સત્વર આરોપણ કરવામાં આવશે.